ओ३म्

स्व. जेठाभाई प्रेमजी दर्शन ग्रंथमाला ॥ २ ॥

# सांख्यदर्शनम्.

ગુર્જર ભાષાંતર, ટીકા સહીત.

ભાષ્યકાર.

પંડીત મયાશંકર અંબાશંકર શર્મા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

દામોદર સુંદરદાસ.

૨૮૦, હાઈ હોબૅર્ન, લંડન.

સ્વ. જેઠાભાઈ પ્રેમજીના વીલની આજ્ઞાનુસાર.

આવૃત્તિ પહેલી.

સંવત ૧૯૭૯. પ્રત ૫૦૦. સને ૧૯૨૩.

શ્રી કૃષ્ણ પ્રીં. પ્રેસમાં રતિલાલ હરજીવન પટેલે છાપ્યું.
નં. ૯, અનંતવાડી, મુંબઈ ૨.

# ઉપોદ્‌ઘાત

સ્વ. જેઠાભાઈ પ્રેમજી દર્શનમાળા ગ્રંથો તેમના વીલની આજ્ઞાનુસાર મુંબઇ આર્ય સમાજની દેખરેખ નીચે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

તે વીલને અંગે ષડ્‌દર્શન આદી ગ્રંથોના ભાષાંતર માટે નીચેની કલમ જણાવેલી છેઃ—

"............ઉપર લખેલી બાકી વધેલી સઘળી રકમનું
"પ્રોમીસરી નોટનું પ્રથમ વર્ષનું જે વ્યાજ આવે તેમાંથી દયા-
"નંદ સરસ્વતી કૃત સત્યાર્થ પ્રકાશ અગર તેનુ ગુજરાતી ભાષાં-
"તર કરેલા હોય તેવા પુસ્તકો ખરીદ કરી લાયક ગૃહસ્થોને
"ટ્રસ્ટીઓએ મફત વહેંચવા.

"ત્રીજા વર્ષની વ્યાજની રકમમાંથી સ્વામી દયાનંદ સર-
"સ્વતી કૃત સંધ્યા ગુજરાતીમાં કરવી અથવા ખરીદ કરી લાયક
"ગૃહસ્થોને ટ્રસ્ટીઓએ મફત વહેંચી આપવી.

"ચોથા વર્ષની વ્યાજની રકમમાંથી સ્વામી દયાનંદ સર-
"સ્વતી કૃત સંસ્કાર વીધીની ચોપડીઓ ગુજરાતીમાં છપાવી અગર
"ખરીદ કરી લાયક ગૃહસ્થોને મફત વહેંચી આપવી.

"પાંચમાં વર્ષની વ્યાજની આવક થાય તે નીચે જણાવેલા
"છ શાસ્ત્રોનું ગુજરાતીમાં ભાષાંતર કરાવી તેની પ્રત ૩૦૦૦
"છપાવવામાં વાપરવી. સદરહુ પ્રતો છપાવી શકાય તેટલી રકમ
"એકઠી થયેથી એ કામ શરૂ કરવું અગર જેવી આવક આવતી
"જાય તેવું કામ ચાલુ રાખવું. તે એકઝીકયુટરોની મરજી ઉપર
"સોંપું છું.

"છ શાસ્ત્રોના નામ—પૂર્વ મિમાંસા, વેદાંત, સાંખ્ય, યોગ,
"ન્યાય અને વૈશેશિક એવી રીતે છ શાસ્ત્રો હાલ સંસ્કૃતમાં છે.
"તેનો ગુજરાતીમાં તરજુમો મુંબઇ આર્ય સમાજની મારફત
"કરાવવો, અને દરેક શાસ્ત્રની પ્રત ૫૦૦) એટલે કુલે છ શાસ્ત્રની

"પ્રત ૩૦૦૦) ત્રણ હજાર છપાવી લાયક ગૃહસ્થોને મફત વહેંચવી "અથવા થોડી કીંમત રાખી વેંચવી, તે એકઝીકયુટરોની મરજી "ઉપર સોંપું છું. ઉપર જણાવેલા પુસ્તકો ગુજરાતીમાં છપાવી "પાકી બાઇંડીંગના પુંઠા કરી તેમાં મારા ફોટોગ્રાફનો કાગળ "નાંખવો."

ઉક્ત વિલની કલમોની રૂએ-સત્યાર્થ પ્રકાશ, સંધ્યા, સંસ્કાર વિધી અને વેદાંતદર્શનના પુસ્તકો ગુજરાતીમાં છપાઇ તૈયાર થઇ ગયેલ છે, અને આ મહર્ષિ કપિલમુની કૃત સાંખ્યદર્શનના પુસ્તકનું ભાષાંતર તેમની આજ્ઞાનુસાર મુંબઇ આર્યસમાજની મારફતે પંડીત મયાશંકરજી પાસેથી કરાવીને ગુર્જર વાંચકો સમક્ષ સાદર કરવામાં આવે છે.

આશા છે કે સ્વર્ગસ્થ ગૃહસ્થની ઇચ્છાનુસાર બાકીના ચાર શાસ્ત્રોના ભાષાંતર કરાવી છપાવવાની વ્યવસ્થા હવે પછીના ટ્રસ્ટીઓ યોગ્ય સમયે અવશ્ય કરશે.

મારૂં ધંધાર્થે અત્રે નિવાસ થતાં દીલગીરી સાથે મજકુર શેઠના વીલના ટ્રસ્ટી તરીકે રાજીનામું આપવા ફરજ પડેલ છે, તેથી ઇચ્છા છતાં તેમનું બાકી રહેલું ફરમાવેલું કાર્ય બજાવવા હું અશક્ત છું.

ભવદીય,

**લંડન**, તા. ૨૧ મી નવેંબર ૧૯૨૨. **દામોદર સુંદરદાસ.**



# પ્રસ્તાવના.



આધ્યાત્મિક જ્ઞાનની ઉચ્ચત્તમ ભૂમિકાએ પહોંચેલી વૃદ્ધ આર્ય-સભ્યતા પ્રાકૃતિક સંપત્તિના મોહમાં ફસાયલા યુવજગતને હજી પણ પરમ સુખનો માર્ગ દર્શાવી શકે છે. જીવન પર્યન્ત જડ જગતની નિરીક્ષા અને પરીક્ષામાં મથતાં અકિંચનતા જેઓને વિષાદ ઉત્પન્ન ન કરી શકી, જે-ઓએ બીજાનાં સુખમાંજ પોતાના મનને આનંદોદધિમાં ડુબાડયું હતું, સંસારના ક્ષણિક સુખમાં સર્વ શક્તિનો વ્યય કરી રાગમોહાદિનું જ દાસ્ય સ્વીકારનાર મનુષ્યોના કલ્યાણાર્થે તપશ્ચર્યા કરી મહર્ષિઓએ જે જ્ઞાનસુધા ઉત્પન્ન કરી હતી, તેનું પરમનિધાન તેઓએ રચેલાં ષડ્દર્શન છે.

સર્વ પ્રાચીનતમ પુસ્તકોના પિતામહ ઋગ્વેદમાં જે વિવિધ જ્ઞાન-માળા ઉલ્લિખિત કરવામાં આવી છે, તે જ્ઞાનમાળાનો એકજ મણકો આધ્યાત્મિકજ્ઞાન છે અને તે સર્વોત્કૃષ્ટ છે એવો પરમજ્ઞાની મહર્ષિઓનો અનુભવ છે.

ષડ્દર્શન એટલે છ શાસ્ત્ર તે છ શાસ્ત્રમાંનું સાંખ્યશાસ્ત્ર એક છે. સાંખ્ય દર્શનના રચનાર મહર્ષિ કપિલ હતા એમ મહાભારતાદિ આકર ગ્રન્થો જોવાથી જાણી શકાય છે. મહર્ષિ કપિલ કયારે થયા ? કયાં થયા ? ઇત્યાદિ શોધ અત્યારે નિરુપાય હોવાથી તેમણે કરેલા ઉપદેશમાંજ આપણે સંતોષ માનીશું, મહર્ષિ કપિલનું નામ ઉપનિષદાદિ ગ્રન્થોમાં મહાન્ તત્વજ્ઞાની તરીકે પ્રખ્યાતિ પામેલું છે.

સાંખ્ય શબ્દનો અર્થ જ્ઞાન થાય છે, એટલે પ્રકૃતિ, પુરુષ અને તેના ભેદનું જે યથાર્થ જ્ઞાન તેનું નામ સાંખ્ય, અને તેવા જ્ઞાનનો ઉપાય બતાવનારૂં જે શાસ્ત્ર તેનું નામ સાંખ્યશાસ્ત્ર અથવા સાંખ્ય દર્શન.

સાંખ્ય શાસ્ત્રના પ્રતિપાદ્ય વિષયો પુરાણ, કાવ્ય અને વૈદ્યક આદિ ગ્રન્થોમાં જેટલા જોવામા આવે છે તેટલા બીજાં દર્શનોના વિષયો જો-વામાં આવતા નથી આવા અત્યુત્તમ ગ્રન્થનું ભાષાન્તર ગુજરાતી ભાષામાં

અપેક્ષણીય હોવાથી મેં આ કાર્ય ઉત્સાહથી આરંભ્યું છે. આ સાંખ્ય શાસ્ત્રમાં સર્વ જડ જગતનું મૂળ ઉપાદાન કારણ પ્રકૃતિ માનવામાં આવ્યું છે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સામ્યાવસ્થાનું નામ પ્રકૃતિ છે. ભોગાર્થી અને અજ્ઞાની જીવાત્માને ભોગ અને જ્ઞાન થાય એ હેતુથી પ્રકૃતિમાં વિક્ષોભ થયો તેથી વિક્ષુબ્ધ પ્રકૃતિમાંથી એક પદાર્થ બન્યો તેનું નામ મહત્ મહત્માંથી અહંકાર, અહંકારમાંથી તન્માત્રા અને અગ્યાર ઇંદ્રિયો, પાંચ તન્માત્રામાંથી પાંચ મહાભૂતો, પૃથ્વી, પાણી, વાયુ, તેજ અને આકાશ. એ પ્રમાણે ચોવીસ જડ તત્વો અને પચ્ચીસમો પુરુષ કે જે ચેતન છે. પ્રકૃતિ વિકારિણી છે અને પુરુષ નિર્વિકાર છે એટલે તે કોઇ ચેતનાન્તર કે વિકારાન્તરનું ઉપાદાન કારણ નથી.

પુરુષ બે પ્રકારના છે, એક તો અનાદિ કર્મના સંબંધને લીધે ભિન્ન ભિન્ન શરીરદ્વારા જીવન ભોગવે છે તેથી જીવ એવી સંજ્ઞા ધારણ કરે છે જીવાત્મા એક નહિ પણ અસંખ્ય છે. બીજો ઇશ્વર છે ને તે એક છે. ઇશ્વર પ્રકૃતિના સર્વ સરૂપ અને વિરૂપ પરિણામ સાંનિધ્યથી સતત ગતિમાન્ રાખે છે. ઇશ્વર અતીન્દ્રિય હોવાથી પ્રત્યક્ષાદિ પ્રમાણો તેમાં અસિદ્ધ છે, તેથી આ શાસ્ત્રમાં લખ્યું છે કે "**ईश्वरासिद्धेः**" એટલે જે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી આપણે ઘટપટાદિ સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થોને જાણી શકીએ છીએ તે પ્રમાણોની ગતિ ઇશ્વરમાં નથી. આથી એ સિદ્ધ થાય છે કે ઇશ્વરનો અભાવ નથી પણ એને જાણવાની સામગ્રી અલૌકિક છે, માટે કેટલાક ભ્રમ ખાય છે કે સાંખ્ય શાસ્ત્ર નિરીશ્વરવાદી છે.

સમાધિ અને સુષુપ્તિમાં જીવાત્માનું સ્વરૂપ બ્રહ્મ સાથે સરખાવ્યું છે ઇશ્વરને સર્વકર્તા અને સર્વજ્ઞાતા પણ આ જ શાસ્ત્રમાં નિરૂપ્યો છે. હવે જો ઇશ્વરનો અભાવ જ આ શાસ્ત્રકારને ઇષ્ટ હોત તો એમ શા માટે નિરૂપે? સાંખ્યકારિકાકાર ઇશ્વર, કૃષ્ણ અને સાંખ્ય તત્ત્વ કૌમુદીકાર વાચસ્પતિમિશ્ર આદિ પંડિતોએ ઇશ્વરનો અનંગીકાર કર્યો છે પણ તે તેમનું પોતાનું જ માનવું છે, મહર્ષિ કપિલનું નહિ.

વિવેક જ્ઞાન મેળવી પ્રકૃતિના સર્વ જાતના વિકારોથી મુક્ત થવું એ જ જીવાત્માની મુક્તિ છે.

રજોગુણનું પરિણામ જ દુઃખ છે અને તેનો આઘાત જીવાત્માને થાય છે. એ આઘાતનો અત્યન્ત નાશ પણ થઇ શકે છે અને તેનો ઉપાય વિવેકજ્ઞાનથી અતિરિક્ત નથી, **ऋते ज्ञानान्न मुक्तिः** અને તે જ્ઞાન આ શાસ્ત્રમાં બતાવેલા ઉપાયથી મળી શકે છે, માટે આ શાસ્ત્ર સપ્રયોજન છે, તેથી દુઃખને અત્યન્ત દૂર કરવાને ઇચ્છનારે આ શાસ્ત્રનું અધ્યયન અવશ્ય કરવું જોઇએ. ક્ષણિક દુઃખની નિવૃત્તિ ઉપાયાન્તરથી પણ સાધ્ય છે પણ આત્યન્તિક દુઃખ નિવૃત્તિ તો વિવેક જ્ઞાનથી જ સાધ્ય છે.

વિવેકજ્ઞાની જ ખરો આદર્શ અને ઉપદેષ્ટા પુરુષ છે, જો એવા પુરુષ ન હોય તો ધર્મવિષયક અંધપરંપરા ચાલે છે, **इतरथान्धपरंपरा** શું કર્તવ્ય છે, શું અકર્તવ્ય છે એમાં મુંજવણ ન આવે તેને માટે આ શાસ્ત્રનું અધ્યયન બહુ ઉપયોગી છે, ગુર્જર પ્રજા આવા અત્યુત્તમ ગ્રન્થના અધ્યયનથી અવશ્ય લાભ ઉઠાવશે.

**પં. મયાશંકર અંબાશંકર શર્મા.**



स्व. जेठाभाई प्रेमजी दर्शन ग्रंथमाला ॥ २ ॥

ओ३म्

# सांख्यदर्शनम्.

सिद्धः प्रमाणैः पुरुषार्थहेतुः सच्चिन्मयः सत्कृतिरार्त्तबन्धुः ।
सद्भावभूयस्त्वनमस्कृतो मे दद्याद्विभुः सिद्धिमिह प्रयत्ने ॥१॥

महर्षि कपिलं वन्दे यस्य ज्ञानार्कसंभुवः ।
भासस्तमांसि हृत्स्थानि लीयन्ते क्वापि बिभ्यति ॥ २ ॥

कार्षवचोम्बुधिश्चायं धीतरीः क च मे लघुः ।
तथापि तितरीषायां मनस्तद्बालचापलम् ॥ ३ ॥



## अथ प्रथमोऽध्यायः

સંગતિઃ—"હું સુખી થાઉં, દુઃખી ન થાઉં." એવી બે જાતની લોકોમાં પ્રાર્થના હોવાથી, મહર્ષિ કપિલ સુખ તથા દુઃખની નિવૃત્તિને પુરૂષાર્થ કહે છે, (જુઓ અ. ૬ સૂ ૫) અને દુઃખની અત્યંત નિવૃત્તિને પરમપુરૂષાર્થ કહે છે. પ્રાણી માત્રની ખરી કૃતાર્થતા પરમપુરૂષાર્થમાં છે, માટે આ પ્રથમ સૂત્રમાં મહર્ષિ પરમપુરૂષાર્થની વ્યાખ્યા કરે છે.

**अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥ १ ॥**

અન્વિત પદાર્થઃ—

(अथ) મંગલાર્થક (त्रिविधदुःखात्यन्त निवृत्तिः) ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંત નિવૃત્તિ (अत्यन्तपुरुषार्थः) પરમપુરૂષાર્થ છે.

અર્થઃ—શિષ્ટાચારને અનુસરીને મહર્ષિએ શાસ્ત્રની શરૂઆતમાં અથ શબ્દ મંગળને માટે મૂક્યો છે. આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એવી ત્રણ પ્રકારનાં દુઃખો પ્રાણી માત્રને છે.

શરીરમાં વાત, પિત્ત અને કફની વિષમતા થવાથી, તથા મનમાં કામ, ક્રોધ, લોભ અને મોહ આદિ થવાથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે આધ્યાત્મિક દુઃખ કહેવાય છે.

મનુષ્ય, પશુ અને પંખી આદિ તરફથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે આધિભૌતિક દુઃખ કહેવાય છે.

અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અગ્નિ અને વાયુ આદિથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે આધિદૈવિક દુઃખ કહેવાય છે.

કામંદક નીતિશાસ્ત્રમાં પણ લખ્યું છે કેઃ—

**हुताशनो जलं व्याधिर्दुर्भिक्षं मरणं तथा ।**
**इति पञ्चविधं दैवं मानुषं व्यसनं ततः ॥**

એ ત્રિવિધ સ્થૂળ અને સૂક્ષ્મ દુઃખોની અત્યન્ત નિવૃત્તિ થવી એજ પરમપુરૂષાર્થ છે. જે દુઃખ વર્ત્તમાન અવસ્થામાં છે તે, સ્થૂળ દુઃખ કહેવાય છે અને જે દુઃખ આવવાનું છે તે સૂક્ષ્મ કહેવાય છે. સ્થૂળ દુઃખ ભોગવ્યાથીજ છૂટે છે, તેથી ભાવિ દુઃખની નિવૃત્તિ માટેજ આ શાસ્ત્રનો ઉપયોગ છે. ભગવાન્ **પંતજલિએ** પણ યોગશાસ્ત્રમાં લખ્યું છે. કે "**हेयं दुःख मनागतम्**॥ જે અનાગત એટલે ભાવિ દુઃખ છે, તેજ ખરી રીતે તજવા યોગ્ય છે.

આ શાસ્ત્રના ચાર વિષયો છે. હેય, હેયહેતુ, હાન અને હાનહેતુ, તેમાંથી હાન એટલે દુઃખની નિવૃત્તિ અને હેય એટલે ત્રિવિધ દુઃખો, એ બે આ સૂત્રમાં સંક્ષેપથી બતાવ્યા છે, આગળ તેમનો વધારે વિસ્તાર શાસ્ત્રકાર પોતેજ કરશે. ॥ ૧ ॥

હવે હાનહેતુ ( દુઃખ નિવૃત્તિનો ઉપાય ) આ સૂત્રમાં સમજાવે છે. આ શાસ્ત્ર દુઃખ નિવૃત્તિનો ઉપાય કેવી રીતે થઇ શકે છે? ઉત્તર.

**न दृष्टात्तत्सिद्धि र्निवृत्ते ऽप्यनुवृत्तिदर्शनात् ॥ २ ॥**

અન્વિત પદાર્થઃ—

**निवृत्ते** ) નિવૃત્ત થવા છતાં ( **अपि** ) પણ ( **अनुवृत्तिदर्शनात्** ) અનુવૃત્તિ જોવાથી ( **दृष्टात्** ) દૃષ્ટ ઉપાયથી ( **तत्सिद्धिः** ) તેની સિદ્ધિ ( **न** ) થતી નથી.

અર્થ:—પ્રથમ સૂત્રમાં બતાવેલાં ત્રણ પ્રકારનાં દુ:ખોની અત્યંત નિવૃત્તિ લૌકિક ઉપાયોથી થઇ શકતી નથી; જો કે અસરકારક ઔષધ રોગ ઉપર લાગુ પડવાથી રોગની નિવૃત્તિ થાય છે, તથા પતિવ્રતા શીલ-ગુણ સંપન્ન સુંદરીના લાભથી અને ઇષ્ટ પાન, ભોજન અને વસ્ત્રાલંકારાદિ મળવાથી આધ્યાત્મિક દુ:ખનો નાશ થતો જોવામાં આવે છે; તથા નીતિશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે વર્ત્તવાથી આધિભૌતિક દુ:ખનો પણ નાશ થવો સંભવિત છે; પદાર્થવિજ્ઞાનના બળથી આધિદૈવિક દુ:ખનો પણ નાશ કરી શકાય. છતાં પણ એ દુ:ખની નિવૃત્તિ થોડી વારને માટે છે, અને ઉપર બતાવેલા ઉપાયો ઘણી વખત નિષ્ફળ પણ બને છે; માટે લૌકિક ઉપાયોથી દુ:ખની અવશ્ય અત્યંત નિવૃત્તિ થવી સંભવતીજ નથી. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લખ્યું છે કે **"सा होवाच मैत्रेयी यन्नु म इयं भगोः सर्वा पृथ्वी वित्तेन पूर्णा स्यात् स्यांन्वहं. तेनामृताऽऽहो न ? नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितं स्यात् अमृतत्त्वस्य तु नाशास्ति वित्तेन" बृ. अ. ४ ब्रा. ५ खं. ३.**

"**મૈત્રેયીએ** કહ્યું કે હે ભગવન્, જો ધનથી ભરેલી આ બધી પૃથ્વી મને મળે તો હું અમૃત ( અત્યંત દુ:ખ નિવૃત્તિવાળી ) થાઉં કે? **યાજ્ઞવલ્ક્યે** ઉત્તર આપ્યો કે ધન મળવાથી મનુષ્યનાં જીવિતો જેમ સુખ દુ:ખવાળાં થાય છે તેમ તારૂં જીવિત પણ થશે, ધનથી અમૃતની આશા રાખી શકાય નહીં." આ ઉપરથી સમજાય છે કે લૌકિક ઉપાયો અત્યન્ત નિવૃત્તિના ઉપાય નથી, તેથી આ શાસ્ત્રના જ્ઞાનની જરૂર છે, કારણ કે આ શાસ્ત્રમાં બતાવેલા વિવેકજ્ઞાનથી દુ:ખની અત્યંત નિવૃત્તિ થઇ શકે છે. ॥ ૨ ॥

ત્યારે શું દૃષ્ટ ઉપાયોથી જે દુ:ખનિવૃત્તિ થાય છે, તે પુરૂપાર્થ ન કહેવાય ? જો દૃષ્ટ ઉપાયો દુ:ખનિવૃત્તિના ઉપાયો ન હોય તો ધન આદિ પદાર્થો મેળવવામાં લોકોની પ્રવૃત્તિ ન થવી જોઇએ. સમાધાન.

**प्रात्यहिकक्षुत्प्रतीकारवत् तत्प्रतीकारचेष्टनात् पुरुषार्थत्त्वम् ॥ ३ ॥**

**અન્વિત પદાર્થ:—**

( **प्रात्यहिकक्षुत्प्रतीकारवत्** ) હમેશની ક્ષુધાનિવૃત્તિના ઉપાયમાં જેમ પ્રવૃત્તિ થાય છે તેમ ( **तत्प्रतीकारचेष्टनात्** ) તેના ઉપાયમાં પ્રવૃત્તિ થતી જોવાથી ( **पुरुषार्थत्वम्** ) પુરૂષાર્થ છે.

અર્થ:—જેમ ભોજન ભૂખને સદાને માટે દૂર કરી શકતું નથી, છતાં પણ તેમાં પ્રવૃત્તિ સર્વ કોઇ કરે છે, તેમ અન્ય દુ:ખોની નિવૃત્તિ માટે ધનાદિ મેળવવામાં પ્રવૃત્તિ થાય છે માટે ધન આદિથી દુ:ખની જે નિવૃત્તિ થાય છે તે અલ્પપુરૂષાર્થ-કહેવાય છે, પરમપુરૂષાર્થ નહીં.

શું કોઇ પણ દૃષ્ટ ઉપાય પરમપુરૂષાર્થનો સાધક નથી ?

**सर्वासंभवात् संभवेऽपि सत्त्वासंभवाद्धेयः प्रमाणकुशलैः ॥ ४ ॥**

અન્વિત પદાર્થ:—

( **सर्वासंभवात्** ) સર્વમાં સંભવ ન હોવાથી ( **संभवे** ) સંભવ હોય છતાં ( **सत्त्वासंभवात्** ) વિશુધ્ધ ન હોવાથી ( **प्रमाणकुशलैः** ) વિદ્વાન્ મુમુક્ષુઓએ ( **हेयः** ) તજવો જોઇએ.

અર્થ:—કોઇ પણ લૌકિક ઉપાય એવો નથી કે જે બધાં દુ:ખોનો નાશ કરી શકે, અને અમુક ઉપાય અમુક દુ:ખનો નાશ કરે, તોપણ તેજ ઉપાય ઘણી વખત પરિણામે દુ:ખદાયક થઇ પડે છે, માટે મુમુક્ષુ પુરૂષોએ પરમપુરૂષાર્થ માટે લૌકિક ઉપાયો ત્યાજ્ય ગણવા જોઇએ. ॥ ૪ ॥

કોઇ એમ કહે કે જેમાં દુ:ખનો જરા પણ સંબંધ નથી, એવું જે સૌથી ઉત્તમ સુખ તેજ પરમપુરૂષાર્થ છે, અને તે લૌકિક ઉપાયોથી મળી શકે છે; તો પછી શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન મેળવવાની શી જરૂર છે ? એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

**उत्कर्षादपि मोक्षस्य सर्वोत्कर्षश्रुतेः ॥ ५ ॥**

અન્વિત પદાર્થ:—

( **उत्कर्षात्** ) ઉત્કર્ષની અપેક્ષાએ ( **अपि** ) પણ ( **मोक्षस्य** ) મોક્ષનો ( **सर्वोत्कर्षश्रुतेः** ) સર્વ કરતાં વધારે ઉત્કર્ષ છે.

અર્થ:—ઉત્કર્ષની અપેક્ષાએ પણ જો પરમપુરૂષાર્થ સિદ્ધ કરીએ, અર્થાત્ અમુક સુખ કરતાં અમુક સુખ ઉત્કૃષ્ટ છે; જેમકે ધનવાન્ કરતાં રાજાને વધારે સુખ, અને રાજા કરતાં સ્વર્ગમાં વધારે સુખ ઇત્યાદિ; તોપણ મોક્ષમાંજ સુખની સર્વ કરતાં ઉત્કૃષ્ટતા સિદ્ધ થશે, કારણ કે સર્વ શાસ્ત્રમાં મોક્ષસુખજ સર્વોત્તમ માનવામાં આવ્યું છે. ॥ ૫ ॥

શું વેદમાં બતાવેલાં યજ્ઞયાગાદિ કર્મો પણ મોક્ષના ઉપાયો નથી ? ઉત્તર:—

**अविशेषश्चोभयोः ॥ ६ ॥**

અન્વિત પદાર્થ:—

( **च** ) અને ( **उभयोः** ) બન્નેમાં ( **अविशेषः** ) સામાન્ય છે.

અર્થ:—જેમ લૌકિક ઉપાયો મોક્ષના સાધક નથી તેમ કેવળ કર્મકાંડ પણ મોક્ષસાધક નથી. જ્ઞાન સિવાય મોક્ષ મળી શકતો નથી. "**तमेव विदित्वाति मृत्युमेति**" પરમાત્માને જાણવાથીજ મોક્ષ મળે છે. ॥૬॥

હવે ચોથો વ્યૂહ જે હેયહેતુ ( દુ:ખનું કારણ ) છે, તેને સમજાવવાનું શરૂ કરે છે. સાંખ્યશાસ્ત્રકાર પ્રકૃતિ અને પુરૂષના અજ્ઞાનમૂલક સંયોગનેજ હેયહેતુ માને છે, અને તે ૧૯ માં સૂત્રમાં સ્પષ્ટ કરશે. જે લોકો જીવાત્માને સ્વભાવથીજ બંધન માને છે તેઓના મતનું ખંડન કરે છે.

**न स्वभावतो बद्धस्य मोक्षसाधनोपदेशविधिः ॥ ७ ॥**

અન્વિત પદાર્થ:—

( **स्वभावतः** ) સ્વભાવથી ( **बद्धस्य** ) બંધાયેલાને ( **मोक्षसाधनोपदेशविधिः** ) મોક્ષના સાધનના ઉપદેશનું વિધાન ( **न** ) નથી.

અર્થ:—જો જીવાત્માને સ્વભાવથીજ બંધન માનવામાં આવે તો તેને દુ:ખનિવૃત્તિનાં સાધનોનો ઉપદેશ કરવો વ્યર્થ છે, કારણ કે જે વસ્તુમાં જે ગુણ કે દોષ સ્વાભાવિક હોય તેની નિવૃત્તિ થઇ શકતી નથી. અગ્નિમાં ઉષ્ણતા સ્વાભાવિક હોવાથી અગ્નિને કોઇ પણ કારણથી ઉષ્ણતા રહિત કરી શકાતો નથી. ગુણી જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી તેનો સ્વાભા-

વિક ગુણુ પણુ રહે છે. જ્યારે અગ્નિ નાશ પામે છે, ત્યારેજ તેની ઉષ્ણુતા પણુ નાશ પામે છે, અથવા ઉષ્ણુતાના નાશની સાથેજ અગ્નિનો નાશ થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જો જીવાત્મામાં બંધન સ્વાભાવિક હોય તો બંધનના નાશ સાથેજ જીવાત્માનો નાશ થવો જોઇએ, પણુ એમ બનતું નથી, કારણુ કે બંધનનો નાશ થવા છતાં આત્માનું અસ્તિત્વ રહે છે, માટે આત્મામાં બંધન સ્વાભાવિક નથી. ॥ ૭ ॥

જો કોઇ એવી શંકા કરે કે જીવાત્મામાં બંધન ભલે સ્વાભાવિક રહે, અને તેની નિવૃત્તિનો ઉપદેશ પણુ શાસ્ત્રકાર ભલે કરે. એ શંકાનુ સમાધાન આ સૂત્રમાં છે.

**स्वभावस्यानपायित्वादननुष्ठानलक्षणमप्रामाण्यम् ॥ ८ ॥**

અન્વિત પદાર્થઃ—

( **स्वभावस्य** ) સ્વભાવનો ( **अनपायित्वात्** ) નાશ ન થવાથી ( **अननुष्ठानलक्षणम्** ) અનુષ્ઠાન ન કરવારૂપ ( **अप्रामाण्यम्** ) અપ્રમાણ્ય થશે.

અર્થઃ—જીવાત્મા નિત્ય છે, એ સર્વ પ્રમાણોથી સિદ્ધ છે, જો નિત્ય જીવાત્માને બંધન સ્વાભાવિક માનીએ તો બંધનને પણુ નિત્યજ માનવું જોઇએ, અને એમ માનવાથી વેદ તથા ઉપનિષદ્ આદિ ગ્રન્થોમાં મોક્ષ મેળવવા માટે જે જે સાધનો બતાવવામાં આવ્યાં છે તેઓનું અનુષ્ઠાન કરવું વ્યર્થ થઇ જાય, કારણુ કે તેમનું અનુષ્ઠાન કરવા છતાં પણુ નિત્ય સ્વભાવભૂત બંધનની નિવૃત્તિ થઇ શકતી નથી, તેથી નિષ્ફળ સાધનનો ઉપદેશ કરનાર શાસ્ત્રોમાં અપ્રમાણિકતા આવે, અને એને પરિણામે શાસ્ત્રો અપ્રમાણિક થઇ ખોટાં ઠરે, માટે બંધન સ્વાભાવિક માની શકાય નહીં. ॥ ૮ ॥

અશકય કાર્યનું અનુષ્ઠાન થઇ શકતું નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

**नाशक्योपदेशविधिरुपदिष्टे ऽप्यनुपदेशः ॥ ९ ॥**

અન્વિત પદાર્થઃ—

( **अशक्योपदेशविधिः** ) અશક્ય ફળવાળા ઉપદેશનું અનુષ્ઠાન (**न**) થઇ શકતું નથી, ( **उपदिष्टे** ) તેવો ઉપદેશ કર્યો હોય ( **अपि** ) તોપણ ( **अनुपदेशः** ) તે ઉપદેશાભાસ છે.

અર્થ:—જે વસ્તુ મેળવવાને અશક્ય હોય, તેને મેળવવાનો ઉપદેશ કરવો નકામો છે. જન્માંધ માણસને દેખતો કરવાના ઉપાયનો ઉપદેશ કોઇપણ આપતું નથી, તથા સસલાનાં શીંગડાં મેળવવાનો ઉપદેશ પણ કોઇ કરતું નથી, અને જો કોઇ એવો ઉપદેશ કરે તોપણ તે નકામો છે, કારણ કે એ વસ્તુઓ મેળવવી અશક્ય છે, તો પછી વેદાદિ શાસ્ત્રો સ્વાભાવિક બંધનની અશક્ય નિવૃત્તિનો ઉપદેશ કેવી રીતે કરી શકે? ॥૯॥

હવે પૂર્વપક્ષ કરનાર શંકા કરે છે કે સ્વાભાવિક બંધનની પણ નિવૃત્તિ થઇ શકે છે.

**शुक्लपटवद्बीजवच्चेत्** ॥ १० ॥

અન્વિત પદાર્થ:—

( **चेत्** ) જો (**शुक्लपटवत्**) સફેદ વસ્ત્ર માફક (**बीजवत्**) બીજ માફક.

અર્થ:— જો કોઇ એવી શંકા કરે કે કાપડનો રંગ સ્વભાવે સફેદ છે, છતાં પણ તેને કાળો કે લાલ રંગ દેવાથી તેનો સફેદ રંગ દૂર થાય છે, તેમજ બીજમાં અંકુર ઉત્પન્ન કરવાની શક્તિ સ્વાભાવિક છે, છતાં તેને સેકવાથી તેની સ્વાભાવિક અંકુરજનન શક્તિ દૂર કરી શકાય છે, તેમ સ્વાભાવિક બંધનની પણ નિવૃત્તિ તત્ત્વજ્ઞાનથી કરી શકાય છે. ॥૧૦॥

હવે ઉક્ત શંકાનું સમાધાન કરે છે.

**शक्त्युद्भवानुद्भवाभ्यां नाशक्योपदेशः** ॥ ११ ॥

અન્વિત પદાર્થ:—

( **शक्त्युद्भवानुद्भवाभ्याम्** ) શક્તિનો આવિર્ભાવ અને તિરોભાવ હોવાથી ( **अशक्योपदेशः** ) અશક્ય વસ્તુનો ઉપદેશ (**न**) થઇ શકતો નથી.

અર્થ:—શક્તિનો આવિર્ભાવ અને તિરોભાવ એટલે પ્રકટ થવું, અને અપ્રકટ થવુંજ થાય છે, તેથી ઉક્ત બે ઉદાહરણોથી અશક્ય વસ્તુના ઉપદેશની સિદ્ધિ થતી નથી. સફેદ વસ્ત્રમાં કાળો કે લાલ રંગ દેવાથી સફેદ રંગનો તિરોભાવ ( અપ્રકટતા ) થાય છે, તેથીજ ધોબી પાસે ધોવડાવવાથી અથવા કોઈ પણ અન્ય ઉપાયથી તે રંગ દૂર કરી પાછો સફેદ રંગ લાવી શકાય છે. બીજમાં પણ અંકુરજનન શક્તિનો તિરોભાવજ થાય છે. કારણ કે તે શક્તિ પણ પાછી લાવી શકાય છે, માટે સ્વાભાવિક શક્તિનો નાશ થતો નથી. એ કારણથી આત્મામાં બંધન સ્વાભાવિક માનવું તે યોગ્ય નથી ॥ ૧૧ ॥

હવે જે લોકો કાળને બંધનનું કારણ માને છે, તેમના મતનું નિરાકરણ કરે છે.

**न कालयोगतो व्यापिनो नित्यस्य सर्वसम्बन्धात् ॥ १२ ॥**

અન્વિત પદાર્થ:—

( **कालयोगतः** ) કાળના સંબંધથી ( **न** ) બંધન થતું નથી (**व्यापिनः**) વ્યાપક અને ( **नित्यस्य** ) નિત્ય હોવાથી ( **सर्वसम्बन्धात्** ) સર્વસાથે સંબંધ હોવાથી.

અર્થ:—કાળ બંધનનું કારણ નથી, કારણ કે કાળ વ્યાપક અને નિત્ય હોવાથી, તેનો સર્વ વસ્તુ સાથે સંબંધ છે, મુક્ત જીવાત્માઓને પણ કાળ સાથે સંબંધ છે, તેથી જો કાળને બંધનનું કારણ માનીએ તો, તેઓ પણ કાળના સંબંધમાં આવી બધ્ધ થઈ જાય, માટે કાળને બંધનનું કારણ માનવું એ યોગ્ય નથી. ॥ ૧૨ ॥

દેશ પણ બંધનનું કારણ નથી, તે આ સૂત્રમાં સમજાવે છે.

**न देशयोगतोऽप्यस्मात् ॥ १३ ॥**

અન્વિત પદાર્થ:—

( **देशयोगतः** ) દેશના સંબંધથી ( **अपि** ) પણ ( **न** ) બંધન થઈ શકતું નથી ( **अस्मात्** ) ઉપર બતાવેલા કારણથી.

હવે અવસ્થાથી પણ બંધનનો નિષેધ કરે છે.

**नावस्थातो देहधर्मत्वात् तस्याः ॥ १४ ॥**

અન્વિત પદાર્થ:—

(**अवस्थातः**) અવસ્થાથી (**न**) બંધન થતું નથી (**तस्याः**) તેનું (**देहधर्मत्वात्**) શરીરધર્મત્વ હોવાથી.

અર્થ:—બાલ્યાવસ્થા, યુવાવસ્થા કે વૃદ્ધાવસ્થા પણ બંધનનું કારણ નથી, કારણ કે એ બધી અવસ્થાઓ શરીરના ધર્મો છે. હરિરામ બાળક છે, યુવાન્ છે કે વૃદ્ધ છે એવી જે આત્મવિષયક પ્રતીતિ થાય છે, તે તો શરીરને લઇને છે. શરીર રહિત આત્માનું નામ હરિરામ નથી, તેમ તે બાળક, યુવા કે વૃદ્ધપણ નથી. હવે જો અવસ્થાથી આત્મામાં બંધન માનવામાં આવે તો તે બની શકે નહિ કારણ કે, કારણ બીજે ઠેકાણે હોય અને કાર્ય બીજે ઠેકાણે થાય એ સંભવિત નથી. દેવદત્તને સાપ કરડે અને યજ્ઞદત્તનું મૃત્યુ થાય એ બનવું અશક્ય છે, કારણ કે મૃત્યુનું કારણ સાપનું વિષ દેવદત્તમાં છે યજ્ઞદત્તમાં નહિ, માટે દેવદત્તનું જ મરણ થાય છે. આ દાખલા ઉપરથી સમજાય છે કે શરીરસ્થ અવસ્થાથી આત્મામાં બંધન આવતું નથી, માટે અવસ્થા બંધનનું કારણ નથી. ॥ ૧૪ ॥

આત્માને અવસ્થાનો સંબંધ નથી તેમાં શબ્દ પ્રમાણ આપે છે.

**असङ्गोऽयं पुरुष इति ॥ १५ ॥**

અન્વિત પદાર્થ:—

(**अयम्**) આ (**पुरुषः**) આત્મા (**असङ्ग**) અવસ્થાના સંબંધથી રહિત છે (**इति**) એવું શબ્દ પ્રમાણ છે.

**અર્થ**:—આત્મા બાલ્ય, યૌવન અને જરા આદિ અવસ્થાઓથી રહિત છે, જો અવસ્થાઓ આત્માના ધર્મો માનીએ તો, આત્માને બાળક, યુવાન્ અને વૃદ્ધ માનવો પડે અને છેવટે વિકારી અને વિનાશીપણ માનવો પડે, માટે અવસ્થાઓ આત્માના ધર્મો નથી. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લખ્યું છે કે:—**अनन्वागतस्तेन भवत्यसङ्गोऽयं पुरुष इति" बृ० ४-३-१४-१५.**

ગીતામાં પણ લખ્યું છે કે:—

"देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ॥ २-१३

"निरञ्जनः परमं साम्यमुपैति" मुंडक ३-३.

એ બધાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આત્મામાં અવસ્થાઓના સંબંધ નથી. ॥ ૧૫ ॥

કર્મો પણ બંધનનાં કારણો નથી તે આ સૂત્રમાં સમજાવે છે.

**न कर्मणान्यधर्मत्वादतिप्रसक्तेश्च ॥ १६ ॥**

અન્વિત પદાર્થ:—

(**कर्मणः**) કર્મથી (**न**) બંધન થતું નથી (**अन्यधर्मत्वात्**) અન્યનો ધર્મ હોવાથી (**च**) અને (**अतिप्रसक्तेः**) અતિ પ્રસક્તિ દોષ આવવાથી.

**અર્થ**:—કર્મો પણ બંધનનાં કારણ નથી, કર્મો તો ઉલટાં ચિત્ત-શુદ્ધિદ્વારા મોક્ષ મેળવવામાં સહાયતા આપે છે. "**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतऽसमाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरि**" યજુર્વેદ "મુક્તિનાં હેતુભૂત કર્મો કરતાંજ મુમુક્ષુ પુરૂષોએ સો વરસ સુધી જીવવાની ઇચ્છા કરવી, એ પ્રમાણે વર્ત્તવાથી કર્મો બંધન-કારક થતાં નથી."

જો કર્મને બંધનકારક માનીએ તો અતિપ્રસક્તિ દોષ પણ આવે છે, અર્થાત્ અન્ય વસ્તુમાં રહેલાં કર્મોએ અન્યમાં બંધન ઉત્પન્ન કરવું જોઇએ. જો માનો કે, અન્યસ્થ વસ્તુ અન્યમાં ફળ ઉત્પન્ન કરી શકે છે, તો એમ પણ કહી શકાય કે, સંસારી આત્માનાં કર્મો મુક્ત આત્મા-ઓમાં પણ બંધન કરી શકે છે. જો એવી અવ્યવસ્થિત વ્યવસ્થા માન-વામાં આવે તો કોઇએ પણ મુક્ત થવાની આશા રાખવી જ ન જોઇએ. માટે કર્મોપણ બંધનકારક નથી, ॥ ૧૬ ॥

ત્યારે બંધનરૂપ દુઃખનો સંબંધ આત્મામાં શામાટે માનવો જોઇએ ?

**विचित्रभोगानुपपत्तिरन्यधर्मत्वे ॥ १७ ॥**

અન્વિત પદાર્થ:—

( **अन्यधर्मत्वे** ) બંધનરૂપ દુઃખનો સંબંધ જો અન્યનો ધર્મ હોય તો ( **विचित्रभोगानुपपत्तिः** ) વિચિત્ર ભોગની સિદ્ધિ થાય નહિ.

અર્થ:—જો દુઃખના સંબંધને અન્યનો ધર્મ માનીએ અને આત્માનો ન માનીએ તો દુઃખ સાક્ષાત્કારરૂપ વિચિત્ર ભોગની સિદ્ધિ આત્મામાં થાય નહિ. આત્મામાં ભોગ છે અને તેથી તે ભોક્તા કહેવાય છે, એ વાત સર્વ શાસ્ત્રકારો સ્વીકારે છે. " **अनीशश्चात्मा बध्यते भोक्तृ-भावाज्ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ श्वेताश्वतर १-८** " આત્મા ભોક્તા હોવાથી અશક્ત થઇ બદ્ધ થાય છે અને પરમાત્માને જાણી મુક્ત થાય છે."

**पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ॥ गीता १३-२१**

" પ્રકૃતિમાં રહેલો પુરૂષ પ્રકૃતિથી ઉત્પન્ન થતાં ફળોનો ભોગ કરે છે." આ બધાં પ્રમાણો હોવા છતાં જો આત્મામાં દુઃખનો સંબંધ ન માનો તો, અમુકજ આત્મા સુખનો ભોક્તા છે અને અમુકજ આત્મા દુઃખનો ભોક્તા છે એમ ન થવું જોઇએ. કાંતો સર્વ સુખ ભોક્તાઓ અને કાંતો સર્વ દુઃખ ભોક્તાઓ હોવા જોઇએ, કારણ કે તમે દુઃખનો સંબંધ આત્મામાં માનતાજ નથી, તેને તો અંતઃકરણમાં જ માનો છો, તેથી દુઃખના સંબંધનો અભાવ સર્વ આત્માઓમાં એકસરખો હોવાથી સર્વ આત્માઓમાં એકસરખોજ ભોગ હોવો જોઇએ. પણ એમ નથી; કોઇ સુખી અને કોઇ દુઃખી છે માટે દુઃખનો સંબંધ આત્મામાં છે. ॥૧૭॥

સાક્ષાત્પ્રકૃતિ પણ બંધનનું કારણ થઇ શકતી નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## प्रकृतिनिबन्धनाच्चेन्न, तस्या अपि पारतन्त्र्यम् ॥ १८ ॥

અન્વિત પદાર્થ:—

( **प्रकृतिनिबन्धनात्** ) પ્રકૃતિરૂપ કારણથી બંધન થાય છે ( **चेत्** ) જો એમ કહો તો ( **तस्याः** ) તેને ( **अपि** ) પણ ( **पारतन्त्र्यम्** ) પરતંત્રતા છે.

**અર્થ**:—જો કહો કે પ્રકૃતિ પોતેજ સાક્ષાત્ બંધનનું કારણ છે, તો તે ઠીક નથી કારણ કે, તેપણ પરતંત્ર છે. આત્માનો અજ્ઞાનમૂલક પ્રકૃતિ સાથે જે સંયોગ છે, તેજ સંયોગને આધીન થઇ પ્રકૃતિ બંધનકારક થાય છે, સાક્ષાત્ નહીં, અર્થાત્ અજ્ઞાનમૂલક સંયોગજ બંધનનું મુખ્ય કારણ છે, પ્રકૃતિ તો ગૌણ પડી જાય છે; જો પ્રકૃતિ કોઇની પણ અપેક્ષા રાખ્યા સિવાય બંધનકારક હોય તો તે સર્વ મુક્ત આત્માઓ સાથે પણ હોવાથી તેમને પણ બદ્ધ કરે અને પરિણામે કોઇપણ મુક્ત થઇ શકેજ નહિ, માટે પ્રકૃતિ સાક્ષાત્ બંધનકારક નથી ॥ ૧૮ ॥

પ્રકૃતિ અવિવેક જન્ય સંયોગદ્વારા જ બંધનકારક છે, તે આ સૂત્રમાં સમજાવે છે.

**न नित्यशुद्धबद्धमुक्तस्वभावस्य तद्योगस्तद्योगादृते ॥ १९ ॥**

અન્વિત પદાર્થ:—

(**तद्योगात्**) તેના સંબંધ (**ऋते**) સિવાય (**न**) બંધ થતો નથી, અન્યથા (**नित्यशुद्धबुद्धमुक्तस्वभावस्य**) નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ પરમાત્માને (**तद्योगः**) બંધનનો સંબંધ થાય.

અર્થ:—પ્રકૃતિના અવિવેકમૂલક સંયોગ સિવાય જીવાત્માને બંધન થઇ શકતું નથી જો પ્રકૃતિ સ્વરૂપેજ બંધનકારક હોય તો, નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ પરમાત્મા સર્વત્ર વ્યાપક હોવાથી, પ્રકૃતિ સાથે પણ નિત્ય સંબંધ હોવાથી તેને પણ બંધન થઇ જાય, તેથી પરમાત્માને પણ નિત્ય બદ્ધજ માનવો પડશે, માટે પ્રકૃતિનો અવિવેકજ્ઞાન સહચરિત સંબંધજ બંધનકારક છે. ॥ ૧૯ ॥

હવે બૌધ્ધોએ માનેલાં બંધનનાં કારણો પ્રામાણિક ન હોવાથી તેમનું ખંડન કરે છે. બૌધ્ધોમાં એક વિજ્ઞાનાદ્વૈત માનનાર સંપ્રદાય છે, તેનું માનવું છે કે ક્ષણિક વિજ્ઞાનોની પરંપરાજ બધું જગત્ છે; બાહ્ય જે સૃષ્ટિ દેખાય છે તે ખોટી છે અને પ્રકૃતિ જેવું કશુ જડ જગતનું ઉપાદાન કારણ નથી; આત્મામાં જે બંધન છે, તેનું કારણ પણ અવિદ્યા જ છે, તેનું ખંડન આ સૂત્રથી પ્રથમ કરે છે.

**नाविद्यातोऽप्यवस्तुना बन्धायोगात् ॥ २० ॥**

અન્વિત પદાર્થ:—

( **अविद्यातः** ) અવિદ્યાથી ( **अपि** ) પણ ( **न** ) બંધન થઇ શકતું નથી ( **अवस्तुना** ) અવસ્તુરૂપ હોવાથી તેનાથી ( **बन्धायोगात्** ) બંધનનો યોગ થઇ શકે નહિ.

અર્થ:—અવિદ્યાથી પણ બંધન થઇ શકતું નથી, કારણ કે તેઓના મતમાં વિદ્યા=જ્ઞાન અને અવિદ્યા=જ્ઞાનનો અભાવ. હવે જે અવિદ્યા કે કે જે અભાવ સ્વરૂપ છે, તે બંધનકારક કેવી રીતે થઇ શકે? દોરડામાં કદાચિત્ કોઇને સાપનો ભ્રમ થાય, અને ભૂલથી તેનો સ્પર્શ કરે, અને તે એમ સમજે કે મને સાપ કરડયો છે, છતાં પણ તેને સાપનું વિષ ચડતું નથી કારણ કે, તેના શરીરમાં સાપના વિષનો અભાવ છે. સ્વપ્નામાં કોઇ માણસ પેટ ભરીને ખાય તોપણ તેની ભૂખ મટતી નથી કારણ કે, પેટમાં ભોજનનો અભાવ છે. આ ઉપરથી સમજાય છે અભાવ દુ:ખ કે સુખ કરી શકતો નથી, માટે અવિદ્યા કે જે જ્ઞાનનો અભાવ છે તે બંધનકારક થઇ શકે નહિ. ॥ ૨૦ ॥

જો બૌદ્ધો અવિદ્યાને વસ્તુસ્વરૂપ માને તો તેઓના મતમાં બીજો દોષ બતાવે છે.

**वस्तुत्वे सिद्धान्तहानिः ॥ २१ ॥**

અન્વિત પદાર્થ:—

( **वस्तुत्वे** ) અવિદ્યાને વસ્તુસ્વરૂપ માનવામાં **सिद्धान्तहानिः** ) સિદ્ધાન્તનો ત્યાગ થાય છે.

અર્થ:—જો અવિદ્યાને વસ્તુસ્વરૂપ માનવામાં આવે તો તેઓએ માનેલા સિદ્ધાંતનો ત્યાગ થાય છે, કારણ કે તેઓનું એવું માનવું છે કે વિજ્ઞાનની એકસરખી જે પરંપરા છે તેજ કાર્યકારણાત્મક સર્વ જગત્ છે, વિજ્ઞાનભિન્ન કોઇપણ બીજી વસ્તુ જ નથી, માટે સિદ્ધાન્તના ત્યાગના ભયથી તેઓ અવિદ્યાને વસ્તુસ્વરૂપ માની શકે નહિ. ॥ ૨૧ ॥

ત્રીજો દોષ બતાવે છે.

**विजातीयद्वैतापत्तिश्च ॥ २२ ॥**

અન્વિત પદાર્થ:—

( **च** ) અને ( **विजातीयद्वैतापत्तिः** ) વિજાતીયદ્વૈતની આપત્તિ થશે.

અર્થ:—ક્ષણિક વિજ્ઞાન સંતતિવાદી બૌદ્ધો સદૃશ વિજ્ઞાનોની પરંપરા માનવાથી જ્ઞાનનું દ્વૈત તો સ્વીકારે છે અને તેને સજાતીય દ્વૈત કહે છે, પણ જો અવિદ્યાને જ્ઞાનભિન્ન ભાવરૂપ પદાર્થ માને તો તેમને વિજાતીય દ્વૈત માનવું પડે, કારણ કે જ્ઞાન અને જ્ઞાનભિન્ન ભાવરૂપ પદાર્થ એ બે સજાતીય દ્વૈત ન કહેવાય. જ્ઞાનનો સજાતીય પદાર્થ બીજું જ્ઞાન જ થઇ શકે, જ્ઞાનથી વિલક્ષણ કોઇ બીજો પદાર્થ જ્ઞાનનો સજાતીય ન કહેવાય માટે વિજાતીય દ્વૈતના ભયથી તેઓ અવિદ્યાને વસ્તુસ્વરૂપ માની શકે નહિ. ॥ ૨૨ ॥

બૌધ્ધોનો પૂર્વપક્ષ.

**विरुद्धोभयरूपा चेत् ॥ २३ ॥**

અન્વિત પદાર્થ:—

( **विरुद्धोभयरूपा** ) " **उभयं च तद्रूपं च उभयरूपम्, विरुद्धम् उभयरूपं यस्याः सा विरुद्धोभयरूपा** " ઉભય રૂપ અર્થાત્ સત્ અને અસત્ રૂપથી વિલક્ષણ ( **चेत्** ) જો અવિદ્યા માનીએ તો ?

અર્થ:— જો અવિદ્યાને સત્ રૂપ કે અસત્ રૂપ પણ માનવામાં ન આવે, એટલે કે સત્ અને અસત્ રૂપથી જુદા જ પ્રકારની અવિદ્યા છે એમ માનવામાં આવે તો અદ્વૈત ભંગ થાય નહિ, અને વિજાતીય દ્વૈતત્વરૂપ દોષ પણ આવે નહિ, માટે અવિદ્યા સત્ અને અસત્ રૂપથી જુદા જ પ્રકારની છે અને તે જ અવિદ્યા બંધનકારક છે, એમ માનવામાં આવે તો શો દોષ? ॥ ૨૩ ॥

ઉત્તર:—

**न तादृक्पदार्थाप्रतीतेः ॥ २४ ॥**

અન્વિત પદાર્થ:—

( **न** ) ઉભય રૂપ વિલક્ષણ અવિદ્યા નથી ( **तादृक्पदार्थाप्रतीतेः** ) તેવા પદાર્થની પ્રતીતિ ન થવાથી.

અર્થ:—સત્ અને અસત્‌થી વિલક્ષણ કોઇપણ પદાર્થ જ નથી. કેટલાક પદાર્થો સત્‌રૂપ છે અને કેટલાક અસત્‌રૂપ છે, ત્રીજો કોઇપણ પ્રકાર જ જણાતો નથી કે જેમાં અવિદ્યાનો સમાવેશ કરી શકાય, માટે એવી અવિદ્યા માનવામાં કોઇપણ પ્રમાણ નથી. ॥ ૨૪ ॥

બૌધ્ધોનો બીજો પૂર્વપક્ષ.

**न वयं षट्पदार्थवादिनो वैशेषिकादिवत् ॥ २५ ॥**

અન્વિત પદાર્થ:—

( **वयम्** ) અમે ( **वैशेषिकादिवत्** ) વૈશેષિક શાસ્ત્રકાર આદિ ઋષિઓ પેઠે ( **षट्पदार्थवादिनः** ) છ જ પદાર્થવાદી ( **न** ) નથી.

અર્થ:—મહર્ષિ કણાદ જેમ છ જ પદાર્થો માને છે અને મહર્ષિ ગૌતમ સોળ જ પદાર્થો માને છે તેમ, અમે પરિમિત પદાર્થવાદી નથી, માટે અમારા મતમાં કોઇ એવો પણ પદાર્થ છે કે જે ભાવ અને અભાવરૂપથી ભિન્ન છે. જગત્ અનંત અને વિચિત્ર છે, માટે એવા પદાર્થના હોવામાં કશો સંદેહ નથી તેમ અસંભવ પણ નથી. ॥ ૨૫ ॥

સમાધાન

**अनियतत्त्वेऽपि नायौक्तिकस्य संग्रहोऽन्यथा बालोन्मत्तादि समत्त्वम् ॥ २६ ॥**

અન્વિત પદાર્થ:—

( **अनियतत्त्वे** ) પરિમિત પદાર્થો ન માનો ( **अपि** ) તોપણ ( **अयौक्तिकस्य** ) યુક્તિશૂન્ય બાબતનો ( **संग्रहः**) સ્વીકાર થઇ શકે નહીં ( **अन्यथा** ) નહી તો ( **बालोन्मत्तादिसमत्त्वम्** ) બાળક અને ઉન્મત્ત પેઠે થાય.

**અર્થ**:—ભલે તમે પરિમિત પદાર્થો ન માનો, છતાં પણ જે પદાર્થ માનવામાં કોઇપણ પ્રમાણ કે યુક્તિ નથી, તેનો સ્વીકાર કરી શકાય નહીં, જો તમે પ્રમાણશૂન્ય પદાર્થનો સ્વીકાર કરશો તો તે અપ્રા-માણિક હોવાથી તમે બાળક અને ગાંડા માણસ પેઠે લેખાશો. ॥ ૨૬ ॥

ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધના મતમાં વાસના પણ બંધનનું કારણ થઇ શકતી નથી તે આ સૂત્રમાં સમજાવે છે.

**नानादिविषयोपरागानिमित्तकोऽप्यस्य ॥ २७ ॥**

અન્વિત પદાર્થ:—

(**अस्य**) આ આત્માને (**अनादिविषयोपरागनिमित्तकः**) વિષયોની તૃષ્ણારૂપ અનાદિ વાસના (**अपि**) પણ (**न**) બંધન થઇ શકતી નથી,

**અર્થ:**—પ્રવાહરૂપે અનાદિ જે વિષયોની વાસના છે, તેપણ બૌધ્ધોના મતમાં બંધનનું કારણ થઇ શકે નહિ, કારણ કે એમના મતમાં વાસના પણ ક્ષણિક જ છે. ॥ ૨૭ ॥

હવે વાસના બંધનનું કારણ ન થવામાં હેતુ આપે છે.

**न बाह्याभ्यन्तरयोरुपरञ्ज्योपरञ्जकभावोऽपि देशव्यवधानात् स्रुघ्नस्थपाटलीपुत्रस्थयोरिव ॥ २८ ॥**

અન્વિત પદાર્થ:—

(**बाह्याभ्यन्तरयोः**) બહારના અને અંદરના પદાર્થોનો (**उपरञ्ज्योपरञ्जकभावः**) અનુગ્રાહ્ય અને અનુગ્રાહક ભાવ એટલે સંયોગ (**अपि**) પણ (**न**) થઇ શકતો નથી (**देशव्यवधानात्**) દેશનું વ્યવધાન હોવાથી (**स्रुघ्नस्थपाटलीपुत्रस्थयोः**) સ્રુઘ્ન અને પાટલી-પુત્રમાં સ્થિત પદાર્થો (**इव**) પેઠે.

**અર્થ:**—જેનું પ્રતિબિંબ પાડવું હોય તે અને જેમાં પ્રતિબિંબ પાડવું હોય તે, એ બન્ને જો એક જ ઠેકાણે હોય તોજ પ્રતિબિંબ પડી શકે છે, નહી તો જેમ, ફોટોગ્રાફરને કેમેરો લઇ આગ્રામાં ઉભો રાખ્યો હોય અને જેનો ફોટો લેનો છે તેને પટણામાં ઉભો રાખ્યો હોય તો તે માણસનો ફોટો પડી શકતો નથી કારણ કે, દેશનું વ્યવધાન છે, તથા બંધ કરેલી પેટી ઉપર મુખ રાખવાથી પેટીમાં રહેલા દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી તેમ, શરીરની અંદર રહેલી ક્ષણિક વિજ્ઞાનોની પરંપરામાં બહારના વિષયોનું પ્રતિબિંબ પડી શકે નહિ, માટે બૌદ્ધમત પ્રમાણે વાસના બંધનનું કારણ થઇ શકતી નથી. ॥ ૨૮ ॥

જો ક્ષણિક વિજ્ઞાનરૂપ આત્માને અંદર અને બહાર પરિપૂર્ણ માની, વિષયને અને આત્માને એક દેશમાં માનશો તોપણ તમારા મતમાં વ્યવસ્થા થઇ શકશે નહિ, તે આ સૂત્રમાં બતાવે છે.

## द्वयोरेकदेशलब्धोपरागान्न व्यवस्था ॥ २९ ॥

અન્વિત પદાર્થ:—

( द्वयोः ) બન્નેને ( एकदेशलब्धोपरागात् ) એક દેશમાં સંબંધ માનવાથી પણ ( व्यवस्था ) વ્યવસ્થા ( न ) થઇ શકશે નહિ.

અર્થ:—જો આત્માને વ્યાપક માની અંદર અને બહાર સર્વત્ર છે એમ માનો તોપણ, સુખ દુઃખની વ્યવસ્થા થઇ શકશે નહિ, કારણ કે જે ક્ષણિક વિજ્ઞાનમાં પ્રતિબિંબ પડે છે, તે બીજા ક્ષણમાં વાસના સાથેજ નાશ પામે છે, તો હવે વાસના સિવાય સુખ દુઃખની વ્યવસ્થા કેવી રીતે થઇ શકે? ॥ ૨૯ ॥

પૂર્વપક્ષ

## अदृष्टवशाचेत् ॥ ३० ॥

અન્વિત પદાર્થ:—

( अदृष्टवशात् ) અદૃષ્ટથી વ્યવસ્થા થશે ( चेत् ) જો એમ કહેશો તો.

અર્થ:—અર્થ જો એમ કહેશો કે ક્ષણિક વિજ્ઞાનોમાં એવું એક અદૃષ્ટ કારણ છે કે જે એક વિજ્ઞાનમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં જાય છે અને એને લઇનેજ સુખદુઃખની વ્યવસ્થા થાયછે. ॥૩૦॥

ઉત્તર

## न द्वयोरेककालायोगादुपकार्योपकारकभावः ॥ ३१ ॥

અન્વિત પદાર્થ:—

( द्वयोः ) બન્નેનો ( एक कालायोगात् ) એક કાળમાં સંબંધ ન થવાથી ( उपकार्योपकारकभावः ) ઉપકાર્યઉપકારક ભાવ ( न ) થઇ શકશે નહિ.

અર્થ:—અદૃષ્ટ કારણ માનવાથી પણ સુખદુઃખની વ્યવસ્થા થઇ શકશે નહિ, કારણ કે પૂર્વવિજ્ઞાનમાંથી ઉત્તરવિજ્ઞાનમાં તમે માનેલું અદૃષ્ટ કારણ ત્યારેજ જઇ શકે કે, જ્યારે પૂર્વભાવિ અને પશ્ચાદ્‌ભાવિ બે વિજ્ઞાનો

એક સાથે એકજ સમયમાં રહે, પણ એ તમારા મતમાં બનવાનું નથી, કારણ કે તમે એક ક્ષણ કરતાં વધારે સ્થિતિ કોઇની માનતા જ નથી. બન્ને એક સમયમાં એકસાથે ભેગાં ન થાય ત્યાંસુધી એક બીજાનો ઉપકાર કરી શકતાં નથી. સફેદ વસ્ત્રને જો લાલ રંગ આપવો હોય તો રંગદ્રવ્ય અને વસ્ત્ર બન્ને એકજ વખતે અને એકજ ઠેકાણે સંયુક્ત થાય તોજ વસ્ત્રને રંગ દઈ શકાય, અન્યથા નહીં. બીજો દોષ એ છે કે જેને તમે અદૃષ્ટ કારણ માનો છો તેને પણ ક્ષણિક સિદ્ધાન્તના ભંગના ભયથી ક્ષણિકજ માનશો તો, તે સ્થિર ન હોવાથી સુખ દુઃખ કેવી રીતે આપી શકશે? અને જો સ્થિર માનશો તો પ્રતિજ્ઞાનો ભંગ થશે, માટે ક્ષણિકવાદમાં ઉપકાર્યોપકારક ભાવ સિદ્ધ થઇ શકતો નથી અને તે કારણથી સુખ દુઃખની વ્યવસ્થા પણ થઇ શકતી નથી. ॥ ૩૧ ॥

બીજી શંકા કરે છે. પૂર્વપક્ષ

## पुत्रकर्मवदिति चेत् ॥ ३२ ॥

અન્વિત પદાર્થઃ—

( **पुत्रकर्मवत्** ) પુત્રને જેમ ગર્ભાધાનાદિ સંસ્કારનું ફળ મળે છે તેમ, ( **इति** ) એમ ( **चेत्** ) જો શંકા કરો તો.

અર્થઃ—જેમ તમારા મતમાં ગર્ભમાં પુત્ર ન હોવા છતાં માતા પિતા ગર્ભાધાનાદિ સંસ્કાર કરે છે અને તેનું ફળ ભાવી પુત્રને મળે છે, તેમ અમારા મતમાં પણ ભાવિ વિજ્ઞાનનો પૂર્વવિજ્ઞાન સાથે કશો પણ સંબંધ ન હોવા છતાં, પૂર્વવિજ્ઞાન ઉત્તર વિજ્ઞાનમાં ફળ ઉત્પન્ન કરી શકશે અને ઉપકાર્યોપકારક ભાવ પણ બની શકશે. ॥ ૩૨ ॥

ઉત્તર

## न, अस्ति हि तत्र स्थिर एक आत्मा यो गर्भादिना संस्क्रियते ॥३३॥

અન્વિત પદાર્થઃ—

( **न** ) નહિ, ( **हि** ) કારણ કે ( **तत्र** ) ગર્ભમાં ( **एकः** ) એક ( **आत्मा** ) આત્મા ( **अस्ति** ) છે ( **यः** ) જે ( **गर्भाधानादिना** ) ગર્ભધાન આદિ સંસ્કારોથી ( **संस्क्रियते** ) સંસ્કારાય છે.

અર્થ:—પૂર્વસૂત્રમાં જે શંકા કરી છે તે ઠીક નથી કારણ કે ગર્ભમાં સ્થિર એક આત્મા છે કે જે ગર્ભાધાન આદિ સંસ્કારોનું ફળ ભોગવે છે. જો ગર્ભમાં આત્મા ન હોય તો તેમાં જે શરીરની રચના થાય છે તે થઇ શકે નહિ. કેવળ ગર્ભાધાન સંસ્કાર વખતે પુત્રનું અસ્તિત્વ નથી છતાં પણ તે વખતના માતાનાં શુભ અથવા અશુભ વિચારો હોય છે, તે માતામાં સ્થિર હોવાથી જ્યારે ગર્ભમાં પુત્રાત્મા આવે છે ત્યારે તે વિચારોનું સંક્રમણ થાય છે, અમારા મતમાં આત્મા અસ્થિર નથી તથા જે સંસ્કાર કરે છે તેપણ અસ્થિર નથી, માટે અમારા ઉદાહરણથી તમે તમારા ક્ષણિક કાર્યોમાં ઉપકાર્યોપકારક ભાવ સિદ્ધ કરી શકશો નહિ.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ક્ષણિકવાદમાં વાસના બંધનનું કારણ થઇ શકતું નથી. ॥ ૩૩ ॥

ક્ષણિકવાદી બૌદ્ધનો પૂર્વપક્ષ

**स्थिरकार्यासिद्धेः क्षणिकत्वम् ॥ ३४ ॥**

અન્વિત પદાર્થઃ—

( **स्थिरकार्यासिद्धेः** ) સ્થિર કાર્યની સિદ્ધિ ન થવાથી ( **क्षणिकत्वम्** ) સર્વ પદાર્થોની ક્ષણિકતા છે.

અર્થ:—જે સત્ હોય છે તે અર્થક્રિયાકારિ હોય જ છે. જે અર્થક્રિયાકારી હોય તે કાંતો ક્રમથી બધી ક્રિયાઓ કરે છે અને કાંતો એક સાથે બધી ક્રિયાઓ કરે છે. હવે જો જે સત્ એકસાથે બધી ક્રિયાઓ કરી લેછે તે ઉત્તરક્ષણમાં ક્રિયા ન કરવાથી સત્ રહી શકે નહિ, અને જો ક્રમથી ક્રિયાઓ કરે તો, જે પ્રકારવાળા સતે પૂર્વક્રિયા કરી તેજ પ્રકારવાળાથી ઉત્તરક્રિયા થઇ શકે નહિ, માટે તેમાં જુદો પ્રકાર જરૂર આવવો જોઇએ, અને જુદો પ્રકાર આવવાથી તે સતમાં જરૂર ફેરફાર થશે અને તેથી તે ક્ષણિક બનશે. એ પ્રમાણે વિચાર કરતાં સંસારમાં સર્વ વસ્તુ ક્ષણિકજ લાગે છે કોઇપણ સ્થિર નથી, આત્મા પણ સ્થિર નથી અને અને બંધન પણ સ્થિર નથી ॥ ૩૪ ॥

ઉત્તર

**न प्रत्यभिज्ञाबाधात् ॥ ३५ ॥**

અન્વિત પદાર્થ:—( **प्रत्यभिज्ञाबाधात्** ) પ્રત્યભિજ્ઞાથી ક્ષણિકત્વનો બાધ થવાથી ( **न** ) ક્ષણિકત્વની સિદ્ધિ થતી નથી.

અર્થ:—આજે જોયલી વસ્તુને જ્યારે બે દિવસ પછી જોઇએ છીએ ત્યારે આપણે કહીએ છીએ કે "આ તેજ વસ્તુ છે કે જે મેં બે દિવસ પહેલાં જોઇ હતી." એવું જે જ્ઞાન થાય છે તેને પ્રત્યભિજ્ઞા કહે છે. જો વસ્તુઓ ક્ષણિક હોય તો ઉક્ત પ્રત્યભિજ્ઞા થઇ શકે નહિ. સ્થિરવસ્તુમાંજ પ્રત્યભિજ્ઞા થઈ શકે છે. પ્રત્યભિજ્ઞારૂપ હેતુથી ક્ષણિકતાવાદનું ખંડન થાય છે અને સ્થિરતાવાદની સિદ્ધિ થાય છે.

પ્રથમ ક્ષણમાં જોયલી વસ્તુ બીજા ક્ષણમાં નાશ પામે છે, અને ત્રીજાક્ષણ તત્સદૃશ બીજી જ વસ્તુ ઉત્પન્ન થાય છે, તોપછી ચોથા ક્ષણમાં "આ તેજ વસ્તુ છે કે જે મેં પહેલા ક્ષણમાં જોઈ હતી" એ પ્રત્યભિજ્ઞા કેવી રીતે થઇ શકે? અર્થાત્ નજ થઇ શકે તેથી ક્ષણિકવાદ અસત્ય છે. ॥ ૩૫ ॥

બીજું દૂષણ આપે છે.

## श्रुतिन्यायविरोधाच्च ॥ ३६ ॥

અન્વિત પદાર્થ:—

( **च** ) અને ( **श्रुतिन्यायविरोधात्** ) શબ્દપ્રમાણ અને અનુમાન પ્રમાણોથી વિરૂદ્ધ હોવાથી પણ ક્ષણિકવાદ અસત્ય છે.

અર્થ:—**एषो ह देवः प्रदिशोऽनु सर्वाः पूर्वो ह जातः सउ गर्भे अन्तः । स वै जातः स जनिष्यमाणः प्रत्यङ् जनास्तिष्ठति सर्वतो मुखः ॥**" યજુર્વેદ "સર્વજ્ઞ પરમાત્માજ સર્વત્ર વિદ્યમાન છે, તેણેજ સર્વ સૃષ્ટિ બનાવી છે અને બનાવશે "**सदेव सौम्य इदमग्र आसीत्**" ૬-૨-૧ છાંદોગ્ય. "**कथमसतः सज्जायेत**" છાંદોગ્ય ૬-૨-૨ ઇત્યાદિ સ્થિરતા બોધક શબ્દપ્રમાણો હોવાથી ક્ષણિકવાદ અસત્ય ઠરે છે.

અનુમાનથી પણ ક્ષણિકવાદ અસત્ય ઠરે છે. જેમકે:—એક વસ્તુ પ્રથમ ક્ષણમાં નાશ પામી છે તો બીજા ક્ષણમાં તે નાશ પામેલી વસ્તુથી બીજી વસ્તુ કેવી રીતે બનશે? ભાવનું કારણ અભાવ કદિપણ બની શકતું નથી. તથા એક ક્ષણિક વસ્તુ બીજી ક્ષણિક વસ્તુનું કારણ કદિપણ થઇ શકે નહિ, માટે ક્ષણિકવાદ માનવામાં કોઇપણ પ્રમાણ નથી. ॥ ૩૬ ॥

ત્રીજું દૂષણ

## दृष्टान्तासिद्धेश्च ॥ ३७ ॥

અન્વિત પદાર્થ:—

( **च** ) અને ( **दृष्टान्तासिद्धेः** ) દૃષ્ટાન્તની અસિદ્ધિ હોવાથી ક્ષણિકવાદની સિદ્ધિ થઇ શકતી નથી.

**અર્થ:**—ક્ષણિકતા સિદ્ધ કરવાને કોઇ દૃષ્ટાન્ત પણ મળી શકતું નથી. સત્પદાર્થનો કદિપણ નાશ થતો જ નથી, તોપછી ક્ષણિકતા સત્પદાર્થમાં કેવી રીતે આવી શકે? ગીતામાં પણ લખ્યું છે કે

**"नासतो विद्यते भावो नाभावो विद्यते सतः"**

અભાવનો કદિપણ ભાવ થતો નથી અને ભાવનો કદિપણ અભાવ થતો નથી. ॥ ૩૭ ॥

ક્ષણિકતાવાદી બૌદ્ધોના મતમાં કાર્યકારણ ભાવ પણ બની શકતો નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

## युगपज्जायमानयोर्न कार्यकारणभावः ॥ ३८ ॥

અન્વિત પદાર્થ:—

( **युगपत्** ) એક સાથે ( **जायमानयोः** ) ઉત્પન્ન થયેલા બે પદાર્થોના ( **कार्यकारणभावः** ) કાર્યકારણભાવ ( **न** ) થઇ શકતો નથી.

**અર્થ:**—દુનીયામાં જે કાર્યકારણભાવ પ્રસિદ્ધ છે તેને તમે કેવી રીતે માનો છો? શું એક સાથે ઉત્પન્ન થયેલા પદાર્થોને । કાર્યકારણભાવ માનો છો કે ક્રમથી ઉત્પન્ન થયેલા પદાર્થોનો? જો કહો કે અમે એકસાથે ઉત્પન્ન થયેલા પદાર્થોનો કાર્યકારણ ભાવ માનીએ છીએ, તો તે બની શકશે નહિ કારણ કે, ગાયને એક સાથે બે શીંગડાં ઉત્પન્ન થાય છે, તેમાંથી કયા શીંગડાને કયા શીંગડાનું કારણ માનો છો? અર્થાત્ કોઇને કોઇનું કારણ કે કાર્ય માની શકશો નહિ, કારણ કે તે બન્ને એક સાથે જ ઉત્પન્ન થયાં છે. કાર્યની અપેક્ષા કારણ પહેલેથી જ હમેશાં વિદ્યમાન હોવું જોઇએ. અલંકારનું કારણ સોનું કે રૂપું પહેલેથી જ વિદ્યમાન હોય તો જ સોની અલંકાર ઘડવા માટે તૈયાર થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કારણ અને કાર્યની ઉત્પત્તિ એક સાથેજ હોતી નથી. ॥૩૮॥

હવે બૌદ્ધ મતમાં ક્રમિક ઉત્પન્ન થયેલા પદાર્થોનો પણ કાર્યકારણ ભાવ બની શકતો નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**पूर्वापाये उत्तरायोगात् ॥ ३९ ॥**

અન્વિત પદાર્થ:—

(**पूर्वापाये**) પૂર્વવસ્તુનો નાશ થયા પછી (**उत्तरायोगात्**) ઉત્તરક્ષણમાં ઉત્પન્ન થયેલા પદાર્થ સાથે સંબંધ ન થવાથી કાર્યકારણભાવ બની શકતો નથી.

**અર્થ**:—પૂર્વ ક્ષણિક વસ્તુનો જે વખતે નાશ થાય છે તે વખતે ઉત્તર ક્ષણિક વસ્તુ વિદ્યમાન હોતી નથી, માટે પૂર્વક્ષણ અને ઉત્તરક્ષણનો સંબંધ થઇ શકતો નથી, તેથી કાર્ય કારણભાવ બની શકતો નથી. બૌદ્ધોના ક્ષણિકવાદ પ્રમાણે એક વસ્તુ નષ્ટ થયા પછી બીજી વસ્તુ ઉત્પન્ન થાય છે. હવે જે વસ્તુ નાશ પામી છે તેનો ઉત્તર વસ્તુ સાથે સંબંધ કેવી રીતે થઇ શકે? જો સૂતર બળી જાય અથવા કોઇપણ રીતે નાશ પામે તો તેમાંથી કાપડ કદિપણ બની શકતું નથી. અભાવમાંથી ભાવની ઉત્પત્તિ કદિપણ કોઇએ જોઇ નથી, માટે બૌદ્ધોના મત પ્રમાણે ક્રમિક વસ્તુઓમાં પણ કાર્યકારણ ભાવ બની શકતો નથી. ॥ ૩૯ ॥

હવે ઉપાદાન કારણની અસિદ્ધિ તથા બીજા દોષો પણ બૌદ્ધના મતમાં બતાવે છે.

**तद्भावे तद्योगादुभयव्यभिचारादपि न ॥ ४० ॥**

અન્વિત પદાર્થ:—

(**तद्भावे**) પૂર્વવસ્તુની વિદ્યમાનતા વખતે (**तद्योगात्**) ઉત્તર વસ્તુ સાથે સંબંધ ન હોવાથી (**उभयव्यभिचारात्**) અન્વય અને વ્યતિરેક એ બન્નેનો વ્યભિચાર હોવાથી (**अपि**) પણ (**न**) કાર્યકારણભાવ થઇ શકતો નથી.

અર્થ:—જેના હોવાથી જે હોય તે અન્વય કહેવાય છે, જેમ સૂર્ય હોવાથી દિવસ હોય છે અને જેના અભાવથી જેનો અભાવ હોય તે વ્યતિરેક કહેવાય છે, જેમ સૂર્યના અભાવથી દિવસનો અભાવ હોય છે. એ અન્વય અને વ્યતિરેકથી દિવસનું કારણ સૂર્ય. એમ સિદ્ધ થાય છે.

બૌદ્ધોના મતમાં અન્વય અને વ્યતિરેકનો અભાવ છે, તેથી ઉપાદાનોપાદેયભાવ એટલે કાર્ય કારણભાવ બની શકતો નથી. વસ્ત્રનું ઉપાદાન કારણ સૂતર છે, એ આપણે અન્વય વ્યતિરેકથી જાણી શકીએ છીએ, જેમકે સૂતરના હોવાથીજ વસ્ત્ર હોય છે અને સૂતરનો અભાવ થવા પછી વસ્ત્ર રહેતું જ નથી. ક્ષણિકતાવાદીના મતમાં એ પ્રમાણે અન્વય અને વ્યતિરેક ન હોવાથી કાર્ય કારણભાવ બની શકતો નથી. ॥ ૪૦ ॥

અમુક પદાર્થની પહેલાં જે પદાર્થ હોય તેટલાથી જ તે ઉત્તર પદાર્થનું ઉપાદાન કારણ બની શકતું નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

## पूर्वभावमात्रे न नियमः ॥ ૪૧ ॥

અન્વિત પદાર્થ:—

( **पूर्वभावमात्रे** ) કેવળ પૂર્વવર્ત્તિત્વ માનવાથી ( **नियमः** ) નિયમ ( **न** ) થઇ શકતો નથી.

અર્થ:—કારણ ત્રણ પ્રકારનાં છે. ઉપાદાન, નિમિત્ત અને અસમવાયિ એક ગૃહરૂપ કાર્યમાં ચુનો, લાકડાં અને લોઢું આદિ ઉપાદાનકારણ, એ વસ્તુંઓનો અરસપરસ સંયોગ એ અસમવાયિકારણ અને કડીયા સુથાર આદિ નિમિત્ત કારણ છે. એ ત્રણ કારણોમાંથી ઉપાદાન અને અસમવાયિકારણ હમેશાં કાર્ય સાથેજ રહે છે અને ઉપાદાન અથવા અસમવાયિ કારણથી જુદું જ રહે છે, હવે જો બૌદ્ધ લોકો જે પૂર્વવર્તિ હોય તેનેજ કારણ માનતા હોય તો, તેઓના મતમાં ઉપાદાન કારણ કયું અને નિમિત્ત કારણ કયું? કારણ કે કાર્યાનુગત કોઇપણ કારણ તેઓના મતમાં નથી, માટે તેઓના મતમાં કારણોનો કોઇપણ નિયમ બની શકતો નથી. ॥ ૪૧ ॥

હવે વિજ્ઞાનવાદનું ખંડન કરે છે.

## न विज्ञानमात्रं बाह्यप्रतीतेः ॥ ૪૨ ॥

અન્વિત પદાર્થ:—

( **बाह्यप्रतीतेः** ) બાહ્યપદાર્થોની પ્રતીતિ થવાથી ( **विज्ञानमात्रम्** ) કેવળ વિજ્ઞાનજ છે એવું ( **न** ) સિદ્ધ થઇ શકતું નથી.

**અર્થ**:—વિજ્ઞાનથી અતિરિક્ત વિષયો (પદાર્થો) પણ જોવામાં આવે છે, દૂધની જેને જરૂર છે તે માણસ દુઝણી ગાયનેજ શોધે છે અને તેને મેળવી દૂધ દોહી કૃતાર્થ થાય છે, પણ દુગ્ધાર્થી માણસ કોઇ તત્ત્વવેત્તા પાસે જઇ તત્ત્વજ્ઞાન શીખતો નથી તેથી સિદ્ધ થાય છે કે, જ્ઞાન અને અર્થ જુદાજ છે, એક નથી. જ્ઞાન અને અર્થનો ભેદ પામરથી તે પંડિત સુધી સર્વ કોઇ જાણે છે, હજારો યુક્તિઓથી પણ તેને છુપાવી શકાતો નથી, માટે કેવળ વિજ્ઞાન માનવું એ બાધિત અને પ્રમાણ શૂન્ય છે. ॥ ૪૨ ॥

હવે બૌદ્ધોની એક એવી શંકા છે કે, "શું સ્વપ્નના દૃષ્ટાન્તથી અને દૃશ્યત્વ હેતુથી બાહ્ય પદાર્થોનું મિથ્યાત્વ સિદ્ધ નથી થઇ શકતું? જેમકે "**भूभूधरादिपदार्थजातं मिथ्या, दृश्यत्वात्, स्वप्नपदार्थवत्** ॥ "દૃશ્યસ્વાપ્નિક પદાર્થ પેઠે. પૃથ્વી પર્વત આદિ પદાર્થો પણ દૃશ્ય હોવાથી મિથ્યા છે." એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## तदभावे तदभावाच्छून्यं तर्हि ॥ ४३ ॥

અન્વિત પદાર્થ:—

(**तदभावे**) બાહ્યપદાર્થનો જો અભાવ માનવામાં આવે તો (**तदभावात्**) વિજ્ઞાનનો પણ અભાવ થવાથી (**तर्हि**) તો (**शून्यम्**) સર્વનો અભાવજ થાય.

**અર્થ**:—જો બાહ્ય પદાર્થનો સ્વીકાર ન કરો તો, વિજ્ઞાન પણ સિદ્ધ થઇ શકે નહિ કારણ કે, વિષય સિવાય જ્ઞાન કદિ પણ થઇ શકતું નથી. હાથી છે તો, હાથીનું જ્ઞાન પણ છે; પણ જો હાથી ન હોય તો તેનું જ્ઞાન પણ હોય નહિ. આકાશકુસુમ નથી, તેથી તેનું જ્ઞાન પણ નથી. સ્વપ્નના દૃષ્ટાન્તથી બાહ્યપદાર્થના અપલાપની જે આશા રાખી છે તે તો માત્ર દુરાશા જ છે, કારણ કે સ્વાપ્નિક અર્થનો તો જાગ્રત્ અવસ્થામાં બાધ થાય છે પણ, જાગ્રત્ અવસ્થામાં અનુભવાતા પદાર્થોનો કઇ અવસ્થામાં બાધ થાય છે? સ્વપ્ન અવસ્થામાં પણ એવું જ્ઞાન થતું નથી કે મેં જે સરિત્ સમુદ્રાદિ પદાર્થો જાગ્રત્ અવસ્થામાં જોયા છે, તે ખોટા છે; છતાં પણ સ્વાપ્નિક પદાર્થો પેઠે બાહ્ય પદાર્થોને ખોટા માનો તો, સ્વપ્નમાં જેમ ભોજનથી તૃપ્તિ થતી નથી તેમ, જાગ્રદવસ્થામાં પણ ભોજનથી

તૃપ્તિ ન થવી જોઇએ; જો કહો કે, પ્રતીતિ થાય છે તેથી બાહ્ય-પદાર્થો ખોટા છે, તો વિજ્ઞાનની પણ પ્રતીતિ થવાથી તેને પણ ખોટું શામાટે નથી માનતા? જો વિજ્ઞાનને પણ ખોટું માનશો તો સર્વ શૂન્ય જ થશે, માટે બાહ્ય પદાર્થોનો અપલાપ કરી શકાય નહિ. ॥ ૪૩ ॥

હવે સર્વનો અભાવ માનનાર બૌદ્ધ પૂર્વપક્ષ કરે છે.

**शून्यं तत्त्वं भावो विनश्यति वस्तुधर्मत्वाद्विनाशस्य ॥ ४४ ॥**

અન્વિત પદાર્થઃ—

(**शून्यम्**) શૂન્યજ (**तत्त्वम्**) તત્ત્વ છે (**भावः**) પદાર્થ (**विनश्यति**) નાશ પામે છે (**विनाशस्य**) વિનાશની (**वस्तुधर्मत्वात्**) વસ્તુધર્મતા હોવાથી.

અર્થઃ—પદાર્થો નાશ પામે છે, તેથી સર્વ પદાર્થો મિથ્યા છે, નાશ થવો એ વસ્તુનો ધર્મ છે, જ્યારે નાશ એ વસ્તુનો સ્વભાવ છે તો, તેઓ સત્ય કેવી રીતે હોય શકે? માટે શૂન્યજ એક તત્ત્વ છે. ॥૪૪॥

ઉત્તર

**अपवादमात्रमबुद्धानाम् ॥ ४५ ॥**

અન્વિત પદાર્થઃ—

(**अबुद्धानाम्**) અજ્ઞાની માણસોનો એ (**अपवादमात्रम्**) કેવળ મિથ્યા વાદ જ છે.

અર્થઃ—ભલે કાર્યદ્રવ્યનો નાશ થાય તેથી તે તેનો સ્વભાવ કહી શકાય નહિ, સ્વભાવ તો હમેશાં વસ્તુ સાથે જોડાયલો જ રહે છે. દરેક વસ્તુ કંઇ હમેશાં નાશજ પામતી રહેતી નથી. એક વસ્તુ જે ક્ષણમાં બને છે તેજ ક્ષણમાં તેનો નાશ પણ માનવામાં આવે તો વસ્તુ કદિપણ બની શકે નહિ, પરિણામે સંસારમાં કોઇપણ જાતિની પ્રવૃત્તિજ થઇ શકે નહિ, માટે નાશ કવચિત્ અને કદાચિત્ થાય છે, માટે નાશ નૈમિત્તિક છે સ્વાભાવિક નહિ.

સાંખ્યશાસ્ત્રકારના મતમાં કોઇ પણ પદાર્થ નાશ પામતોજ નથી. "ઘટનાશ પામ્યો" તેનો અર્થ એજ છે કે તે કારણમાં અવ્યક્તરૂપ

પામશે. જો સર્વશૂન્યતાજ માનો તો શૂન્યતા સિદ્ધ કરવાને પ્રમાણ જોઈશે અને પ્રમાણને અશૂન્ય માનવાથી સર્વશૂન્યતાવાદ ખોટો થશે, વગરપ્રમાણે જો શૂન્યતા સિદ્ધ માનશો તો વગરપ્રમાણે અમે માનેલા બાહ્યપદાર્થો પણ સિદ્ધજ છે. જૈન આચાર્ય શ્રીહેમચંદ્રાચાર્ય પણ બૌદ્ધમતનું ખંડન કરતી વખતે ઉક્ત ભાવદર્શક શ્લોક લખ્યો છે કે

**विना प्रमाणं परवन्नशून्यः स्वपक्षसिद्धेः पदमश्नुवीत ।**
**कुप्येत्कृतान्तः स्पृशते प्रमाणमहो सुदृष्टं त्वदसूयिदृष्टम् ॥**

સ્યાદ્વાદ મંજરી.

ઉદ્યોતકર આચાર્ય પણ લખે છે કે—"**सर्वमभाव इतिब्रुवाणः प्रमाणं पर्यनुयोज्यः । यदि ब्रूते व्याहतं भवति, अथ नाभिधत्तेऽर्थोऽस्य न सिध्यति प्रमाणाभावात् । सर्वमभाव इति वाक्यम्, तस्य यद्यभिधेयम् अर्थं प्रतिपद्यते पूर्ववद्व्याघातः, अथ न प्रतिपद्यते वर्णोच्चारण-मात्रमनर्थकमि**" ન્યાય દર્શન અ. ૪-૧-૪૦ ન્યાય વાર્તિક.

અર્થ:—સર્વ અભાવ છે એમ બોલનારને પ્રમાણ પૂછવું જોઈએ, જો પ્રમાણ કહે તો તેના મતમાં વ્યાઘાત દોષ આવે છે અને જો પ્રમાણ ન આપે તો તેનો ઇષ્ટ અર્થ સિદ્ધ થાય નહિ. સર્વ અભાવ છે એમ બોલનારને એ વાક્યનો અર્થ પૂછવો જોઈએ જો તેનો અર્થ સ્વીકારે તો વ્યાઘાત દોષ આવે છે અને ન સ્વીકારે તો તેનું વાક્ય વર્ણમાળા પેઠે ન કામું છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે શૂન્યવાદ ખોટો છે ॥ ૪૫ ॥ શૂન્યવાદમાં બીજું દૂષણ બતાવે છે.

**उभयपक्षसमानक्षेमत्वादयमपि ॥ ४६ ॥**

અન્વતપદાર્થ:—

(**उभयपक्षसमानक्षेमत्वात्**) બન્ને પક્ષમાં સરખો દોષ હોવાથી (**अयम्**) આપણ ત્યાજ્ય છે.

અર્થ:—બાહ્યાર્થ ક્ષણિકવાદમાં તથા ક્ષણિકવિજ્ઞાનવાદમાં જે દોષ આપ્યા છે, તેઓ આ શૂન્યવાદને પણ લાગુ પડે છે. શૂન્યતામાં પણ પ્રત્યભિજ્ઞા આદિકશું સિદ્ધ થઈ શકતું નથી, માટે આ પક્ષ પણ ત્યાજ્ય છે ॥ ૪૬ ॥

### अपुरुषार्थत्वमुभयथा ॥ ४७ ॥

અન્વિતપદાર્થ:—

(**उभयथा**) બન્ને રીતે (**अपुरुषार्थत्वम्**) મોક્ષની સિદ્ધિ થઇ શકતી નથી.

**અર્થ**:—જો તમે દુઃખનિવૃત્તિને શૂન્યતારૂપ માનો તોપણ, મોક્ષની સિદ્ધિ થતી નથી કારણ કે, દુઃખનિવૃત્તિનો આધાર આત્મારૂપ કોઇપણ પદાર્થ તમારા મતમાં નથી, દુઃખનિવૃત્તિને સુખરૂપ માનો તોપણ મોક્ષની સિદ્ધિ નથી કારણ કે, તમારા મતમાં સુખ જેવું કશું નથી, માટે બૌદ્ધમતમાં મોક્ષ તથા બંધનની કશી વ્યવસ્થાજ નથી. ॥ ૪૭ ॥

ગતિ આદિપણ બંધન કારણ થઇ શકતાં નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

### न गतिविशेषात् ॥ ४८ ॥

અન્વિતપદાર્થ:—

(**गतिविशेषात्**) ગતિ વિશેષથી (**न**) બંધન થતું નથી.

**અર્થ**:—આત્મામાં ગતિથી પણ બંધન થઇ શકતું નથી. ॥ ૪૮ ॥ કારણ બતાવે છે.

### निष्क्रियस्य गत्यसंभवात् ॥ ४९ ॥

અન્વિતપદાર્થ:—

(**निष्क्रियस्य**) ક્રિયાથી રહિત આત્મામાં (**गत्यसंभवात्**) ગતિ હોવાનો સંભવ નથી.

**અર્થ**:—આત્મામાં સ્વતઃ ક્રિયા નથી. શરીરવિશિષ્ટ આત્મામાં જે ક્રિયા પ્રતીત થાય છે, તે તો શરીરને લઇને થાય છે. ક્રિયા રહિત આત્મામાં ગતિનો સંભવ નથી. ॥ ૪૯ ॥

### मूर्त्तत्वाद् घटवत् समानधर्मतापत्तावपसिद्धान्तः ॥ ५० ॥

અન્વિતપદાર્થ:—

(**मूर्त्तत्वात्**) મૂર્તિમાન્ થવાથી (**घटादिवत्**) ઘટ આદિની

માફક (**समानधर्मतापत्तौ**) સમાનધર્મ આવવાથી (**अपसिद्धान्तः**) સિદ્ધાન્તમાં વિરોધ આવશે.

**અર્થ**:—જો આત્મામાં ક્રિયા માનવામાં આવે તો, આત્માને મૂર્ત્તિમાન્ માનવો જોઇએ અને મૂર્ત્તિમાન્ માનીએ તો, ઘટાદિ મૂર્ત્તિમાન્ પદાર્થો પેઠે સાવયવ માનવો જોઇએ. સાવયવ માનવાથી ઘટાદિની માફક આત્મા અનિત્ય થઇ જાય. એ પ્રમાણે માનવું એ વૈદિક સિદ્ધાન્ત વિરૂદ્ધ છે. ॥ ૫૦ ॥

## गतिश्रुतिरप्युपाधियोगादाकाशवत् ॥ ५१ ॥

અન્વિતપદાર્થ:—

(**गतिश्रुतिः**) ગતિનું શ્રવણ (**अपि**) પણ (**उपाधियोगात्**) ઉપાધિના સંબંધથી (**आकाशवत्**) આકાશ પેઠે.

**અર્થ**:—આકાશમાં જેમ ઘટાદિ પદાર્થોની ઉપાધિથી ગતિ પ્રતીત થાય છે તેમ આત્મામાં પણ શરીરાદિ ઉપાધિથી પ્રતીત થાય છે. "**आत्मानं ते मनसारादजानामवो दिवा पतयन्तं पतङ्गम्**॥યજુર્વેદ ૨૯-૧૭ ઇત્યાદિ વેદમાં જે આત્મામાં ગતિનું શ્રવણ થાય છે તે શરીરરૂપ ઉપાધિ તે લઇનેજ થાય છે. ॥ ૫૧ ॥

હવે કર્મ બન્ધન હેતુ હોવાનો નિષેધ કરે છે.

## न कर्मणाप्यतद्धर्मत्वात् ॥ ५२ ॥

અન્વિતપદાર્થ:—

(**कर्मणा**) કર્મથી (**अपि**) પણ (**न**) બંધન થતું નથી (**अतद्धर्मत्वात्**) તેનો ધર્મ ન હોવાથી,

અર્થ:—કર્મોથી પણ બંધન થતું નથી કારણ કે કર્મો એ પુરૂષનો ધર્મ નથી આ ઠેકાણે કર્મમાં બંધનની સાક્ષાત્કારણતા નિષિદ્ધ કરી છે. ॥ ૫૨ ॥

## अतिप्रसक्तिरन्यधर्मत्वे ॥ ५३ ॥

અન્વિતપદાર્થ:—

(**अन्यधर्मत्वे**) બીજાનો ધર્મ હોવાથી (**अतिप्रसक्तिः**) અતિપ્રસક્તિ દોષ આવે છે.

અર્થ:—જો બીજાના ધર્મથી બીજાને બંધ માનીએ તો અનિષ્ટ પ્રસંગરૂપ દોષ આવે છે, અર્થાત્ ચોરી કોઇ બીજો કરે અને દંડ બીજો ભોગવે એના જેવું થઇ જાય. ॥ ૫૩ ॥

## निर्गुणादिश्रुतिविरोधश्चेति ॥ ૫૪ ॥

અન્વિત પદાર્થ:—

( **च** ) અને ( **निर्गुणश्रुतिविरोधः** ) નિર્ગુણ શ્રુતિમાં વિરોધ થશે. ( **इति** ) એ હેતુથી પણ આત્મામાં કર્મ નથી.

અર્થ:—જો આત્મામાં ક્રિયા માનીએ તો તેને પરિણામી માનવો પડે અને તેને જરા આદિનો સંબંધ પણ માનવો જોઇએ, અને એ પ્રમાણે માનવાથી "**विजरो विमृत्युः**" છાંદોગ્ય ૮–૭ આદિ નિર્ગુણ વાક્યમાં વિરોધ આવશે. ॥ ૫૪ ॥

હવે સાંખ્યશાસ્ત્રકારે માનેલું જે પ્રકૃતિસંયોગરૂપ બંધનનું કારણ છે તે સાક્ષાત્કારણ છે કે કોઇની અપેક્ષા રાખીને બંધનનું કારણ થાય છે? તે આ સૂત્રમાં બનાવે છે.

## तद्योगोऽप्यविवेकान्न समानत्वम् ॥ ૫૫ ॥

અન્વિત પદાર્થ:—

( **तद्योगः** ) પ્રકૃતિનો સંયોગ ( **अपि** ) પણ ( **अविवेकात्** ) અવિવેકને લઇનેજ બંધન કારક છે તેથી ( **समानत्वम्** ) સમાન પણું ( **न** ) નથી.

અર્થ:—પ્રકૃતિનો સંયોગ પણ નિરપેક્ષ બંધન કારણ નથી, પણ અવિવેક જ્ઞાનની અપેક્ષા રાખીને બંધનકારણ થાય છે. જો નિરપેક્ષ બંધનનું કારણ તેને માનીએ તો મુક્ત પુરૂષોને પણ પ્રકૃતિનો સંયોગ હોવાથી તેઓ પણ સંસારી આત્મા પેઠે બદ્ધ થઇ જાય અને બધું સમાન એટલે બધા બદ્ધ થઇ જાય અને કોઇ મુક્ત રહે નહિ. અવિવેકદ્વારા બંધન માનવાથી મુક્ત પુરૂષો તથા ઇશ્વરમાં બંધન રહેશે નહિ કારણ કે તેઓમાં અવિવેક નથી. ॥ ૫ ॥

હવે બંધનની નિવૃત્તિનું કારણ બતાવે છે.

## नियतकारणात्तदुच्छित्तिर्ध्वान्तवत् ॥ ५६ ॥

અન્વિત પદાર્થ:—

(**नियतकारणात्**) તેજ ચોકકસ કારણ હોવાથી (**तदुच्छित्तिः**) તેનો ઉચ્છેદ થાય છે (**ध्वान्तवत्**) અંધકાર પેઠે.

**અર્થ**:—છીપની અંદર જ્યારે રૂપાનો ભ્રમ થાય છે, ત્યારે છીપના જ્ઞાનથીજ રૂપાનો ભ્રમ દૂર થાય છે, દોરડાને સર્પ સમજી જેને ભય લાગ્યો છે તેને દોરડું પ્રત્યક્ષ કરાવવું જોઇએ, કે આ દોરડું છે સર્પ નથી, તેજ તેનો ભય દૂર થાય છે. અંધકારનો નાશ કરવો હોય તો પ્રકાશનીજ જરૂર પડે છે, બીજા ઉપાયો નકામા છે, તેમ અવિવેક જન્ય દુ:ખરૂપ જે બંધન છે, તેના નાશનું કારણ વિવેક જ્ઞાનજ છે. યોગસૂત્રમાં પણ લખ્યું છે કે "**विवेकख्यातिरविप्लवा हानोपायः**" સાધનપાદ ૨૬. મિથ્યાજ્ઞાનના અંશ રહિત જે વિવેકજ્ઞાન છે, તેજ દુ:ખ નિવૃત્તિનું કારણ છે. તે જ્ઞાન મેળવવામાં કર્મો પણ ઉપયોગી છે. જેમ કે "**योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः**" સાધન પાદ ૨૮. યોગના અંગોનું અનુષ્ઠાન કરવાથી વિવેકખ્યાતિ સુધી જ્ઞાનની વૃદ્ધિ થયા કરે છે. ॥ ૫૬ ॥

જો કોઇ શંકા કરે કે કોઇ વિદ્વાનને પ્રકૃતિનું વિવેકજ્ઞાન થયું હોય અને શરીરસાથે અવિવેક હોય, જેમ કે;-"હું કાળો છું. હું ગોર છું, ઇત્યાદિ" તો તેને પણ મોક્ષ માનવો જોઇએ, કારણ કે તમારા મતમાં પ્રકૃતિપુરૂષનો વિવેકજ મોક્ષસાધક છે.

ઉત્તર

## प्रधानाविवेकादन्याविवेकस्य तद्धाने हानम् ॥ ५७ ॥

અન્વિત પદાર્થ:—

(**प्रधानाविवेकात्**) પ્રધાન એટલે પ્રકૃતિના અવિવેકથીજ (**अन्याविवेकस्य**) બીજાનો એટલે પ્રકૃતિના કાર્યોનો અવિવેક હોવાથી (**तद्धाने**) પ્રકૃતિના અવિવેકનો નાશ થવાથી (**हानम्**) તેના કાર્યના અવિવેકનો પણ નાશ થાય છે.

અર્થ:—પ્રકૃતિનો અવિવેકજ શરીરાદિ અવિવેકનું કારણ છે, માટે કારણ નાશ પામવાથી કાર્ય રહી શકતુંજ નથી. પ્રકૃતિનો અવિવેક નાશ પામ્યો એટલે શરીરાદિનો અવિવેક નાશ પામવોજ જોઇએ. જો શરીરાદિમાં અવિવેક છે તો, પ્રકૃતિમાં પણ અવિવેક છે, એમ અનુમાન કરવું જોઇએ. કોણ એવો શાન્તાત્મા હશે કે જે પુત્રને જોઇ પિતાનું અનુમાન ન કરે. ચિત્ર જેની ઉપર ચિતર્યું છે, તે કાંગળ બળી જાય અને નિરાધાર ચિત્ર રહી જાય એમ કોણ માની શકે? માટે જે એમ માને છે કે "હું ગૌર છું કે હું કાળો છું" તેને પ્રકૃતિના વિવેકનું જ્ઞાન થયુંજ નથી. ॥ ૫૭ ॥

શંકા, જો જીવાત્મામાં બંધન અને મોક્ષ માનશો તો તે શુદ્ધ, બુદ્ધ, મુક્ત નહિ રહી શકે.

ઉત્તર.

**वाङ्मात्रं न तत्त्वं चित्तस्थितेः ॥ ५८ ॥**

અન્વિત પદાર્થ:—

( **वाङ्मात्रम्** ) કેવળ કથનજ છે ( **तत्त्वम्** ) ખરી વાત ( **न** ) નથી ( **चित्तस्थितेः** ) ચિત્તનો સંબંધ હોવાથી.

અર્થ:—જીવાત્માને નિત્ય શુદ્ધ, બુદ્ધ મુક્તસ્વભાવ માનવો એ તો કેવળ કથન માત્ર છે, ખરી વાત નથી, કારણ કે ચિત્તનો તેને સંબંધ હોવાથી તે સુખ દુઃખ રહિત રહી શકતો નથી, માટે એ શંકાજ અસ્થાને છે. જો જીવાત્મામાં દુઃખનો સંબંધ ન હોત તો પછી દુઃખનિવૃત્તિનો ઉપદેશ કોને કરવો? ॥ ૫૮ ॥

કેવળ શ્રવણ મનનથીજ બંધનની નિવૃત્તિ થતી નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**युक्तितोऽपि न बाध्यते दिङ्मूढवदपरोक्षादृते ॥ ५९ ॥**

અન્વિત પદાર્થ:—

( **युक्तितः** ) કેવળ મનન કરવાથી ( **अपि** ) પણ ( **न बाध्यते** ) બંધન દૂર કરી શકાતું નથી ( **अपरोक्षाद् ऋते** ) પ્રત્યક્ષજ્ઞાન સિવાય ( **दिङ्मूढवत्** ) દિંમુઢ પેઠે.

અર્થ:—જે માણસ દિગ્મૂઢ થયો હોય, તેને જ્યાં સુધી દિશાઓનું પ્રત્યક્ષ જ્ઞાન ન થાય ત્યાંસુધી દિશાનો ભ્રમ ઉતરતો નથી, તેમ બદ્ધ જીવાત્માને જ્યાં સુધી પ્રકૃતિ અને પુરૂષના ભેદનું સાક્ષાત્ જ્ઞાન ન થાય ત્યાંસુધી બંધનની નિવૃત્તિ થતી નથી અર્થાત્ શ્રવણ અને મનન પછી વિવેકજ્ઞાન થાય તોજ બંધનની નિવૃત્તિ થાય છે. ॥ ૫૯ ॥

પ્રકૃતિ અને પુરૂષ બન્ને દૃશ્ય નથી તો તેનો વિવેક કેવી રીતે થઇ શકે ?

ઉત્તર.

**अचाक्षुषाणामनुमानेन बोधो धूमादिभिरिवाग्नेः ॥ ६० ॥**

અન્વિત પદાર્થ:—

( **धूमादिभिः** ) જેમ ધૂમ આદિથી ( **अग्नेः** ) અગ્નિનું જ્ઞાન થાય છે તેમ ( **अचाक्षुषाणाम्** ) અદૃશ્ય પદાર્થોનું ( **अनुमानेन** ) અનુમાનથી ( **बोधः** ) જ્ઞાન કરવું જોઇએ.

અર્થ:—જેમ ધૂમથી અગ્નિનું અનુમાન કરીએ છીએ, તેમ અદૃશ્ય પુરૂષ પ્રકૃતિ આદિનું અનુમાનથી જ્ઞાન કરવું જોઇએ અને જે અનુમાનથી પણ ન જણાય તેનું જ્ઞાન આગમથી મેળવવું જોઇએ. પ્રકૃતિના કાર્યોથી પ્રકૃતિનું અનુમાન થઇ શકે છે અને પ્રકૃતિની પરાર્થતાથી પુરૂષનું પણ અનુમાન થઇ શકે છે. એ અનુમાનનો પ્રકાર શાસ્ત્રકાર સ્વયમેવ આગળ બતાવશે. ॥ ૬૦ ॥

હવે પ્રકૃતિ અને તેનાં કાર્યોનું સ્વરૂપ બતાવે છે.

**सत्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः, प्रकृतेर्महान्, महतोऽहङ्कारोऽहङ्कारात् पञ्चतन्मात्राण्युभयमिन्द्रियं तन्मात्रेभ्यस्स्थूलभूतानि पुरुष इति पञ्चविंशतिर्गणः ॥ ६१ ॥**

અન્વિત પદાર્થ:—

( **सत्वरजस्तमसाम्** ) સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની ( **साम्यावस्था** ) સમાન અવસ્થા ( **प्रकृतिः** ) પ્રકૃતિ છે, ( **प्रकृतेः** ) પ્રકૃતિથી ( **महान्** ) મહત્તત્વ ( **महतः** ) મહત્તત્વથી ( **अहङ्कार** ) અહંકાર

**( अहङ्कारात् )** અહંકારથી **( पञ्च )** પાંચ **( तन्मात्राणि )** તન્માત્રાઓ **( उभयम् )** બન્ને પ્રકારની **( इन्द्रियम् )** ઇંદ્રિયો **( तन्मात्रेभ्यः )** તન્માત્રાઓથી **( स्थूलभूतानि )** સ્થૂળભૂતો, અને **( पुरुषः )** પુરૂષ **( इति )** એ બધાં મળી **( पञ्चविंशतिः )** પચ્ચીશ **( गणः )** સમૂહ રૂપો છે.

અર્થ:—સત્વ, રજસ્ અને તમસ્‌ની ન્યૂનાધિક ભાવ રહિત જે સામ્ય સ્થિતિ છે, તેને પ્રકૃતિ કહે છે. પ્રકૃતિનું કાર્ય મહત્તત્વ, મહત્તત્વનું કાર્ય અહંકાર, અહંકારનું કાર્ય પાંચ તન્માત્રાઓ અને અગ્યાર ઇન્દ્રિયો, પાંચ તન્માત્રાઓનું કાર્ય પાંચ સ્થૂળ મહાભૂતો એ ચોવીશ જડ તત્ત્વો છે અને એક ચેતન તત્ત્વ પુરૂષ છે એટલે બધાં મળી પચ્ચીશ તત્ત્વો છે. ઇશ્વરકૃષ્ણકૃત્ સાંખ્યકારિકામાં પણ આજ પચ્ચીસ તત્વો માન્યાં છે.

**मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।**
**षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥ ३ ॥**

સાંખ્ય શાસ્ત્રમાં પદાર્થો ચાર પ્રકારના છે ૧ કેવળ પ્રકૃતિ ૨ કેવળ વિકૃતિ ૩ પ્રકૃતિવિકૃતિસ્વરૂપ અને અનુભયરૂપ એટલે જે પ્રકૃતિ પણ નથી અને વિકૃતિ પણ નથી. પ્રકૃતિ એ કેવળ પ્રકૃતિ છે; મહત્, અહંકાર અને પાંચ તન્માત્રા એ સાત પ્રકૃતિવિકૃતિ છે; અગ્યાર ઇંદ્રિયો અને પાંચ મહાભૂતો એ સોળ કેવળ વિકૃતિ છે અને પુરૂષ એ અનુભયરૂપ એટલે પ્રકૃતિએ નથી અને વિકૃતિએ નથી ॥ ૬૧ ॥

ઉપર બતાવેલાં પચ્ચીશ તત્વોમાંથી પાંચ સ્થૂળભૂતો તો પ્રત્યક્ષ છે, માટે તેનાંથી તેનાં કારણોનું અનુમાન કરવું, તે આ સૂત્રમાં બતાવે છે.

**स्थूलात्पञ्चतन्मात्रस्य ॥ ६२ ॥**

અન્વિતપદાર્થ:—

**( स्थूलात् )** પાંચ સ્થૂળભૂતોથી **( पञ्चतन्मात्रस्य )** પાંચ તન્માત્રાઓનું અનુમાન કરવું.

**અર્થ:**—સ્થૂળમહાભૂતો પંચતન્માત્રાઓનાં કાર્યો છે, કાર્યથી કારણનું અનુમાન કરવું એ ન્યાયપ્રાપ્ત છે, માટે સ્થૂળભૂતોથી પંચતન્માત્રાઓનું

અનુમાન કરવું. રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ એ પાંચ ગુણો માત્રા એટલે સૂક્ષ્મસ્વરૂપે જેમાં રહે છે, તે આધારભૂત દ્રવ્ય તન્માત્રા કહેવાય છે. ધર્મ અને ધર્મીને અભિન્ન ગણી તન્માત્રાશબ્દનો પ્રયોગ કર્યો છે. વિજ્ઞાનભિક્ષુક પણ આધારભૂતદ્રવ્યનેજ તન્માત્રા કહે છે, ગુણને નહિ.

**"तन्मात्राणि च यज्जातीयेषु शान्तादिविशेषत्रयं न तिष्ठति, तज्जातीयानां शब्दस्पर्शरूपरसगन्धानामाधारभूतानि सूक्ष्मद्रव्याणि स्थूलभूतानामविशेषः ॥ १६२ ॥"**

અર્થ:—ઉપર બતાવ્યો તેજ છે. અનુમાન કરવામાં આવી રીતે પાંચ અવયવ વાક્યોનો પ્રયોગ કરવો.

**स्थूलभूतानि स्वविशेषगुणवद्द्रव्योपादानकानि,**
**स्थूलत्वात्, घटवत् ।**

અર્થ:—સ્થૂળભૂતો વિશેષગુણવાળાદ્રવ્યજન્ય છે સ્થૂળ હોવાથી, ઘટની માફક ઇત્યાદિ. ॥ ૬૨ ॥

**बाह्याभ्यन्तराभ्यां तैश्चाहङ्कारस्य ॥ ६३ ॥**

અન્વિતપદાર્થ:—

(**बाह्याभ्यन्तराभ्याम्**) બાહ્ય અને આન્તર ઇંદ્રિયોથી (**च**) અને (**तैः**) પાંચતન્માત્રાઓથી (**अहङ्कारस्य**) અહંકારનું અનુમાન કરવું.

અર્થ:—સાત્વિક, રાજસ અને તામસ મળી ત્રણ પ્રકારનો અહંકાર છે, તેમાંથી સાત્વિક અહંકારથી અગ્યાર ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે અને તામસ અહંકારથી પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે, માટે ઇંદ્રિયો અને પંચમાત્રારૂપ કાર્યોથી અહંકારનું અનુમાન કરવું. અહંકાર દ્રવ્યરૂપજ છે, ગુણરૂપ કે ક્રિયારૂપ નથી. દ્રવ્યની ઉત્પત્તિ દ્રવ્યમાંથીજ થાય છે. જુઓ આજ સુત્રઉપર વિજ્ઞાનભિક્ષુકનું ભાષ્ય. "**अभिमानश्चाभिमानवृत्तिकमन्तःकरणद्रव्यं न त्वभिमानमात्रं द्रव्यस्यैव लोके द्रव्योपादानत्वदर्शनात्**" અર્થ ઉપર બતાવ્યો છે. અનુમાન વાક્યોનો પ્રયોગ આ પ્રમાણે કરવો.

"**तन्मात्रेन्द्रियाणि अभिमानवद्द्रव्योपादानकानि, अभिमान कार्यत्वात्, यन्नैवं तन्नैवं यथा पुरुषादिः**" પાંચ તન્માત્રા અને ઇંદ્રિયો આભિમાનિકદ્રવ્યજન્ય છે, અભિમાનદ્રવ્યનું કાર્ય હોવાથી, જે અભિમાન દ્રવ્યનું કાર્ય ન હોય તે અભિમાનદ્રવ્યજન્ય પણ ન હોય, જેમ કે પુરૂષ. પુરૂષ આભિમાનિકદ્રવ્યનું કાર્ય નથી માટે આભિમાનિકદ્રવ્યજન્ય પણ નથી, ઇત્યાદિ ॥ ૬૩ ॥

**तेनान्तः कारणस्य ॥ ६४ ॥**

અન્વિતપદાર્થ:—

( **तेन** ) અહંકારરૂપ કાર્યથી ( **अंतःकरणस्य** ) મહત્તત્ત્વનું અનુમાન કરવું.

અર્થ:—અહંકાર મહત્તત્ત્વનું કાર્ય છે, માટે અહંકારરૂપ કાર્યથી મહત્તત્ત્વનું અનુમાન કરવું. મહત્તત્વ પણ દ્રવ્ય સ્વરૂપ છે. જુઓ આજ સૂત્રઉપર વિજ્ઞાનભિક્ષુકનું ભાષ્ય. "**अहङ्कारद्रव्यं निश्चयवृत्तिमद्द्रव्योपादानकम्, निश्चयकार्यद्रव्यत्वात्, यन्नैवं तन्नैवं यथा पुरुषादिः**" અહંકારરૂપદ્રવ્ય નિશ્ચયવૃત્તિવાળાદ્રવ્યથી ઉત્પન્ન થયું છે નિશ્ચયનું કાર્ય હોવાથી, જે નિશ્ચયનું કાર્ય નથી, તે તેનું જન્ય પણ નથી, જેમ કે પુરૂષ, ઇત્યાદિ. ॥ ૬૪ ॥

**ततः प्रकृतेः ॥ ६५ ॥**

અન્વિતપદાર્થ:—

( **ततः** ) મહત્તત્ત્વથી ( **प्रकृतेः** ) પ્રકૃતિનું અનુમાન કરવું.

અર્થ:—મહત્તત્વ પ્રકૃતિનું કાર્ય છે, માટે મહત્તત્વરૂપ કાર્યથી પ્રકૃતિનું અનુમાન કરવું. અનુમાન વાક્યોનો પ્રયોગ.

**सत्वरजस्तमोधर्मकं महत्तत्त्वम्, सत्वरजस्तमोधर्मकप्रकृत्यात्मकद्रव्योपादानकम्, सत्वरजस्तमोभूतद्रव्यकार्यत्वात्, यन्नैवं तन्नैवम्, यथा पुरुषादिः**" મહત્ દ્રવ્યસ્વરૂપ પ્રકૃતિનું કાર્ય છે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થવાથી; જે પ્રકૃતિનું કાર્ય નથી તે તેનાથી ઉત્પન્ન પણ થતું નથી જેમ કે પુરૂષ; ઇત્યાદિ. ॥ ૬૫ ॥

હવે આત્માનું અનુમાન બતાવે છે.

## संहतपरार्थत्वात् पुरुषस्य ॥ ६६ ॥

અન્વિતપદાર્થ:—

(**संहतपरार्थत्वात्**) સંહત એટલે પ્રકૃતિ અને તેનાં કાર્યો અન્યના ઉપભોગને માટે છે, તેથી (**पुरुषस्य**) આત્માનું અનુમાન કરવું.

**અર્થ**:—સૃષ્ટિજનક જડદ્રવ્યોનો જે સંયોગ છે, તેને સંહનન કહે છે અને એ સંયોગવાળાં જે દ્રવ્યો છે, તે બધાં સંહનનદ્રવ્યો કહેવાય છે એટલે પ્રકૃતિ અને તેનાં મહત્તત્વાદિ તેનાં કાર્યો સંહનન દ્રવ્યો છે. સંહત દ્રવ્યો પદાર્થ એટલે જડભિન્ન પુરૂષના ઉપભોગને માટે છે. તેમાં આ પ્રમાણે અનુમાન વાકયોનો પ્રયોગ થાય છે:—

**प्रकृतिमहदादिकं परार्थम्, संहतत्त्वात्, शय्यासनादिवत् ।**

" પ્રકૃતિ આદિ પદાર્થો પરાર્થ છે, સંહત હોવાથી, શય્યા અને આસન પેઠે." જડ પદાર્થો પોતે પોતાનો ઉપભોગ કરી શકતાં નથી ફક્ત અનુમાનથી જે પર તરીકે સિદ્ધ થાય છે, તેજ પુરૂષ છે. ઉપનિષદમાં પણ લખ્યું છે કે." **न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति** " **बृ. उपनिषद्.** બધાની ઇચ્છા તૃપ્તિને માટે બધું પ્રિય નથી પણ આત્માની ઇચ્છાતૃપ્તિને માટેજ આ બધું પ્રિય છે, ઇત્યાદિ. ॥ ૬૬ ॥

પ્રકૃતિનું કોઇ કારણ છે કે નહિ ? તેનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## मूले मूलाभावादमूलं मूलम् ॥ ६७ ॥

અન્વિતપદાર્થ:—

(**मूले**) પરમ અવ્યક્ત પ્રકૃતિનું (**मूलाभावात्**) કારણ ન હોવાથી (**अमूलम्**) કારણરહિત (**मूलम्**) પ્રકૃતિ (**अमूलम्**) કારણ શૂન્ય છે.

**અર્થ**:—મૂળ પ્રકૃતિનું કોઇ પણ કારણ ન હોવાથી તેને નિષ્કારણ મૂળ કારણ કહે છે. કારણરહિત પ્રકૃતિ હોવાથી તે અનાદિ ઠરે છે, કારણ કે અસમવાયિ અથવા ઉપાદાન કારણના નાશથીજ કાર્યનો નાશ થાય છે. પ્રકૃતિનું કોઇપણ ઉપાદાન કે અસમવાયિ કારણ ન હોવાથી

તેનો નાશ થતો નથી. "**कारणाभावात् कार्याभावः**" નાશનું કારણ ન હોવાથી પ્રકૃતિનો નાશ થતો નથી. પ્રકૃતિનું પણ જો એક દ્રવ્યાંતર કારણ માનવામાં આવે તો તેનું પણ કારણ શામાટે ન માનવું અને એવી રીતે માનવાથી અપ્રામાણિક અનવસ્થા દોષ આવે છે, માટે પ્રકૃતિનું કોઇપણ કારણ ન હોવાથી તે અનાદિ મૂળ કારણ છે. ॥ ૬૭ ॥

અનવસ્થા હોવા છતાં જો કોઇ પ્રકૃતિનું કારણ માને તો તે યોગ્ય નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

## पारम्पर्येऽप्येकत्र परिनिष्ठेति संज्ञामात्रम् ॥ ६८ ॥

અન્વિતપદાર્થ:—

( **पारम्पर्ये** ) પરંપરા સ્વીકારો ( **अपि** ) તોપણ ( **एकत्र** ) એક ઠેકાણે ( **परिनिष्ठा** ) સ્થિરતા માનવી પડશે અને તેથી ( **संज्ञामात्रम्** ) નામ માત્રજ કારણ માન્યુ કહેવાશે.

અર્થ:—જો તમે પરંપરા માનશો તોપણ તમારે એક એવું કારણ તો જરૂર માનવું પડશે કે જેનું કોઇપણ કારણ નથી, અને એમ માનવાથી તમે માત્ર નામનીજ પરંપરા સ્વીકારી, કારણ કે અમે જે તત્વને મૂળકારણરૂપે માન્યું છે, તેને તમારે પણ અંતમાં જઇને માનવુંજ પડયું, અમે પણ પ્રકૃતિ તેનેજ કહીએ છીએ કે જ્યાં પરંપરાનું અવસાન છે. ॥ ૬૮ ॥

બીજો હેતુ બતાવે છે.

## समानः प्रकृतेर्द्वयोः ॥ ६९ ॥

અન્વિતપદાર્થ:—

( **द्वयोः** ) બન્ને પક્ષોમાં ( **प्रकृतेः** ) પ્રકૃતિ માનવામાં ( **समान** ) તુલ્ય પક્ષ છે.

અર્થ:—અમે માનેલી અંતિમ તત્વસ્વરૂપ પ્રકૃતિ કરતાં તમે વધારે તત્વો બતાવો અને તેમનાં કાર્યો અને લક્ષણો બતાવો પછી પચ્ચીશ તત્વો કરતાં વધારે માનવાનો વિવાદ છે, પણ તેમનાં કરતાં વધારે છવીશમું તત્વજ તમે બતાવી શકો તેમ નથી, માટે આપણે બન્ને

પક્ષકારોએ પ્રકૃતિનો એક સરખોજ આશ્રય માનવો પડશે, માટે પચ્ચીશ તત્વોની જે ગણુતરી કરી છે તે બરાબર છે ॥ ૬૯ ॥

શું સર્વ માણુસો તમે બતાવેલાં પ્રકૃતિ અને પુરૂષનાં અનુમાનો સમજી શકશે ? અને એવાં અનુમાનોથી પ્રકૃતિ અને પુરૂષના વિવેકનું મનન પણ કરી શકશે !

## अधिकारिवैचित्र्यान्न नियमः ॥ ७० ॥

અન્વિતપદાર્થઃ—

( **अधिकारिवैचित्र्यात्** ) ભિન્ન ભિન્ન અધિકારીઓ હોવાથી ( **नियमः** ) નિયમ ( **न** ) થઇ શકતો નથી.

અર્થઃ—સંસારમાં બધા સરખા અધિકારીઓ હોતા નથી. જેઓ ઉત્તમ અધિકારી હશે તેઓ ઉક્ત અનુમાનો દ્વારા મનન કરી શકશે અને જેઓ મધ્યમ અને મન્દ અધિકારીઓ છે, તેઓ પણ બહુવખત જતાં શાસ્ત્રોના અભ્યાસ કરી ઉપર બતાવેલાં અનુમાનોદ્વારા મનન કરતાં શીખશે, માટે એક સાથેજ બધા માણુસો ઉક્ત અનુમાનોદ્વારા મનન કરશે એવો કોઇ નિયમ નથી ॥ ૭૦ ॥

હવે મહદાદિ કાર્યોનો અનુલોમ ક્રમ બતાવે છે.

## महदाख्यमाद्यं कार्यं तन्मनः ॥ ७१ ॥

અન્વિતપદાર્થઃ—

( **आद्यम्** ) પહેલું ( **कार्यम्** ) કાર્ય ( **महदाख्य** ) નામે મહત્ છે ( **तत्** ) તે ( **मनः** ) બુદ્ધિ તત્વ કહેવાય છે.

અર્થઃ—પ્રકૃતિનું જે પહેલું કાર્ય છે, તેને મહત્ નામ આપવામાં આવ્યું છે અને તેને બુદ્ધિતત્વ પણ કહે છે. ॥ ૭૧ ॥

બીજું કાર્ય બતાવે છે.

## चरमोऽहङ्कारः ॥ ७२ ॥

અન્વિતપદાર્થઃ—

( **चरमः** ) બીજું કાર્ય ( **अहङ्कार** ) અહંકાર છે.

**અર્થ**:—મહત્તત્વરૂપકાર્ય પછી બીજું કાર્ય અહંકાર છે અને તે મહત્તત્વમાંથી ઉત્પન્ન થાય છે ॥ ૭૨ ॥

ત્રીજું કાર્ય બતાવે છે.

**तत्कार्यत्वमुत्तरेषाम् ॥ ७३ ॥**

અન્વિતપદાર્થ:—

( **उत्तरेषाम्** ) ત્યાર પછીનાં જે કાર્યો છે, તે ( **तत्कार्यत्वम्** ) અહંકારના કાર્યો છે.

**અર્થ**:—પાંચ સ્થુળભૂતો અને અગ્યાર ઇંદ્રિયો એ સોળ જે કાર્યો છે, તે પ્રકૃતિનું ત્રીજું કાર્ય છે અને તે અહંકારમાંથી ઉત્પન્ન થાય છે. ॥ ૭૩ ॥

જો કાર્યોનો ક્રમ આ પ્રમાણે છે, તો પછી બધાં કાર્યોનું ઉપાદાન કારણ પ્રકૃતિ કેવી રીતે ?

**आद्यहेतुता तद्द्वारा पारम्पर्येऽप्यणुवत् ॥ ७४ ॥**

અન્વિતપદાર્થ:—

( **अणुवत्** ) પરમાણુ પેઠે ( **पारम्पर्ये** ) પરંપરા સંબંધથી ( **अपि** ) પણ ( **तद्द्वारा** ) પંચતન્માત્રાદિદ્વારા ( **आद्यहेतुता** ) મૂળકારણતા છે.

**અર્થ**:—ભલે ઘટાદિનું સાક્ષાત્કારણ પ્રકૃતિ ન હોય, તોપણ પરંપરા સંબંધથી પ્રકૃતિમાંજ બધાં કાર્યોની કારણતા આવે છે. જેમ કે ઘટની કારણતા મહાભૂતોમાં, મહાભૂતોની કારણતા પંચતન્માત્રાઓમાં, પંચતન્માત્રાઓની કારણતા અહંકારમાં, અહંકારની કારણતા મહત્તત્વમાં અને મહત્તત્વની કારણતા પ્રકૃતિમાં છે. એ પ્રમાણે પરંપરા સંબંધથી સર્વનું કારણ પ્રકૃતિજ કહેવાય છે. વૈશેષિક શાસ્ત્રની પરિભાષાને માનનારા જેમ સર્વકાર્યની કારણતા પરપરાસંબંધથી પરમાણુઓમાં માને છે તેમ અમેપણ પ્રકૃતિમાંજ સર્વકાર્યની કારણતા માનીએ છીએ ॥૭૪॥

શંકા. પ્રકૃતિ અને પુરૂષ બન્ને બધાં કાર્યોની પહેલાં વિદ્યમાન છે, તો પછી પ્રકૃતિનેજ બધાં કાર્યોનું ઉપાદાન કારણ માનવું અને પુરૂષને નહીં, તેમાં શું પ્રમાણ ?

## पूर्वभावित्वे द्वयोरेकतरस्य हीनेऽन्यतरयोगः ॥ ७५ ॥

અન્વિતપદાર્થ:—

( द्वयोः ) પુરૂષ અને પ્રકૃતિની ( पूर्वभावित्वे ) પૂર્વ અવસ્થિતિ હોવા છતાં ( एकतरस्य ) એકનો એટલે પુરૂષનો ( हाने ) ત્યાગ થવાથી ( अन्यतरयोगः ) બીજામાં કારણતા સિદ્ધ થાય છે.

અર્થ:—પ્રકૃતિ અને પુરૂષ સઉથી પહેલાં વિદ્યમાન હોવા છતાં પ્રકૃતિનેજ સર્વ કાર્યનું ઉપાદાન કારણ માનવું યોગ્ય છે. જો પુરૂષને ઉપાદાન કારણ તરીકે માનીએ તો, તેને પરિણામી માનવો જોઇએ, અને જો પરિણામી માનીએ તો "હું દસ વરસ પહેલાં સુખી હતો" એવું જ્ઞાન કદિપણ થઇ શકે નહિ, કારણ કે તે વખતે જે પુરૂષે સુખ દુ:ખો અનુભવ્યાં હતાં, તે દસ વરસ સુધીમાં ઘણા પરિણામો પામી ચુકયો છે, અપરિણામી સ્થિર એક તત્ત્વ કોઇ છેજ નહિ, તો પછી જ્ઞાન કેવી રીતે થઇ શકે? દૂધ જ્યારે દહીંરૂપે પરિણામ પામે છે, ત્યારે દૂધ સર્વથા નષ્ટ ( तिरोहित ) થઇ જાય છે. તેમ પુરૂષ જ્યારે એક પરિણામે નષ્ટ થઇ અન્ય પરિણામરૂપ થાય છે, ત્યારે પૂર્વપરિણામરૂપે ઓળખી શકાય નહિ, માટે આત્માને પરિણામી માની શકાય નહિ. યોગશાસ્ત્રમાં પણ લખ્યું છે કે "सदा ज्ञाताश्चित्तस्यवृत्तयः, तत्प्रभोः पुरुषस्यापरिणामित्वात्" कैवल्यपाद. સૂત્ર. ૧૭. પુરૂષ અપરિણામી હોવાથી ચિત્તની વૃત્તિઓ હમેશાં પુરૂષથી જણાયલીજ રહે છે. માટે પુરૂષમાં ઉપાદાન કારણતા સિદ્ધ ન થવાથી પ્રકૃતિમાંજ સિદ્ધ થાય છે. ॥ ૭૫ ॥

પ્રકૃતિ પરિચ્છિન્ન ( માપી શકાય તેટલી ) છે કે અપરિચ્છિન્ન ( માપી ન શકાય તેટલી )? ઉત્તર.

## परिच्छिन्नं न सर्वोपादानम् ॥ ७६ ॥

અન્વિતપદાર્થ:—

( सर्वोपादानम् ) જે ભૂત, ભાવિ અને વર્તમાન સર્વ કાર્યોનું ઉપાદાન કારણ છે તે પ્રકૃતિ ( परिच्छिन्नम् ) પરિચ્છિન્ન ( न ) નથી.

અર્થ:—જે બધાં કાર્યોનું ઉપાદાન કારણ હોય તે પરિચ્છિન્ન હોય શકે નહિ, માટે, પ્રકૃતિ અપરિચ્છિન્ન છે ॥ ૭૬ ॥

જે પરિચ્છિન્ન હોય છે તેની ઉત્પત્તિ અવશ્ય થવી જોઇએ.

## तदुत्पत्तिश्रुतेश्च ॥ ७७ ॥

અન્વિતપદાર્થ:—

( **च** ) અને ( **तदुत्पत्तिश्रुतेः** ) પરિચ્છિન્ન પદાર્થોથી ઉત્પત્તિ સાંભળવામાં આવે છે.

**અર્થ**:—જે જે પરિચ્છિન્ન દ્રવ્યો હોય છે તેની ઉત્પત્તિ સાંભળવામાં આવે છે. જેમ કે "**तस्मादश्वा अजायन्त ये के चोभयादतः**" યજુર્વેદ ૩૧-૮. "**तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियत**" **बृहदा०** ૧।૪।૭. પરિચ્છિન્ન જગત્ તથા અશ્વઆદિ પ્રાણીઓ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે ॥ ૭૭ ॥

હવે જે અભાવને અથવા અનુભયરૂપ અવિદ્યાને જગત્નું કારણ માને છે તેના મતનું ખંડન કરે છે.

## नावस्तुनो वस्तुसिद्धिः ॥ ७८ ॥

અન્વિતપદાર્થ:—

( **अवस्तुनः** ) જે વસ્તુસ્વરૂપ નથી, તેનાથી ( **वस्तुसिद्धिः** ) વસ્તુની સિદ્ધિ ( **न** ) થતી નથી.

**અર્થ**:—અભાવથી કે સદસદ્ભિન્ન અનિર્વચનીય માયાથી ભાવરૂપ જગત્ની ઉત્પત્તિ થતી નથી, કારણ કે દૃશ્યમાન કાર્યરૂપ જગત્ અભાવરૂપ કે અનિર્વચનીય નથી ॥ ૭૮ ॥

જો કહો કે જગત્પણ અવસ્તુ સ્વરૂપજ છે, માટે અવસ્તુથી વસ્તુની સિદ્ધિ માનવામાં કશો વાંધો નથી. એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## अबाधाददुष्टकारणजन्यत्वाच्च नावस्तुत्वम् ॥ ७९ ॥

અન્વિતપદાર્થ:—

( **अबाधात्** ) બાધ ન થવાથી (**च**) અને (**अदुष्टकारणजन्यत्वात्**) અદુષ્ટ કારણથી ઉત્પન્ન થવાથી ( **अवस्तुत्वम्** ) અવસ્તુપણું ( **न** ) નથી.

**અર્થ**:—જો જગત્ને અવસ્તુ સ્વરૂપ એટલે ખોટું માનીએ તો તેનો બાધ થવો જોઇએ. જેમ પ્રથમ દૂરથી ચળકાટવાળી છીપને જોઇ

કોઇને એમ લાગે કે પેલો રૂપાનો કકડો છે, પણ પછી તે જ્યારે પાસે જઇ તે કકડાને હાથમાં લઇને જુએ છે, ત્યારે તે કહે છે કે આ રૂપાનો કકડો નથી પણ છીપ છે; તેમ કોઇ સ્વસ્થચિતવાળો માણસ દૂરથી પર્વત જોઇ અને પછી પાસે જઇ એમ નથી કહે તો કે આ પર્વત નથી. જગત્માં જેને જેને અને જે જે જ્ઞાન થાય છે તે બધું કંઇ દોષવાળી ઇંદ્રિયોથી થતું નથી. જેને કમળો થયો હોય તેજ બધી વસ્તુને પીળી જુએ છે. વૃક્ષને વૃક્ષ તરીકે જાણનારને વૃક્ષવિષયક જ્ઞાન દોષજન્ય કહી શકાય નહિ. જો અનિર્વચનીયવાદીઓ સર્વ જ્ઞાનને અસત્ય માનતા હોય તો ઉપર બતાવ્યા પ્રમાણે તેનો બાધ થવો જોઇએ. સ્વપ્નમાં જોયલા પદાર્થોનો જાગ્રત્ અવસ્થામાં જેમ બાધ થાય છે, તેમ જાગ્રત્ અવસ્થામાં જોયેલા પદાર્થોનો સ્વપ્ન અવસ્થામાં બાધ થતો નથી, માટે જગત્ અભાવરૂપ કે અનિર્વચનીયરૂપ નથી ॥ ૭૯ ॥

વસ્તુથી જ વસ્તુ બને છે તે આ સૂત્રમાં બતાવે છે

**भावे तद्योगेन तत्सिद्धिरभावे तदभावात् कुतस्तरां तत्सिद्धिः॥८०॥**

અન્વિતપદાર્થ:—

(**भावे**) કારણ ભાવરૂપ હોવાથી (**तद्योगेन**) સત્તાનો સંબંધ થવાથી (**तत्सिद्धिः**) કાર્યની સિદ્ધિ થાય છે (**अभावे**) કારણ અભાવ રૂપે હોય તો (**तदभावात्**) તેમાં સત્તાનો અભાવ હોવાથી (**कुतस्तराम्**) કેવીરીતે (**तत्सिद्धिः**) કાર્યની સિદ્ધિ થઇ શકે ?

અર્થ:—જો કારણને ભાવરૂપ માનીએ તોજ કારણમાં સત્તા આવી શકે અને તે સત્તાયુક્ત કારણથી કાર્યની સિદ્ધિ થાય, પણ જો કારણને અભાવ માનીએ તો તેમાં સત્તા આવી શકે નહિ અને સત્તાહીન કારણથી કાર્યની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ? જેવું કારણ તેવુંજ કાર્ય હોય છે, માટે જગતનું ઉપાદાન કારણ પ્રકૃતિ ભાવરૂપ છે ॥ ૮૦ ॥

કર્મ પણ ઉપાદાન કારણ થઇ શકે નહિ, તે આ સૂત્રમાં બતાવે છે.

**न कर्मण उपादानत्वायोगात् ॥ ८१ ॥**

અન્વિતપદાર્થ:—

(**कर्मणः**) કર્મથી (**न**) કાર્યસિદ્ધિ થઇ શક્તિ નથી (**उपादान-त्वायोगात्**) ઉપાદાનપણુનો સંબંધ ન થવાથી.

અર્થ:—કેવળ કર્મથી પણ કાર્યસિદ્ધિ થઇ શકતી નથી કારણ કે કર્મ ઉપાદાન કારણ નથી, તે તો માત્ર નિમિત્ત કારણજ છે. દ્રવ્યનું ઉપાદાન કારણ દ્રવ્યજ હોય શકે, ગુણ કે કર્મ નહિ; માટે કર્મપણ જગતનું ઉપાદાન કારણ નથી ॥ ૮૧ ॥

વૈદિક કર્મો પણ જ્ઞાન સિવાય મોક્ષસાધક થઇ શકતાં નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

**नानुश्रविकादपि तत्सिद्धिः साध्यत्वेनावृत्तियोगादपुरुषार्थत्वम् ॥८२**

અન્વિતપદાર્થ:—

( **आनुश्रविकात्** ) વેદોક્ત કર્મોથી ( **अपि** ) પણ ( **तत्सिद्धिः** ) મોક્ષની સિદ્ધિ ( **न** ) થતી નથી, ( **साध्यत्वेन** ) જન્ય હોવાથી ( **आवृत्तियोगात्** ) વારંવાર આવૃત્તિ થવાથી ( **अपुरुषार्थत्वम्** ) પુરૂષાર્થ થઇ શકે નહિ.

અર્થ:—વેદોક્ત કર્મો પણ સાક્ષાત્ મોક્ષસાધક નથી, કારણ કે તે કર્મોનું સાક્ષાત્ફળ દુઃખોત્તર સુખજ છે, જેને કેટલાક લોકો સ્વર્ગ કહે છે. જો કર્મસાધ્ય મોક્ષ માનીએ તો, તેમાં એકરસતા રહે નહિ, કોઇને થોડું સુખ અને કોઇને વધારે સુખ એવા પ્રકારનું વૈષમ્ય અવશ્ય માનવુંજ જોઇએ. જેમ લૌકિક કર્મનાં ફળમાં તારતમ્ય હોય છે તેમ વૈદિક કર્મનાં ફળોમાં પણ તારતમ્ય અવશ્ય છે. વૈદિક કર્મનાં ફળોમાં હમેશાં સાધ્યતાજ રહે છે કદિપણ સિદ્ધતા આવતીજ નથી. લૌકિક સુખની માફક તે પણ ચિરસ્થાયી રહેતું નથી. મોક્ષરૂપ ફળતો ચિરસ્થાયી હોય છે, માટે કેવળ વૈદિક કર્મજન્ય મોક્ષ નથી. જો વૈદિક કર્મજન્ય ફળને મોક્ષ માનીએ તો તે ચિરસ્થાયી ન હોવાથી, તેમાં પરમ પુરૂષાર્થ પણ આવી શકે નહિ ॥ ૮૨ ॥

જ્યારે વૈદિક કર્મ કરનારને મોક્ષ નથી મળતો તો પછી મોક્ષ કોને મળે છે.

**तत्र प्राप्तविवेकस्यानावृत्तिश्रुतिः ॥ ८३ ॥**

( **तत्र** ) વૈદિક કર્મકરનારાઓમાં ( **प्राप्तविवेकस्य** ) જેને વિવેકજ્ઞાન થયું છે તેનેજ ( **अनावृत्तिश्रुतिः** ) અનાવૃત્તિ એટલે મોક્ષની શ્રુતિ છે.

અર્થ:—વેદોક્ત કર્મકરનારાઓમાં જેને વિવેકજ્ઞાન થયું છે, તેનેજ મોક્ષ મળવાનું વેદમાં કહ્યુ છે, કેવળ કર્મકાંડી માણસોને નહિ જેમ કે "**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय**" યજુર્વેદ. પરમાત્મને જાણીનેજ મનુષ્ય મોક્ષ મેળવી શકે છે, મોક્ષ મેળવવાનો બીજો કોઇ માર્ગજ નથી. "**ज्ञात्वा देवं सर्वपाशापहानिः**" શ્વેતાશ્વતર. પરમાત્માને જાણીનેજ સર્વ દુઃખોથી મુક્ત થવાય છે, ઇત્યાદિ ॥ ૮૩ ॥

## न दुःखाद्दुःखं जलाभिषेकवन्न जाड्यविमोकः ॥ ८४ ॥

અન્વિતપદાર્થ:—

( **दुःखात्** ) દુઃખસાધ્ય કર્મોથી ( **दुःखम्** ) દુઃખમિશ્રિત સુખરૂપ ફળ મળે છે ( **जलाभिषेकवत्** ) જળસ્નાનપેઠે ( **जाड्यविमोकः** ) અજ્ઞાનની નિવૃત્તિ ( **न** ) થતી નથી.

અર્થ:—આ સૂત્રમાં જે દુઃખપદ મૂકયું છે, તેનો અર્થ કર્મ કરવો જોઇએ કારણ કે કર્મ દુઃખસાધ્ય છે, અને ફરીથી જે દુઃખ શબ્દ વાપર્યો છે તેનો અર્થ સુખ દુઃખ બન્ને કરવો, કારણ કે કર્મોથી કેવળ સુખ મળતું નથી, સાથે સાથે દુઃખનો પણ સંબંધ હોય છે. કર્મોથી સુખ દુઃખરૂપ ફળ મળે છે, પણ તેનાથી અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. અજ્ઞાનની નિવૃત્તિ તો શાસ્ત્રનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી થાય છે. જેમ જળસ્નાન કરવાથી ઠંડી દૂર થતી નથી, તેમ કર્મજ કરવાથી અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી ॥ ૮૪ ॥

## काम्येऽकाम्येऽपि साध्यत्वाविशेषात् ॥ ८५ ॥

અન્વિતપદાર્થ:—

( **काम्ये** ) કામ્ય કર્મ હોય અથવા ( **अकाम्ये** ) અકામ્ય કર્મ હોય ( **अपि** ) તો પણ ( **साध्यत्वाविशेषात्** ) સાધ્યત્વથી સમાન છે.

અર્થ:—કર્ત્તા જે કર્મની ઇચ્છા રાખે છે તે કામ્ય કર્મ કહેવાય છે અને જે કર્મના ફળની ઇચ્છા નથી રાખવામાં આવતી તે અકામ્ય અથવા નિષ્કામ કર્મ કહેવાય છે. બન્ને જાતનાં કર્મોનાં ફળ સાધ્યજ છે અર્થાત્ તારતમ્યવાળાં છે, માટે કામ્ય કે અકામ્ય કોઇપણ કર્મ સાક્ષાત્ મોક્ષસાધક નથી ॥ ૮૫ ॥

**निजमुक्तस्य बन्धध्वंसमात्रं परं न समानत्वम् ॥ ८६ ॥**

અન્વિતપદાર્થ:—

( **निजमुक्तस्य** ) સ્વયં મુક્ત થયેલા જીવાત્માને ( **बन्धध्वंसमात्रम्** ) કેવળ બંધનો ધ્વંસ ( **परम्** ) મુક્તિ છે, તેથી ( **समानत्वम्** ) બન્ને પક્ષમાં સરખા પણું ( **न** ) નથી.

**અર્થ:**—પોતાનાજ પ્રયત્નથી મુક્ત થયેલા જીવાત્માને જે મુક્તિ મળે છે, તે દુ:ખધ્વંસ રૂપછે અને તેજ વિવેકજ્ઞાનનું ફળ છે, માટે કર્મવાદીઓ કર્મ જે સુખવિશેષ રૂપ ફળ બતાવે છે તેનાથી મુકિત જુદાજ પ્રકારની છે માટે કર્મનું અને જ્ઞાનનું ફળ એક નથી ॥ ૮૬ ॥

આગળ જે પચ્ચીશ તત્ત્વો બતાવવામાં આવ્યાં છે તેઓની સિદ્ધિ પ્રમાણ સિવાય થઇ શકતી નથી માટે પ્રમાણનું લક્ષણ બાંધે છે.

**द्वयो रेकतरस्य वाप्यसन्निकृष्टार्थपरिच्छित्तिः ।**
**प्रमा, तत्साधकतमं यत्, तत् त्रिविधं प्रमाणम् ॥ ८७ ॥**

અન્વિતપદાર્થ:—

( **द्वयोः** ) ઇંદ્રિય અને અર્થએ બેનું ( **वा** ) અથવા ( **एकतरस्य** ) એકનું એટલે હેતુનું કે શબ્દનું જે ફળ છે તે ( **असन्निकृष्टार्थपरिच्छित्तिः** ) નહિ જાણેલી વસ્તુનું નિશ્ચયાત્મક જ્ઞાન થવું તે ( **प्रमा** ) પ્રમાસ્વરૂપ છે ( **तत्साधकम्** ) તે પ્રમાનું જે સાધક છે ( **तत्** ) તે ( **त्रिविधम्** ) ત્રણ પ્રકારનું ( **प्रमाणम्** ) પ્રમાણ છે.

**અર્થ:**—પ્રમા એટલે યથાર્થ જ્ઞાન અને તે ત્રણ પ્રકારનાં છે.

પહેલું પ્રત્યક્ષ જ્ઞાન—ઇંદ્રિય અને અર્થના સંબંધથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે. પ્રત્યક્ષ જ્ઞાનમાં ઇંદ્રિય અને અર્થ એ બન્નેની વિદ્યમાનતાની આવશ્યકતા છે, તેથી પ્રત્યક્ષજ્ઞાન અર્થ અને ઇંદ્રિય એ બેઉનું ફળ કહેવાય છે.

બીજું અનુમાન જ્ઞાન—જેમાં હેતુ એકલોજ પ્રત્યક્ષ થાય છે અને હેતુથી જે જ્ઞાન કરવામાં આવે છે તે અનુમાન જ્ઞાન કહેવાય છે. અનુમાનજ્ઞાન હેતુથીજ થાય છે તેથી તે એકલા હેતુનુંજ ફળ કહેવાય છે.

ત્રીજું શબ્દ જ્ઞાન--શબ્દજન્ય જ્ઞાન પણ શબ્દનુંજ ફળ છે. શાબ્દ જ્ઞાનમાં શ્રોતાને અર્થ પ્રત્યક્ષ થતો નથી. જેમ કે "રામ હતા" એમાં રામ પ્રત્યક્ષ થતા નથી, માટે શાબ્દજ્ઞાન અર્થનું ફળ નથી પણ શબ્દનુંજ ફળ છે.

આ ઉપરથી સૂત્રકારે લખ્યું છે કે યથાર્થ જ્ઞાન રૂપ જે પ્રમા છે તે કાંતો બેઉનું ફળ છે અને કાંતો એકનું ફળ છે. પ્રત્યક્ષ જ્ઞાન બેઉનું એટલે અર્થ અને ઇંદ્રિયનું ફળ છે, અનુમાનજ્ઞાન એકલા હેતુનુંજ ફળ છે અને શાબ્દજ્ઞાન પણ એકલા શબ્દનુંજ ફળ છે. એ પ્રમા સંશય ભ્રમ અને સ્મરણથી ભિન્ન હોવાથી "નહીં જાણેલી વસ્તુની પરિચ્છિતિ" એવું વિશેષણ આપ્યું છે. સ્મરણ જાણેલી વસ્તુનું થાય છે, ભ્રમમાં સત્ય અર્થ હોતો નથી અને સંશયમાં નિશ્ચય હોતો નથી. પ્રમામાં સત્ય અર્થ હોય છે, પ્રમા નિશ્ચયાત્મક હોય છે અને તે નહી જાણેલા અર્થને વિષય કરનારી હોય છે, માટે પ્રમા સ્મરણ, ભ્રમ અને સંશયથી જુદીજ છે. એ પ્રમાનું જે સાધક છે તેને પ્રમાણ કહે છે, તે પ્રમાણો ત્રણ પ્રકારનાં છે. ॥ ૮૭ ॥

સર્વ પ્રમાણોનો ત્રણજ પ્રમાણોમાં સમાવેશ કરે છે.

**तत्सिद्धौ सर्वसिद्धेर्नाधिक्यसिद्धिः ॥ ८८ ॥**

અન્વિતપદાર્થ:—

( **तत्सिद्धौ** ) ત્રણ પ્રકારનાં પ્રમાણો સિદ્ધ થવાથી ( **सर्वसिद्धौ** ) સર્વ જ્ઞાનની સિદ્ધિ થવાથી ( **आधिक्यसिद्धिः** ) વધારે પ્રમાણો હોવાની સિદ્ધિ ( **न** ) થતી નથી.

અર્થ:—કોઇ આઠ, કોઇ છ, કોઇ ચાર, કોઇ ત્રણ, કોઇ બે અને કોઇ એક પ્રમાણ માને છે. તેઓમાં મહર્ષિ કપિલ ત્રણ પ્રમાણવાદી છે. તે કહે છે કે ત્રણ પ્રમાણો માનવાથીજ સર્વ પ્રમાની સિદ્ધિ થઇ શકે છે માટે વધારે પ્રમાણો માનવાની આવશ્યકતા નથી, અને એ ત્રણ પ્રમાણો પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ છે. મહર્ષિ મનુજીએ પણ ત્રણજ પ્રમાણો માન્યાં છે.

**प्रत्यक्षमनुमानं च शास्त्रं च विविधागमम् ।**
**त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥ मनुस्मृतिः**
**१२–१०५.**

તત્ત્વ જાણવાની ઇચ્છા રાખનારે, પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણ પ્રમાણો સુવિદિત એટલે સારી રીતે જાણવાં. ઉપમાન, અર્થાપત્તિ, ઐતિહ્ય, સંભવ અને અનુપલબ્ધિ એ પાંચ પ્રમાણોનો ઉક્ત ત્રણ પ્રમાણોમાંજ સમાવેશ થાય છે. ઉપમાન, અર્થાપત્તિ અને સંભવ એ ત્રણ પ્રમાણોનો અનુમાનમાં, ઐતિહ્યનો શબ્દપ્રમાણમાં અને અનુપલબ્ધિનો પ્રત્યક્ષમાં સમાવેશ થઇ જાય છે, માટે એ પાંચ પ્રમાણો પૃથક્ માનવાની કશી જરૂર નથી. ॥ ૮૮ ॥

હવે પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ બાંધે છે.

**यत्सम्बद्धं सत् तदाकारोल्लेखि विज्ञानं तत्प्रत्यक्षम् ॥ ८९ ॥**

અન્વિતપદાર્થ:—

( **यत्** ) જે ( **सम्बद्धम्** ) વિષય અને ઇંદ્રિયના સંબંધથી ઉત્પન્ન થયેલું ( **सत्** ) ભાવસ્વરૂપ ( **तदाकारोल्लेखि** ) અર્થના આકારને ધારણ કરનારૂં ( **विज्ञानम्** ) જ્ઞાન થાય છે ( **तत्** ) તે ( **प्रत्यक्षम्** ) પ્રત્યક્ષ કહેવાય છે.

અર્થ:—પદાર્થ અને ઇંદ્રિયોના સંબંધથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે પ્રત્યક્ષ કહેવાય છે. ઘટની સાથે ચક્ષુ ઇંદ્રિયનો સંબંધ થવાથી "ઘટ" એવું જે જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ જ્ઞાન છે. તે જ્ઞાન ભ્રમરહિત અને નિશ્ચયાત્મક હોવું જોઇએ, તેને માટે આગળનાં સૂત્રમાં કહેવાય ગયું છે માટે આ સૂત્રમાં જ્ઞાનને કોઇ વિશેષણ આપવામાં આવ્યું નથી ॥૮૯॥

ઉક્ત લક્ષણમાં અવ્યાપ્તિરૂપ દોષની શંકા કરનારાઓનું સમાધાન કરેછે.

**योगिनामबाह्यप्रत्यक्षत्वान्न दोषः ॥ ९० ॥**

અન્વિતપદાર્થ:—

( **योगिनाम्** ) યોગીઓને ( **अबाह्यप्रत्यक्षत्वात्** ) બાહ્યઇંદ્રિય જન્ય પ્રત્યક્ષ જ્ઞાનથી અતિરિક્ત પણ પ્રત્યક્ષ જ્ઞાન હોવાથી ( **दोषः** ) અવ્યાપ્તિ રૂપ દોષ ( **न** ) આવતો નથી.

અર્થ:—જે લક્ષણમાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષોમાંનો એક પણ દોષ ન હોય તેજ લક્ષણ ખરૂં કહેવાય છે. બધાં લક્ષ્યોમાં લક્ષણનું ન જવું અર્થાત્ અમુકમાં જવું અને અમુકમાં ન જવું

તે અવ્યાપ્તિ દોષ, અલક્ષ્યમાં પણ લક્ષણનું જવું તે અતિવ્યાપ્તિ દોષ અને કોઇ પણ લક્ષ્યમાં લક્ષણનું ન રહેવું તે અસંભવ દોષ કહેવાય છે. યોગીઓને જે ભૂતઅર્થોનું અને ભાવિઅર્થોનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે, તેમાં પ્રત્યક્ષનું લક્ષણ જતું નથી કારણ કે યોગીને જે પ્રત્યક્ષજ્ઞાન થાય છે તે અર્થ અને ઇંદ્રિયના સંબંધથી થતું નથી, માટે અવ્યાપ્તિ દોષ છે. તેનું સમાધાન આ સૂત્રમાં છે કે, યોગીનું પ્રત્યક્ષજ્ઞાન ઉકત લક્ષણનું લક્ષ્ય ગણવામાં આવ્યું નથી. બાહ્યઇંદ્રિય અને અર્થ-સંબંધજન્ય જેટલાં પ્રત્યક્ષજ્ઞાનો છે તેઓજ ઉકત લક્ષણનાં લક્ષ્યો છે યોગીનું પ્રત્યક્ષજ્ઞાન એવું નથી માટે અલક્ષ્ય છે અને તેથી અવ્યાપ્તિ દોષ નથી ॥ ૯૦ ॥

જો યોગીઓના પ્રત્યક્ષજ્ઞાનને લક્ષ્ય માનીએ તોપણ અવ્યાપ્તિરૂપ દોષ આવતો નથી.

**लीनवस्तुलब्धातिशयसम्बधाद्वा न दोषः ॥ ९१ ॥**

અન્વિતપદાર્થ:—

( **वा** ) અથવા ( **लीनवस्तुलब्धातिशयसम्बन्धात्** ) અતીત અને ભાવિ વસ્તુઓ સાથે યોગધર્મના અતિશયવાળા ચિત્તનો સંબંધ થવાથી ( **दोषः** ) અવ્યાપ્તિરૂપ દોષ ( **न** ) આવતો નથી.

અર્થ:—યોગીઓને અતીત તથા ભાવિ વસ્તુઓનું જે પ્રત્યક્ષ થાય છે તે પણ યોગીઓના ચિત્તના સંબંધથીજ થાય છે. સાંખ્ય મતમાં કોઇપણ વસ્તુનો નાશ થતો ન હોવાથી કારણમાં કાર્યરૂપે અવ્યકત વસ્તુ સાથે ચિત્તરૂપી આંતર ઇંદ્રિયનો સંબંધ થવો દુર્ઘટ નથી; માટે અવ્યાપ્તિરૂપ દોષ થતો નથી. યોગીઓ યોગના બળથીજ સર્વ વસ્તુ સાથે પોતાના ચિત્તનો સંબંધ કરાવી શકે છે, માટે યોગીના પ્રત્યક્ષને લક્ષ્ય ગણીએ તોપણ ઉકત લક્ષણમાં કશો દોષ આવતો નથી ॥ ૯૧ ॥

બીજી શંકા.

ઇશ્વરીય પ્રત્યક્ષમાં તો ઉકત પ્રત્યક્ષલક્ષણ કોઇપણ રીતે ઘટી શકતુંજ નથી કારણ કે, ઇશ્વરને કોઇપણ બાહ્ય કે આન્તર ઇંદ્રિયજ નથી માટે તેમાં અવ્યાપ્તિ દોષ અપરિહાર્ય છે.

સમાધાન.

**ईश्वरासिद्धेः ॥ ९२ ॥**

અન્વિતપદાર્થઃ—

( ईश्वरासिद्धेः ) ईश्वरे असिद्धिः, सा ईश्वरासिद्धिः, तस्याः ईश्वरासिद्धेः । અમે લક્ષ્ય તરીકે જે જ્ઞાનો માન્યાં છે તેઓની ઇશ્વરમાં અસિદ્ધિ હોવાથી.

અર્થઃ—ઉક્ત લક્ષણનાં લક્ષ્યો, જે જન્યજ્ઞાનો છે તેઓજ છે, બીજાં નહિ. ઇશ્વરને જે જ્ઞાન છે તે તો નિત્ય છે. લક્ષ્યરૂપ જન્ય જ્ઞાનની ઇશ્વરમાં અસિદ્ધિ છે. નિત્યજ્ઞાનમાં ઉક્ત લક્ષણનું ન જવું તે તો ઇષ્ટજ છે. માટે અવ્યાપ્તિરૂપ દોષ ઉક્ત લક્ષણમાં કોઇપણ રીતે આવી શકતો નથી, તેથી લક્ષણ નિર્દોષ છે. ॥ ૯૨ ॥

ઇશ્વરમાં જન્યજ્ઞાન ન હોવામાં હેતુ આપે છે.

## मुक्तबद्धयोरन्यतराभावान्नतत्सिद्धिः ॥ ९३ ॥

અન્વિતપદાર્થઃ—

( मुक्तबद्धयोः ) મુક્ત અને બદ્ધ એમાંથી ( अन्यतराभावात् ) એક પણ ન હોવાથી ( तत्सिद्धिः ) તેમાં જન્યજ્ઞાનની સિદ્ધિ ( न ) થતી નથી.

અર્થઃ—મુક્ત અને બદ્ધ આત્માઓમાં જે જ્ઞાનો છે, તેઓજ જન્યજ્ઞાનો છે અને તેઓજ લક્ષ્ય છે. ઇશ્વર તો બદ્ધ નથી તેમ મુક્ત પણ નથી. જો ઇશ્વરને બદ્ધ માનીએ તો તેને અજ્ઞાની માનવો પડે અને મુક્ત માનીએ તો મુક્ત થયા પહેલાં તે બદ્ધ હશે એમ માનવું પડે. જેને કદિપણ બંધન થયુંજ નથી, તેને મુક્તિ માનવી એ તદ્દન ખોટું છે, માટે ઇશ્વર બદ્ધ કે મુક્ત નથી, અને તેથી તેમાં લક્ષ્ય જન્યજ્ઞાન પણ નથી. ॥ ૯૩ ॥

ઇશ્વરને બદ્ધ કે મુક્ત માનવામાં બીજો દોષ બતાવે છે.

## उभयथाप्यसत्करत्वम् ॥ ९४ ॥

અન્વિતપદાર્થઃ—

( उभयथा ) બન્નેરીતે ( अपि ) પણ ( असत्करत्वम् ) અકિંચિત્કરત્વરૂપ દોષ આવેછે.

**અર્થ**:—જો તમે ઇશ્વરને મુક્ત માનશો તો બીજા મુક્ત જીવોની પેઠે તેમાં પણ જગત્ બનાવવા રૂપ વ્યાપારનો અભાવ માનવો પડશે, જ્યારે સર્વથી મુક્ત છે, તો પછી જગત્ બનાવવા રૂપ પ્રપંચમાં મુક્તાત્મા શામાટે પડે ? અને જો ઇશ્વરને બદ્ધ માનશો તો અજ્ઞાનને લઇ તે જગત ને બનાવી શકશે નહિ, માટે જો ઇશ્વરને બદ્ધ કે મુક્ત માનીએ તો જગદરૂપ કાર્ય બની શકે નહિ. ॥ ૯૪ ॥

શંકા:—મુક્ત આત્મા જેમ બીજી વસ્તુઓ સંકલ્પથીજ મેળવે છે તેમ સૃષ્ટિપણ સંકલ્પથીજ કરશે જુઓ છાંદોગ્ય. "**यं यं कामयते सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति**" ૮–૨–૧૦ મુક્ત આત્મા જે જે પદાર્થ ઇચ્છે છે તે તે સંકલ્પથીજ તેને મળે છે. ઉત્તર.

## मुक्तात्मनः प्रशंसा, उपासासिद्धस्य वा ॥ ९५ ॥

અન્વિતપદાર્થ:—

( **मुक्तात्मनः** ) મુક્તિ પામેલા જીવોની ( **वा** ) અથવા ( **उपासासिद्धस्य** ) યોગના બળથી સિધ્ધિ પામેલા જીવોની ( **प्रशंसा** ) પ્રશંસા છે.

**અર્થ**:—મુક્તાત્માઓ જગદ બનાવી શકતા નથી. છાંદોગ્યનું જે પ્રમાણ આપ્યું તે તો મુક્ત જીવોની અને યોગીઓની કેવળ પ્રશંસા છે.

વેદાદિ શાસ્ત્રમાં પણ લખ્યું છે કે "**जगद्व्यापारवर्जं प्रकरणाद संनिहितत्वाच्च**" ૪–૪–૧૭. વે. દ. જગદ બનાવવા રૂપ વ્યાપાર મુક્ત આત્માઓમાં નથી. ॥ ૯૫ ॥

ત્યારે શું ઇશ્વર જેવી કોઇ વસ્તુજ નથી ? ઉત્તર.

## तत्सन्निधानादधिष्ठातृत्वं मणिवत् ॥ ९६ ॥

અન્વિતપદાર્થ:—

( **तत्संनिधानात्** ) ઇશ્વરના સંનિધાનથી ( **अधिष्ठातृत्वम्** ) કર્તૃત્વ છે ( **मणिवत्** ) અયસ્કાન્ત મણિ પેઠે.

**અર્થ**:—ઇશ્વર તો છે, જો ઇશ્વર ન માનવામાં આવે તો જગદરૂપ કાર્ય બની શકે નહિ. ઇશ્વરની અંદર જે કર્તાપણું છે તે પ્રકૃતિના સંયોગથી છે. જગદ રચવામાં ઇશ્વરને પ્રયત્ન કરવો પડતો નથી જેમ લોહચુમ્બક લોઢાના પાસે આવતાંજ લોઢામાં ગતિ ઉત્પન્ન કરે છે તેમ ઇશ્વર પ્રકૃતિ પાસે રહેવાથીજ પ્રકૃતિમાં ગતિ ઉત્પન્ન કરી શકે છે.

ત્રીજા અધ્યાયમાં પણ લખ્યું છે કે "**सहि सर्ववित् सर्वकर्त्ता**" ૩-૫૬ ઇશ્વર સર્વજ્ઞ અને સર્વ કર્તા છે. ઇશ્વરને કદિપણ બંધન થયું નથી, માટે અમે ઇશ્વરને મુક્ત માનતા નથી, કારણ કે મુક્ત શબ્દ બદ્ધનો સાપેક્ષક છે. યોગસૂત્રમાં વ્યાસ મહારાજ પણ કહે છે કે "**ईश्वरस्य तत्संबन्धो न भूतो न भावी, यथा मुक्तस्य पूर्वा बन्धकोटिः प्रज्ञायते नैवमीश्वरस्य**" આ વાક્યમાં મુક્ત અને ઇશ્વરનો સ્પષ્ટ ભેદ બતાવ્યો છે॥૯૬॥

જ્યારે બધી સૃષ્ટિને ઇશ્વર બનાવે છે, ત્યારે જીવાત્માઓ શું કરેછે?

## विशेषकार्येष्वपि जीवानाम् ॥ ९७ ॥

અન્વિતપદાર્થ:—

( **विशेषकार्येषु** ) અમુક અમુક કાર્યોમાં ( **जीवानाम्** ) જીવોનું ( **अपि** ) પણ કર્તૃત્વ છે.

અર્થ—ઘટ, પટ, ગૃહ, આદિ કાર્યોમાં જીવોનું પણ કર્તૃત્વ છે, પણ અખિલ કાર્યોમાં જીવોનું કર્તૃત્વ નથી. બધાં કાર્યોમાં કર્તૃત્વ તો ઇશ્વરનુંજ છે "**सर्वकर्त्ता**" એ તૃતીયાધ્યાયમાં સ્પષ્ટ લખ્યું છે. ॥૯૭॥

જો ઇશ્વર ન માનવામાં આવે તો બીજો દોષ પણ છે. વેદાદિ શાસ્ત્રોમાં ઇશ્વરબોધક જે જે વાક્યો છે તે બધાં નિરર્થક થઇ જાય અને તેથી વેદમાં અપ્રમાણ્ય આવે, માટે વેદથી પણ ઇશ્વરની સિધિ થાય છે.

## सिद्धरूपबोद्धृत्वाद्वाक्यार्थोपदेशः ॥ ९८ ॥

અન્વિતપદાર્થ:—

( **सिद्धरूपबोद्धृत्वात्** ) શુદ્ધ સ્વરૂપનાં બોધક હોવાથી ( **वाक्यार्थोपदेशः** ) વાક્યના અર્થનો ઉપદેશ પ્રામાણિક છે.

અર્થ:—પ્રામાણિક વેદવાક્યોથી પણ ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. "**सपर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्**" ૪૦-૮. એ મંત્રમાં ઇશ્વરને શુદ્ધ સ્વયંભૂ સૃષ્ટિકર્તા તરીકે વર્ણવ્યો છે. જો ઇશ્વર ન માનવામાં આવે તો આ વાક્યોનો ઉપદેશ અપ્રામાણિક થઇ જાય ॥૯૮॥

અધિષ્ઠાતા પણ ઇશ્વરજ છે તે આ સૂત્રમાં બતાવે છે.

**अन्तःकरणस्य तदुज्ज्वलितत्वाल्लोहवदधिष्ठातृत्वम् ॥ ९८ ॥**

અન્વિતપદાર્થ:—

( **अन्तःकरणस्य** ) મન આદિ ઇંદ્રિયોનું પણ (**तदुज्ज्वलितत्वात्**) તેનાથી ઉજ્જવલિત હોવાથી ( **अधिष्ठातृत्वम्** ) અધિષ્ઠાતા છે ( **लोहवत्** ) લોઢાની માફક.

**અર્થ**:—જેમ લોઢામાં અગ્નિ હોવાથી લોઢું બાળે છે, એમ કહેવાય છે, પણ ખરી રીતે લોઢામાં દાહક શક્તિ અગ્નિને લઇને આવી છે તેમ, મન આદિ ઇંદ્રિયો પણ પરમાત્માની શક્તિથીજ પોતપોતાના વિષયમાં પ્રવૃત્તિકરવા શક્તિમાન છે. ઉપનિષદમાં પણ લખ્યું છે કે— **यन्मनसा न मनुते येनाहुर्मनोमतम् । तदेव ब्रह्मत्वं विद्धि नेदं यदिदमुपासते ॥ केनोपनिषद् १-५.** આ શ્લોકમાં જણાવ્યું છે કે ઇંદ્રિયોમાં શક્તિ મૂકનાર પરમેશ્વર છે માટે સિદ્ધ થાય છે કે ઇશ્વરજ મહદાદિ અન્તઃકરણોના અધિષ્ઠાતા છે. ॥ ૯૯ ॥

હવે અનુમાન જ્ઞાનનું લક્ષણ કહે છે.

**प्रतिबन्धदृशः प्रतिबद्धज्ञानमनुमानम् ॥ १०० ॥**

અન્વિતપદાર્થ:—

( **प्रतिबन्धदृशः** ) વ્યાપ્તિજ્ઞાનવાળાને ( **प्रतिबद्धज्ञानम्** ) વ્યાપક પદાર્થનું જે જ્ઞાન થાય છે તે ( **अनुमानम्** ) અનુમાન જ્ઞાન કહેવાય છે.

**અર્થ**:—વ્યાપ્તિજ્ઞાનવાળા પુરૂષને વ્યાપ્યના દર્શનથી વ્યાપકનું જે જ્ઞાન થાય છે તે અનુમાન ( અનુમિતિ ) કહેવાય છે. ધૂમ અને અગ્નિના સંબંધના જ્ઞાનવાળા પુરૂષને વ્યાપ્યરૂપ ધૂમના દર્શનથી વ્યાપક રૂપ અગ્નિનું જે જ્ઞાન થાય છે તે અનુમાન જ્ઞાન છે. ધૂમ અગ્નિકરતાં અલ્પદેશમાં રહે છે તેથી તે વ્યાપ્ય કહેવાય છે અને અગ્નિ ધૂમ કરતાં અધિક દેશમાં રહે છે તેથી તે વ્યાપક કહેવાય છે. અગ્નિ અને ધૂમનો જે સંબંધ છે તેને પ્રતિબંધ એટલે વ્યાપ્તિ કહે છે. ॥ ૧૦૦ ॥

હવે શબ્દજ્ઞાનનું લક્ષણ કહે છે.

**आप्तोपदेशः शब्दः ॥ १०१ ॥**

અન્વિત પદાર્થ:—

( **आप्तोपदेशः** ) યથાર્થજ્ઞાની પુરૂષનો જે ઉપદેશ છે તે ( **शब्दः** ) શબ્દ છે અને તેનાથી જે જ્ઞાન થાય છે તેને શબ્દજ્ઞાન કહે છે.

**અર્થ**:—જે વસ્તુ જેવી હોય તેવાજ પ્રકારનું જે જ્ઞાન હોય છે તેને આપ્તિ કહે છે, અને એ આપ્તિવાળા પુરૂષને આપ્ત કહે છે. આપ્ત પુરૂષનો જે યથાર્થ ઉપદેશ છે તેને શબ્દ કહે છે અને શબ્દથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેને શબ્દજ્ઞાન કહે છે આ સૂત્રમાં શાબ્દજ્ઞાનને શબ્દજ્ઞાન કહ્યું છે તે કાર્યમાં કારણના ઉપચારને લઇને છે. શબ્દ અને શબ્દથી ઉત્પન્ન થનારૂં જ્ઞાન એ બે ભિન્ન છે, એક નથી. શબ્દ એ પ્રમાણ છે અને તેનાથી ઉત્પન્ન થતું જે જ્ઞાન છે તે શબ્દજ્ઞાન કહેવાય છે. એક કારણ છે અને બીજું કાર્ય છે. ॥ ૧૦૧ ॥

પ્રમાણના ઉપદેશનું ફળ બતાવે છે.

**उभयसिद्धिः प्रमाणात् तदुपदेशः ॥ १०२ ॥**

અન્વિતપદાર્થ:—

( **उभयसिद्धिः** ) બન્નેની સિદ્ધિ ( **प्रमाणात्** ) પ્રમાણથી થાય છે ( **तत्** ) તેથી ( **उपदेशः** ) પ્રમાણોનો ઉપદેશ કર્યો છે.

અર્થ:—પ્રકૃતિ અને પુરૂષની સિદ્ધિ પ્રમાણોથી થાય છે, માટે પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રકારનાં પ્રમાણોનો ઉપદેશ કર્યોછે

હવે પ્રકૃતિ અને પુરૂષનું જેનાથી જ્ઞાન થાય છે તે પ્રમાણ બતાવે છે.

**सामान्यतोदृष्टादुभयसिद्धिः ॥ १०३ ॥**

અન્વિતપદાર્થ:—

( **सामान्यतोदृष्टात्** ) સામાન્યતોદૃષ્ટ અનુમાનથી ( **उभयसिद्धिः** ) બન્નેની સિદ્ધિ થાય છે.

અર્થ:—(૧) પૂર્વવત્, (૨) શેષવત્ (૩) અને સામાન્યતોદૃષ્ટ એ ત્રણ પ્રકારના અનુમાનો છે. કારણરૂપ હેતુથી કાર્યનું અનુમાન કરવું તે પૂર્વવત્, કાર્યરૂપ હેતુથી કારણનું અનુમાન કરવું તે શેષવત્ કાર્ય કારણથી ભિન્નહેતુથી જે અનુમાન કરવું તે, સામાન્યતોદૃષ્ટ અનુમાન કહેવાય છે. પૂર્વવત્ અનુમાનનું ઉદાહરણ—આકાશમાં વાદળાનો ઘટાટોપ જોઇ વૃષ્ટિનું અનુમાન કરવું તે શેષવત્ અનુમાનનું ઉદાહરણ—નદીમાં પૂર જોઇ ઉપરના ભાગમાં થયેલી વૃષ્ટિનું અનુમાન, સામાન્યતોદૃષ્ટ અનુમાનનું ઉદાહરણ—પવનથી આવેલાં ચમ્પકના ફુલનાં રજકણોમાં ગન્ધહેતુથી રૂપનું અનુમાન.

ઉપર બતાવેલાં ત્રણ પ્રકારના અનુમાનોમાંથી સામાન્યતોદૃષ્ટ અનુ-
માનથી પ્રકૃતિ અને પુરૂષનું અનુમાન થાય છે. ॥ ૧૦ ॥

ઉપર બતાવેલાં પ્રમાણોનું જે પ્રમાસ્વરૂપ ફળ છે તે આત્મામાં થાય
છે. તે આ સુત્રથી બતાવે છે.

## चिदवसानो भोगः ॥ १०४ ॥

અન્વિતપદાર્થ:—

(चिदवसानः) આત્મામાં જેનું પર્યવસાન છે તેવો (भोगः) ભોગછે.

અર્થ:—પ્રમાણોથી પ્રમારૂપ જે ફળ થાય છે, તે આત્મામાં થાય છે.
સુખ દુઃખનો જે સાક્ષાત્કાર થાય છે તે પણ આત્માંજ થાય છે. સુખ
દુઃખના સાક્ષાત્કારને તથા પ્રમાણ જન્ય જ્ઞાનને ફળ કહે છે.

કર્તૃતા બુદ્ધિમાં હોવાથી ભોગરૂપ ફળ પણ બુદ્ધિમાંજ હોવું જોઇએ
એ શંકાનો ઉત્તર આ સૂત્રમાં છે.

## अकर्त्तुरपि फलोपभोगोऽन्नाद्यवत् ॥ १०५ ॥

અન્વિતપદાર્થ:—

( अन्नाद्यवत् ) અન્નાદિના ઉપભોગની પેઠે ( अकर्त्तुः ) કર્તા ન
હોવા છતાં ( अपि ) પણ ( फलोपभोगः ) આત્મામાંજ ફળનો ઉપભોગ
થાય છે.

અર્થ: અનાજને ઉત્પન્ન કરનારા ખેડુતો હોવા છતાં પણ તેનું ફળ
રાજા ભોગવે છે તેમ, બુદ્ધિ કર્મી હોવા છતાં પણ કૃતિજન્ય ફળનો
ઉપભોગ કરનારતો આત્માજ છે. ( ૧૦૫ )

કૃતિજન્ય ફળ કર્તાનેજ મળવું જોઇએ છતાં પણ તે આત્મામાં
અવિવેકથી સિદ્ધ થાય છે.

## अविवेकाद्वा तत्सिद्धेः कर्तुः फलावगमः ॥ १०६ ॥

અન્વિતપદાર્થ:—

( वा ) અથવા ( अविवेकाद् ) અવિવેકથી ( तत्सिद्धेः ) તેની
સિદ્ધિ થવાથી ( कर्तुः ) કર્તાને ( फलावगमः ) ફળની પ્રાપ્તિ થાય છે.

અર્થ:—પ્રકૃતિ સાથે પુરૂષનો જે ભેદ છે તે, પુરૂષને ખબર ન
હોવાથી આત્મા એમ સમજે છે કે હું પ્રકૃતિથી અભિન્ન છું, તેથી કર્તાના

ફળનો ઉપભોક્તા આત્માજ થાય છે, અર્થાત્ અભેદજ્ઞાનને લઇનેજ આત્મા ફળનો ઉપભોક્તા બને છે.

વિવેકજ્ઞાન થવા પછી આત્મામાં ફળભોગ થતો નથી.

**नोभयं तत्त्वाख्याने ॥ १०७ ॥**

અન્વિતપદાર્થ:—

( **तत्त्वाख्याने** ) તત્ત્વજ્ઞાન થયા પછી ( **उभयम्** ) બન્ને ( **न** ) નથી.

**અર્થ**:—તત્ત્વજ્ઞાન એટલે વિવેકજ્ઞાન થયા પછી આત્મામાં સુખનો સાક્ષાત્કાર તથા દુ:ખનો સાક્ષાત્કાર રૂપ ફળ રહેતું નથી. અર્થાત્ ઇંદ્રિય જન્ય સુખ દુ:ખનો સંબંધ તત્વજ્ઞાન થયા પછી આત્મામાં રહેતો નથી. (૧૦૭)

પ્રકૃતિ અને તેના કાર્યો જે છે, તેનું જ્ઞાન સર્વને કેમ થતું નથી.

**विषयोऽविषयोऽप्यतिदूरादेर्हानोपादानाभ्यामिन्द्रियस्य ॥ १०८॥**

અન્વિતપદાર્થ:—

( **अतिदूरादेः** ) અતિદૂર આદિ દોષોને લઇને ( **विषयः** ) વિષય વિદ્યમાન હોવા છતાં ( **अपि** ) પણ ( **अविषयः** ) અવિષય થાય છે, ( **इन्द्रियस्य** ) ઇંદ્રિયના ( **हानोपादानाभ्याम्** ) અગ્રહણ અને ગ્રહણ થવાથી.

**અર્થ**:—ઇંદ્રિયો વિષયને અતિ દૂર આદિ દોષોને લઇને ગ્રહણ કરી શકતી નથી. વિષય ઇંદ્રિય ગ્રાહ્ય ન હોય તેટલાથીજ વિષયનો અભાવ સિદ્ધ થતો નથી. પ્રત્યક્ષનાં જે જે કારણ છે, તે બધાં વિદ્યમાન હોય તો જ વિષયનું પ્રત્યક્ષ થાય છે, નહીતો નહિ.

પ્રત્યક્ષબાધક કેટલાક દોષો સાંખ્યકારિકાકારે બતાવ્યા છે, તે આ ઠેકાણે આપવા યોગ્ય લાગવાથી લખવામાં આવે છે.

**अतिदूरात्सामीप्यादिन्द्रियघातान्मनोऽनवस्थानात् ।**
**सौक्ष्म्याद्व्यवधानादभिभवात्समानाभिहाराच्च ॥ १ ॥**

અતિદૂર, અતિસામીપ્ય, ઇંદ્રિયઘાત, મનોઽનવસ્થાન, સૌક્ષ્મ્ય, વ્યવધાન, અભિભવ અને સમાનાભિહાર આદિ દોષો પ્રત્યક્ષજ્ઞાનના બાધકછે.

અતિદૂર—આકાશમાં ઉડતું પંખી અતિદૂર જવાથી દેખાતું બંધ પડે છે, માટે ન દેખાવાથી એ પંખીનો અભાવ માની શકાય નહિ.

અતિસામીપ્ય-આંખમાં આંજેલું કાજળ, જેને આંજેલું છે તેને અતિસમીપ હોવાથી પ્રત્યક્ષ થતું નથી, તેથી કાજળનો અભાવ માની શકાય નહિ.

ઇંદ્રિયઘાત—અંધ અથવા બધિર થવાથી કોઇપણ દૃશ્ય વસ્તુનું તથા શબ્દનું પ્રત્યક્ષ થતું નથી તેથી તેનો અભાવ માની શકાય નહિ.

મનોઽનવસ્થાન—કામી માણસ કામના વેગને લઇને અતિચંચળ મનવાળો થઇને પ્રકાશમાં પણ વસ્તુને જોઇ શકતો નથી તેથી તે વસ્તુનો અભાવ માની શકાય નહિ.

સૌક્ષ્મ્ય—પરમાણુઓ અતિસૂક્ષ્મ હોવાથી દેખાતાં નથી, તેથી તેનો અભાવ માની શકાય નહિ.

વ્યવધાન—ભીંત પાછળ વસ્તુ વિદ્યમાન હોવા છતાં દેખાતી નથી, તેથી તેનો અભાવ માની શકાય નહિ.

અભિભવ—સૂર્યના તેજથી ઢંકાયલા ગ્રહ અને નક્ષત્રો દિવસે દેખાતાં નથી, તેથી તેમનો અભાવ માની શકાય નહિ.

સમાનાભિહાર—તળાવના પાણીમાં પડેલું વરસાદનું પાણી એકાકાર થવાથી તળાવના પાણીથી જુદું દેખાતું નથી, તેથી તેનો અભાવ માની શકાય નહિ.

ઇત્યાદિ પ્રત્યક્ષના બાધક દોષો છે, માટે પ્રત્યક્ષ ન થવાથીજ વસ્તુનો અભાવ માની શકાતો નથી. ॥ ૧૦૮ ॥

પ્રકૃતિનું પ્રત્યક્ષ કયા દોષોને લઇને થતું નથી ?

**सौक्ष्म्यात् तदनुपलब्धिः ॥ १०९ ॥**

અન્વિતપદાર્થ:—

( **सौक्ष्म्यात्** ) બહુ સૂક્ષ્મ હોવાથી ( **तदनुपलब्धिः** ) તેનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી.

**અર્થ**:—પ્રકૃતિ અને પુરૂષ અતિસૂક્ષ્મ હોવાથી પ્રત્યક્ષ થતાં નથી, સૌક્ષ્મ્યરૂપ પ્રત્યક્ષબાધક દોષને લઇને પુરૂષ અને પ્રકૃતિનું પ્રત્યક્ષ થતું નથી. ॥ ૧૦૯ ॥

ત્યારે પ્રકૃતિનું જ્ઞાન કેવી રીતે થાય છે ? ઉત્તર.

**कार्यदर्शनात्तदुपलब्धेः ॥ ११० ॥**

અન્વિતપદાર્થ:—

( **कार्यदर्शनात्** ) કાર્ય જોવાથી ( **तदुपलब्धेः** ) તેનું જ્ઞાન થવાથી તે છે.

અર્થ:—પ્રકૃતિનાં કાર્યોથી પ્રકૃતિનું અનુમાન કરવામાં આવે છે. જો પ્રકૃતિ ન હોય તો પંચમહાભૂતાદિ કાર્યો પણ હોય શકે નહિ, માટે પ્રકૃતિ છે પણ સૂક્ષ્મતાને લઇને તેનું પ્રત્યક્ષ થતું નથી. ॥ ૧૧૦ ॥

પ્રકૃતિ માનવામાં પ્રતિવાદીઓની શંકા બતાવે છે.

**वादिविप्रतिपत्तेस्तदसिद्धिरिति चेत् ॥ १११ ॥**

અન્વિતપદાર્થ:—

( **वादिविप्रतिपत्तेः** ) વાદીઓના વિરૂદ્ધ કથનથી ( **तदसिद्धिः** ) પ્રકૃતિની અસિદ્ધિ થશે ( **इति चेत्** ) જો એમ કહો તો.

અર્થ:—જો કહો કે. જગત્‌ના કારણ માનવામાં વાદીઓનો એકમત્ નથી. કોઇ બ્રહ્મને કારણ માને છે, કોઇ અભાવને માને છે. ઇત્યાદિ વિરૂદ્ધ મતો હોવાથી પ્રકૃતિજ જગતનું કારણ છે, એમ કેમ માની શકાય ? ॥ ૧૧૧ ॥ ઉત્તર.

**तथाप्येकतरदृष्ट्या एकतरसिद्धेर्नापलापः ॥ ११२ ॥**

અન્વિતપદાર્થ:—

( **तथापि** ) તોપણ (**एकतरदृष्ट्या**) એકની દ્રષ્ટિથી (**एकतरसिद्धेः**) બેમાંથી એક મતની સિદ્ધિ થવાથી ( **अपलापः** ) અસત્ય ( **न** ) નથી.

અર્થ:—જો કે જગતના ઉપાદાન કારણમાં વાદીઓનો વિરૂદ્ધ મત છે, તથાપિ પરીક્ષા કરવાથી એકજ મતની સિદ્ધિ થશે. ઉપાદાન કારણ છે, તેને નિત્ય અને પરિણામી માન્યા સિવાય જગત્‌ની ઉત્પત્તિ થઇ શકશે નહિ, અને જે નિત્ય અને પરિણામી છે તેજ પ્રકૃતિ છે, માટે પ્રકૃતિનો અપલાપ થઇ શકશે નહિ. ॥ ૧૧૨ ॥

પ્રકૃતિને જગતનું કારણ ન માનવામાં બીજો દોષ બતાવે છે.

**त्रिविधविरोधापत्तेश्च ॥ ११३ ॥**

અન્વિતપદાર્થ:—

( **च** ) અને ( **त्रिविधविरोधापत्तेः** ) ત્રણ પ્રકારના ગુણોનો વિરોધ આવવાથી.

અર્થ:—જો પુરૂષ એટલે બ્રહ્મને જગતનું ઉપાદાન કારણ માનીએ તો બ્રહ્મમાં સત્વ, રજસ અને તમસ્ એ ત્રણ ગુણો ન હોવાથી જગત

ત્રિગુણ રહિત થવું જોઇએ. કારણમાં જે ગુણો હોય છે, તે ગુણો કાર્યમાં આવે છે; અથવા કાર્યમાં જે ગુણો હોય છે તે કારણમાંથી આવેલા મનાય છે તેથી જો તમે બ્રહ્મને જગતનું કારણ માનો, તો બ્રહ્મને પણ સત્વગુણી, રજોગુણી અને તમોગુણી માનવો પડશે, અને બ્રહ્મને તો તમો ગુણત્રયથી રહિત માનો છો, માટે પ્રકૃતિજ જગતનું ઉપાદાન કારણ છે. ॥ ૧૧૩ ॥

હવે વિદ્યમાન કાર્યની ઉત્પત્તિ થાય છે કે અવિદ્યમાનની? એ સંશયને દૂર કરે છે.

## नासदुत्पादो नृशङ्गवत् ॥ ११४ ॥

અન્વિતપદાર્થ:—

( **नृशृङ्गवत्** ) નરશૃંગપેઠે ( **असदुत्पाद:** ) અસત્‌ની ઉત્પત્તિ ( **न** ) થતી નથી.

અર્થ:—જે કાર્ય કારણમાં વિદ્યમાન નથી હોતું, તેની ઉત્પત્તિ પણ કદિ થતી નથી, માટે કાર્યની ઉત્પત્તિ પહેલાં કાર્ય કારણમાં વિદ્યમાન છે એમ માનવું જોઇએ. ॥ ૧૧૪ ॥

કારણમાં કાર્ય વિદ્યમાન હોવામાં હેતુ આપે છે.

## उपादाननियमात् ॥ ११५ ॥

અન્વિતપદાર્થ:—

( **उपादाननियमात्** ) ઉપાદાનનો નિયમ હોવાથી.

અર્થ:—ઘટપટાદિ કાર્યો કારણમાં વિદ્યમાનજ છે અને તેજ ઉત્પન્ન થાય છે. જો એમ ન માનવામાં આવે તો, ઉપાદાન કારણનો જે નિયમ જોવામાં આવે છે કે સૂતરમાંથીજ લુગડું ઉત્પન્ન થાય છે, માટીમાંથીજ ઘડો ઉત્પન્ન થાય છે, તે બની શકે નહિ. સૂતરમાં જેમ ઘડાનો અભાવ છે તેમ માટીમાં પણ ઘડાનો અભાવ છે, તો શામાટે સૂતરમાંથી ઘડો નથી બનતો, અને માટીમાંથીજ બને છે? એ ઉપરથી સિદ્ધ થાય છે કે માટીને ઘડા સાથે સંબંધ છે અને સૂતરને નથી. હવે એ સંબંધ જો ઘડો વિદ્યમાન ન હોય તો કેવી રીતે થઇ શકે? માટે ઘડો માટીમાં વિદ્યમાન છે એમ માનવું જોઇએ. આથી સિદ્ધ થાય છે કે સત્કાર્યોજ ઉત્પન્ન થાય છે અસત્ નહિ ॥ ૧૧૫ ॥

હવે ઉક્તનિયમ માનવામાં પ્રમાણ આપે છે.

## सर्वत्र सर्वदा सर्वासंभवात् ॥ ११६ ॥

અન્વિતપદાર્થ:—

( सर्वत्र ) સર્વમાં ( सर्वदा ) હમેશાં ( सर्वासंभवात् ) સર્વનો સંભવ ન હોવાથી.

અર્થ:—સર્વ કારણમાં સર્વ કાર્યની સર્વદા ઉત્પત્તિ થવાનો સંભવ ન હોવાથી ઉક્ત નિયમ એટલે ઉપાદાનનો નિયમ સ્વીકારવોજ જોઇએ. કાર્યની ઉત્પત્તિ પહેલાં તેનો અભાવ તો સર્વ કારણમાં એક સરખોજ હોવાથી અસત્કાર્યવાદીના મતે તે કાર્ય સર્વ કારણમાંથી ઉત્પન્ન થવું જોઇએ પણ એમ બનતું નથી, માટે અસત્કાર્યવાદ ઠીક નથી. ॥ ૧૧૬ ॥

સત્કાર્યવાદમાં બીજો હેતુ આપે છે.

## शक्तस्य शक्यकरणात् ॥ ११७ ॥

અન્વિતપદાર્થ:—

( शक्तस्य ) શકિતવાળા કારણનો ( शक्यकरणात् ) શકિતવાળા કાર્યસાથેજ સંબંધ થાય છે.

અર્થ જો કહો કે શકિતવાળું કારણ શકય કાર્યનેજ ઉત્પન્ન કરે છે. માટીમાં ઘટ ઉત્પન્ન કરવાનીજ શકિત છે, બીજાં કાર્યો ઉત્પન્ન કરવાની નહી; તો તેનો ઉત્તર એ છે કે માટીમાં જે શકિત છે તેનો સંબંધ ઘટ સાથે છે કે નહિ? જો કહો કે છે તો ઘટની વિદ્યમાનતા આવી ગઇ અને જો કહો કે નથી તો કોઇપણ કાર્ય સાથે સંબંધ ન રાખનારી માટીમાં રહેલી શકિત જેમ ઘટને ઉત્પન્ન કરે છે તેમ અન્ય કાર્યને પણ ઉત્પન્ન કેમ નથી કરતી? જો કહોકે ઘટજ શકય છે માટે ઘટનેજ ઉત્પન્ન કરે છે તો, પ્રશ્ન એ છે કે શકય એટલે શું? જો કહો કે શકિતનો જે આધાર તે શકય, તો અવિદ્યમાન ઘટમાં ઘટની શકિત કેવી રીતે રહી? માટે કારણમાં કાર્યને સત્જ માનવું જોઇએ.

ત્રીજો હેતુ આપે છે.

## कारणभावाच्च ॥ ११८ ॥

અન્વિત પદાર્થ:—

( च ) અને ( कारणभावात् ) કાર્યનો કારણભાવ હોવાથી.

અર્થ: કારણમાં કાર્યનો અભેદ હોવાથી પણ કારણમાં કાર્ય વિદ્યમાનજ માનવું જોઇએ. જો કાર્યને અસાર માનીએ તો કારણ અને કાર્યનો અભેદ સંબંધ પણ થઇ શકે નહિ, કારણ કે સત્ અને અસતનો અભેદ સંબંધ થઇ શકતો નથી. " **तम आसीत् तमसा गूढमग्रे** " મં. ૧૦ સૂ. ૧૨૯ મં. ૩ માં કાર્યને કારણથી ઢંકાયલું એટલે અવ્યકત રૂપે સત્ બતાવેલું છે, માટે કારણમાં કાર્ય સતજ માનવું જોઇએ. કારણનું જે સ્વરૂપ છે તે કાર્યમાં નષ્ટ થયેલું પણ જોવામાં આવતું નથી. ઘડો થવા છતાં ઘડો મૃદાત્મક એટલે માટી સ્વરૂપજ કહેવાય છે માટે કાર્ય સત્ છે.

સત્કાર્યવાદમાં શંકા બતાવે છે,

## न भावे भावयोगश्चेत्

અન્વિત પદાર્થ:—

( **भावे** ) કારણમાં જો કાર્ય સત્ હોય તો ( **भावयोगः** ) ઉત્પત્તિનો સંબંધ ( **न** ) થઇ શકે નહિ ( **चेत्** ) જો

અર્થ: જો કહોકે, કારણમાં કાર્ય વિદ્યમાન હોય તો તેની ઉત્પત્તિ થઇ શકે નહિ, જો સૂતરમાં વસ્ત્ર વિદ્યમાન છે તો પછી વસ્ત્ર બનાવવાની કોશેશ શા માટે કરવી જોઇએ? જે વિદ્યમાન છે તેની વળી ઉત્પત્તિ શી?

ઉકત શંકાનું નિરાકરણ કરે છે.

## नाभिव्यक्तिनिबन्धनौ व्यवहाराव्यवहारौ ॥ १२० ॥

અન્વિત પદાર્થ:—

( **न** ) ઉકત શંકા ઠીક નથી કારણ કે ( **व्यवहाराव्यवहारौ** ) વ્યવહાર અને અવ્યવહાર (**अभिव्यक्तिनिबन्धनौ**) પ્રકટતા અને અપ્રકટતાને લઇને છે.

અર્થ:—ઉપરના સૂત્રમાં જે શંકા કરી કે, જો છે તો વળી ઉત્પત્તિ શી?" તે બરોબર નથી, કારણ કે વસ્તુ છે પણ ઢંકાયલી છે, ઢાંકણ દૂર કરવાથી કાર્ય પ્રકટ થાય છે. અને દૂર ન કરવાથી કાર્ય અપ્રકટ રહે છે, અમુક કાર્ય ઉત્પન્ન થયું અથવા અમુક નાશ પામ્યું એ વ્યવહાર પ્રકટતા અને અપ્રકટતાને લઇનેજ થાય છે, તલમાં જે તેલ હતું, અને માખણમાં જે ઘી હતું, તેજ પ્રગટ થાય છે, પણ તેલ તથા ઘી કારણમાં ન હતું અને ઉત્પન્ન થયું એમ નથી.

શંકા:—ત્યારે અમુક વસ્તુ નાશ પામી એનો અર્થ શો?

**नाशः कारणलयः ॥ १२१ ॥**

અન્વિત પદાર્થ:—

( **कारणलयः** ) કાર્યનું કારણમાં સૂક્ષ્મરૂપે રહેવું તે ( **नाशः** ) નાશ છે.

અર્થ:—કાર્યનું અવ્યકત થઇ કારણમાં રહેવું તેનું નામ "નાશ" છે. નાશનો અર્થ અભાવ નથી. **लय** શબ્દ **ली** ધાતુ ઉપરથી બને છે અને એનો અર્થ સંબંધ કરવો થાય છે, માટે લયનો અર્થ સંબંધ કરવો એજ ઉચિત છે.

ત્યારે જેને તમે અભિવ્યક્તિ કહો છો, તેની ઉત્પત્તિ થાય છે કે નહિ ! જો ઉત્પત્તિ માનશો તો સિદ્ધાંતની હાનિ થશે અને અભિવ્યક્તિની પણ અભિવ્યક્તિ માનશો તો અનવસ્થા દોષ આવશે. ઉત્તર.

**पारम्पर्यतान्वेषणा बीजाङ्कुरवत् ॥**

અન્વિત પદાર્થ:—

( **बीजाङ्कुरवत्** ) બીજ અને અંકુરની પેઠે ( **पारम्पर्यतः** ) પરંપરાની ( **अन्वेषणा** ) માન્યતા છે.

અર્થ:—બીજમાંથી અંકુર અંકુરમાંથી બીજ એ પ્રમાણે જેમ બીજમાં અનવસ્થા છે તેમ, અભિવ્યક્તિની અભિવ્યક્તિ અને તેની પણ અભિવ્યક્તિ એ પ્રમાણે અનવસ્થા માનવી ઇષ્ટ છે. બીજ અને અંકુરમાં જેમ અનવસ્થા પ્રામાણિક હોવાથી દોષ ગણાતો નથી તેમ અભિવ્યક્તિમાં પણ અનવસ્થા દોષ નથી.

**उत्पत्तिवद्वाऽदोषः ॥ १२२ ॥**

અન્વિત પદાર્થ:—

( **वा** ) અથવા ( **उत्पत्तिवत्** ) ઉત્પત્તિ પેઠે ( **अदोषः** ) દોષ નથી.

અર્થ:—ઉત્પત્તિ વાદને માનનારા જેમ ઉત્પત્તિની ઉત્પત્તિ માનતા નથી તેમ અભિવ્યક્તિની પણ અભિવ્યક્તિ અમે માનતા નથી. ઉત્પત્તિ સ્વયં ઉત્પત્તિ સ્વરૂપ હોવાથી અભિવ્યક્તિની પણ અભિવ્યક્તિ નથી.

હવે સાધર્મ્ય અને વૈધર્મ્યનું પ્રકરણ શરૂ કરે છે. પ્રથમ મહદાદિ કાર્યોનું સાધર્મ્ય બતાવે છે.

**हेतुमदनित्यमव्यापि सक्रियमनेकमाश्रितं लिङ्गम् ॥ १२४ ॥**

અન્વિત પદાર્થ:—

( **हेतुमत्** ) હેતુવાળું ( **अनित्यम्** ) વિનાશી ( **अव्यापि** ) અવ્યાપક ( **सक्रियम्** ) ક્રિયાવાળું ( **अनेकम्** ) અનેક ( **आश्रितम्** ) કારણમાં આશ્રિત જે છે તે ( **लिङ्गम्** ) કાર્ય છે.

અર્થ:—હેતુમત્ત્વ, અનિત્યત્વ, અવ્યાવિત્વ, સક્રિયત્વ, અનેકત્વ અને આશ્રિતત્વ એ ૭ ધર્મો સર્વ કાર્યોમાં હોય છે તેથી એને કાર્યોનું સાધર્મ્ય કહે છે. સમાનધર્મને સાધર્મ્ય કહે છે. મહદાદિ જેટલાં કાર્યો છે. તે બધાં હેતુવાળાં, અનિત્ય અવ્યાપિ (એકદેશી) અધ્યવસાયાદિ નિયતક્રિયા કરનારાં અનેક અને સ્વસ્વકારણને આશ્રિત હોય છે.

કાર્યોમાં જે ધર્મો છે તે કારણમાં ન હોવાથી કાર્યો કારણથી જુદાં ગણાય છે અને કાર્યોમાં જે ધર્મો છે તે કારણમાં હોવાથી કારણથી કાર્યો અભિન્ન પણ કહેવાય છે એથી કાર્યનો કારણ સાથે ભેદ પણ છે અને અભેદ પણ છે. હવે કારણથી કાર્યના ભેદની સિદ્ધિ કરે છે.

**आञ्जस्यादभेदतो वा गुणसामान्यादेस्तत्सिद्धिः प्रधानव्यपदेशाद्वा ॥ १२५ ॥**

અન્વિતપદાર્થ:—

( **आञ्जस्याद्** ) પ્રત્યક્ષથી ( **वा** ) અને ( **गुणसामान्यादेः** ) ગુણ અને સામાન્ય આદિના ( **अभेदतः** ) સ્વરૂપથી ( **वा** ) અને ( **प्रधान व्यपदेशाद्** ) પ્રધાન શબ્દની વ્યુત્પત્તિથી.

અર્થ:—કોઇ કોઇ ઠેકાણે તો કારણ અને કાર્યનો પ્રત્યક્ષ ભેદ માલુમ પડે છે. જેમકે વસ્ત્ર અને તન્તુઓનો. મૂર્ખ માણસ પણ કહી શકે છે કે આ વસ્ત્ર છે અને આ તન્તુ છે. કોઇ કોઇ ઠેકાણે ગુણથી અને સામાન્યથી કાર્યના ભેદનું અનુમાન કરવું પડે છે. જેમકે મહદાદિ કાર્યો પ્રકૃતિથી જુદાં છે કારણ કે મહત્તત્વ અધ્યવસાયમાં ગુણ છે અને પ્રકૃતિમાં નથી. મહાભૂતત્વ રૂપ સામાન્ય ધર્મ લઇને મહાપૃથિવી આદિ મહાભૂત પંચતન્માત્રાઓથી જુદાં પડે છે. પ્રધાન શબ્દની વ્યુત્પત્તિ કરવાથી પણ માલુમ પડે છે કે પ્રકૃતિથી મહદાદિ કાર્યો ભિન્ન છે. જેમ કે ( **प्रधीयते सर्वं यस्मिन् तत् प्रधानम्** ) જેની અંદર બધું છે તે પ્રધાન આ ઉપરથી

આધારાધેયભાવની સિદ્ધિ થાય છે અને આધારાધેયભાવ ભેદ અને એ ભેદ સિવાય સિદ્ધિ થઇ શકતો નથી, માટે સૂત્રમાં બતાવેલા હેતુઓથી કાર્યથી કારણ ભિન્ન સિધ્ધ થાય છે. ॥ ૧૨૫ ॥

હવે કાર્ય અને કારણનું સાધર્મ્ય બતાવે છે.

**त्रिगुणाचेतनत्वादि द्वयोः ॥ १२६ ॥**

અન્વિત પદાર્થ:—

( **द्वयोः** ) કાર્ય અને કારણમાં ( **त्रिगुणाचेतनत्वादि** ) ત્રિગુણત્વ અને અચેતનત્વ આદિ સાધર્મ્યો છે.

અર્થ:—ત્રિગુણત્વ, અચેતનત્વ તથા આદિ શબ્દથી પરિણામિત્વ વિષય, સામાન્ય આદિ ધર્મો ગ્રહણ કરવા. એ બધા ધર્મો કાર્યમાં અને કારણમાં એક સરખા છે. કાર્યમાં જેમ સત્વ, રજસ, તમસ, જડત્વ, પારિણામિત્વ આદિ ધર્મો છે તેમ તે પ્રકૃતિમાં પણ છે. ॥ ૧૨૬ ॥

હવે જગતનાં કારણીભૂત ગુણોનું અવાન્તર વૈધર્મ્ય બતાવે છે.

**प्रीत्यप्रीतिविषादाद्यैर्गुणानामन्योऽन्यं वैधर्म्यम् ॥ १२७ ॥**

અન્વિત પદાર્થ:—

( **प्रीत्यप्रीतिविषादाद्यैः** ) પ્રીતિ, અપ્રીતિ અને વિષાદ આદિથી ( **गुणानाम्** ) સત્વાદિ ગુણોમાં ( **अन्योऽन्यम्** ) અરસપરસ ( **वैधर्म्यम्** ) વૈધર્મ્ય છે.

અર્થ:—પ્રીતિ એ સત્વગુણનો, અપ્રીતિ એટલે દુઃખ એ રજો ગુણનો અને વિષાદ એટલે નિરૂત્સાહતા એ તમોગુણનો ધર્મ છે. ઉક્ત ત્રણ ગુણોના બીજા પણ ઘણા ધર્મો છે, જેમ કે પ્રસન્નતા લઘુતા, સહિષ્ણુતા અને સંતોષ આદિ સત્ત્વગુણના, શોક, ક્રોધ, લોભ આદિ રજોગુણના અને મોહ, નિદ્રા, મન્દતા આદિ તમોગુણના ધર્મો છે. પ્રીત્યાદિ ધર્મો અપ્રીત્યાદિથી વિરૂદ્ધ છે તેથી એક બીજાનું એક બીજામાં વૈધર્મ્ય છે. ॥ ૧૨૭ ॥

ઉક્ત ગુણોનું અન્યોન્યમાં સાધર્મ્ય બતાવે છે.

**लध्वादिधर्मैः साधर्म्यं वैधर्म्यं च गुणानाम् ॥ १२८ ॥**

અન્વિત પદાર્થ:—

( लघ्वादिधर्मैः ) લઘુત્વાદિ ધર્મોથી ( साधर्म्यम् ) સાધર્મ્ય છે ( च ) અને ( वैधर्म्यम् ) વૈધર્મ્ય ( गुणानाम् ) ગુણો સાથે છે.

અર્થ:—લઘુત્વાદિ ધર્મોથી સત્વ ગુણના જેટલા ધર્મો છે તે બધા સાથે સાધર્મ્ય છે અને રજોગુણ અને તમો ગુણ સાથે એ ધર્મોનું વૈધર્મ્ય છે. ॥ ૧૨૮ ॥

મહદાદિ પદાર્થોમાં કાર્યત્વ છે, એમાં પ્રમાણ આપે છે.

**उभयान्यत्वात्कार्यत्वं महदादेर्घटादिवत् ॥ १२९ ॥**

અન્વિત પદાર્થ:—

( उभयान्यत्वात् ) બન્નેથી ભિન્ન હોવાથી ( महदादेः ) મહદાદિમાં ( घटादिवत् ) ઘટ આદિ પેઠે ( कार्यत्वम् ) કાર્યત્વ છે.

અર્થ:—પુરૂષ અને પ્રકૃતિથી ભિન્ન હોવાથી મહદાદિમાં કાર્યત્વ છે. મહદાદિ ભોગ્ય હોવાથી પુરૂષ નથી અને ઉત્પત્તિમાન હોવાથી પ્રકૃતિ નથી. એ બે હેતુથી મહદાદિ ઉભયભિન્ન સિધ્ધ થાય છે અને પ્રકૃતિ અને પુરૂષથી ભિન્ન હોવાથી તેમાં કાર્યત્વ સિધ્ધ થાય છે.

સાંખ્ય મતમાં પ્રકૃતિ અને પુરૂષ એજ નિત્ય પદાર્થો છે બાકી બીજા બધા અનિત્ય અને કાર્ય છે. ॥ ૧૨૯ ॥

કાર્યત્વ સાધક બીજો હેતુ આપે છે.

**परिमाणात् ॥ १३० ॥**

અન્વિત પદાર્થ:—

( परिमाणात् ) પરિચ્છિન્ન હોવાથી.

અર્થ:—જેમ ઘટપટાદિ પદાર્થો પરિચ્છિન્ન એટલે પરિમિત છે તેમ મહદાદિ કાર્યો પણ પરિમિત છે તેથી તે કાર્ય છે. ॥ ૧૩૦ ॥

કાર્યત્વ સાધક ત્રીજો હેતુ આપે છે.

**समन्वयात् ॥ १३१ ॥**

અન્વિત પદાર્થ:—

( समन्वयात् ) પ્રકૃતિના ગુણોનો પ્રવેશ હોવાથી.

અર્થ:—મહદાદિ કાર્યમાં પ્રકૃતિના સત્વ, રજસ અને તમસ એ ગુણોનો પ્રવેશ હોવાથી મહદાદિ કાર્ય છે એમ સિધ્ધ થાય છે. ॥ ૧૩૧ ॥

ચોથો હેતુ આપે છે.

## शक्तितश्चेति ॥ १३२ ॥

અન્વિત પદાર્થ:—

( च ) અને ( शक्तितः ) કરણ હોવાથી ( इति ) ઇતિ.

અર્થ:—આ સૂત્રમાં શક્તિનો અર્થ કરણ એટલે સાધન થાય છે. આંખ, કાન, નાક આદિ ઇંદ્રિયો વિષયનો ઉપભોગ કરવાનાર હોવાથી જેમ કરણ કહેવાય છે તેમ, મહદાદિ કરણરૂપ હોવાથી કાર્ય છે. આત્માને સાક્ષાત પ્રકૃતિ ભોગ કરાવી શકતી નથી પણ મહદાદિ કાર્યોજ ઉપભોગ કરાવે છે. ઉપભોગનું સાધન ઇંદ્રિયો જેમ કાર્યરૂપ છે તેમ ઉપભોગનું સાધન મહદાદિ હોવાથી કાર્યરૂપજ છે. આ સૂત્રમાં જે ઇતિ શબ્દ છે તે હેતુઓની સમાપ્તિ સૂચવે છે ॥ ૧૩૨ ॥

જો મહદાદિને કાર્ય રૂપ ન માનીએ તો શો દોષ આવે ? ઉત્તર.

## तद्धाने प्रकृतिः पुरुषो वा ॥ १३३ ॥

અન્વિત પદાર્થ:—

( तद्धाने ) કાયત્વની જો હાનિ માનીએ તો ( प्रकृतिः ) પ્રકૃતિ ( वा ) અથવા ( पुरुषः ) પુરૂષમાં તેની ગણતરી કરવી જોઇએ.

અર્થ:—જો મહદાદિને કાર્યરૂપ ન માનીએ તો તેમને પ્રકૃતિમાં અથવા પુરૂષમાં ગણવાં જોઇએ. જો મહદાદિને પરિણામી માનીએ તો પ્રકૃતિમાં ગણવાં જોઇએ અને અપરિણામી માનીએ તો પુરૂષમાં ગણવાં જોઇએ. ॥ ૧૩૩ ॥

કાર્યત્વશૂન્ય મહદાદિને પુરૂષમાં કે પ્રકૃતિમાં ન ગણીએ તો શો દોષ આવે ?

## तयोरन्यत्वे तुच्छत्वम् ॥ १३४ ॥

અન્વિત પદાર્થ:—

( तयोः ) પ્રકૃતિ અને પુરૂષથી ( अन्यत्वे ) ભિન્ન માનીએ તો ( तुच्छत्वम् ) તેને તુચ્છ માનવાં જોઇએ.

અર્થ:—મહદાદિને કાર્ય ન માનીએ અને તેમને પ્રકૃતિમાં પણ ન ગણીએ અને પુરૂષમાં પણ ન ગણીએ તો તેમને તુચ્છજ માનવાં જોઇએ,

અર્થાત્ તે નથી એમજ માનવું જોઇએ કાંતો મહદાદિ કાર્યો હોવાં જોઇએ અને કાંતો કારણ એટલે નિત્ય હોવાં જોઇએ. જો નિત્ય હોય તો, તેઓ પુરૂષ કે પ્રકૃતિ એમાંથી એક હોવાં જોઇએ. જો એમ ન હોય તો તેમનો અભાવજ માનવો જોઇએ. ॥ ૧૩૪ ॥

એ પ્રમાણે મહદાદિને કાર્યરૂપે સિદ્ધ કરી, હવે પ્રકૃતિના અનુમાનમાં જે વિશેષ કહેવાનું છે તે કહે છે.

**कार्यात्कारणानुमानं तत्साहित्यात् ॥ १३५ ॥**

અન્વિતપદાર્થ:—

( **कार्यात्** ) કાર્યથી ( **कारणानुमानम्** ) જે કારણનું અનુમાન કીધું છે તે ( **तत्साहित्यात्** ) કાર્યના સાહિત્યથી કરવું.

અર્થ:—સામાન્યતોદૃષ્ટરૂપ અનુમાન ૧૦૩ સૂત્રમાં જે બતાવ્યું છે તે અનુમાન કાર્યના સાહિત્ય એટલે સહભાવથીજ કરવું, એટલે મહદાદિ વિશિષ્ટજ પ્રકૃતિનું અનુમાન કરવું. જેમ ચંદ્રના ઉદયથી સમુદ્રની વૃદ્ધિ તદ્દન ભિન્ન છે તેમ મહદાદિ કાર્યો પ્રકૃતિથી તદ્દન ભિન્ન નથી, માટે જે જે કાર્ય છે તે તે અવશ્ય પ્રકૃતિ વિશિષ્ટ છે, એ પ્રમાણે અનુમાન કરવું. ॥ ૧૩૫ ॥

હવે પ્રકૃતિમાં અવ્યક્તતા સિદ્ધ કરે છે.

**अव्यक्तं त्रिगुणाल्लिङ्गात् ॥ १३६ ॥**

અન્વિતપદાર્થ:—

( **त्रिगुणात्** ) ત્રણ ગુણવાળા મહદાદિ ( **लिङ्गात्** ) કાર્યથી ( **अव्यक्तम्** ) મૂળ કારણ અવ્યક્ત એટલે સૂક્ષ્મ છે.

અર્થ:—મહદાદિમાં જે ગુણો છે, તેનું પ્રત્યક્ષ થાય છે, પણ પ્રકૃતિમાં જે ગુણો છે તેમનું પ્રત્યક્ષ થઇ શકતું નથી, તેથી મહદાદિ કરતાં પ્રકૃતિ સૂક્ષ્મ છે. ॥ ૧૩૬ ॥

જ્યારે પ્રકૃતિ અતિ સૂક્ષ્મ છે તો તેનો અભાવજ કેમ ન માનવો ?

**तत्कार्यतस्तत्सिद्धेर्नापलापः ॥ १३७ ॥**

અન્વિતપદાર્થ:—

( **तत्कार्यतः** ) તેના કાર્યથી ( **तत्सिद्धेः** ) તેની સિદ્ધિ થવાથી ( **अपलापः** ) પ્રકૃતિ નથી એમ કહી શકાય ( **न** ) નહિ.

અર્થ:—જ્યારે પ્રકૃતિના કાર્યથી પ્રકૃતિનું અસ્તિત્વ સિદ્ધ થાય છે તો પછી તેનું મિથ્યાત્વ કેમ માની શકાય ?

હવે આત્માનું અનુમાન કહે છે.

**सामान्येन विवादाभावाद् धर्मवन्न तत्साधनम् ॥ १३८ ॥**

અન્વિતપદાર્થ:—

( **सामान्येन** ) સામાન્યથી ( **विवादाभावात्** ) વિવાદ ન હોવાથી ( **धर्मवत्** ) ધર્મપેઠે ( **तत्साधनम्** ) તેનું અનુમાન ( **न** ) કહેવાની જરૂર નથી.

અર્થ:—આત્માની સામાન્ય માન્યતામાં તો કોઇનો વિવાદજ નથી. કોઇ શરીરનેજ આત્મા માને છે તો કોઇ જ્ઞાનનેજ માને છે. જેમ સામાન્યતઃ ધર્મને સર્વ કોઇ સ્વીકારે છે, કોઇ નીતિનેજ ધર્મ કહે છે કોઇ યજ્ઞયાગાદિ કહે છે તેમ સામાન્યતઃ આત્મા માનવામાં કોઇનો વિવાદજ નથી, માટે આત્માના અસ્તિત્વમાં હેતુ આપવાની કશી જરૂર નથી. ॥ ૧૩૮ ॥

હવે વિશેષરૂપથી આત્માને સિદ્ધ કરે છે.

**शरीरादिव्यतिरिक्तः पुमान् ॥ १३९ ॥**

અન્વિતપદાર્થ:—

( **पुमान्** ) પુરુષ આત્મા ( **शरीरादिव्यतिरिक्तः** ) શરીર આદિથી જુદો છે.

અર્થ:—આ સૂત્રમાં જે આદિપદ મુકયું છે તેથી ઇંદ્રિય આદિનું ગ્રહણ કરવા માટે છે. આત્મા શરીર અને ઇંદ્રિય આદિથી જુદો છે.

હવે ઉક્ત પ્રતિજ્ઞામાં હેતુ આપે છે.

**संहतपरार्थत्वात् ॥ १४० ॥**

અન્વિતપદાર્થ:—

( **संहतपरार्थत्वात्** ) પ્રકૃતિ આદિ જડવર્ગ પારકાના પ્રયોજનને માટે હોવાથી પુરુષ શરીરાદિથી ભિન્ન છે.

અર્થ:—જેટલાં જડ દ્રવ્યો છે તે બધાં પારકાના પ્રયોજનને માટે છે. જેમ શય્યા આદિ જોઇ સૂનારનું અનુમાન થાય છે કારણ કે,

શય્યા પોતેજ પોતાનું સુખ ભોગવી શકતી નથી તેમ, પ્રકૃત્યાદિ જડ પદાર્થોને જોઇ અન્ય કોઇ તેના ભોકતાનું અનુમાન અવશ્ય થાય છે. જે અન્ય ભોક્તા છે તેજ પુરૂષ છે. ॥ ૧૪૦ ॥

બીજો હેતુ આપે છે.

## त्रिगुणादिविपर्ययात् ॥ १४१ ॥

અન્વિતપદાર્થ:—

( त्रिगुणादिविपर्ययात् ) ત્રણ ગુણોથી રહિત હોવાથી.

અર્થ:—સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણોથી રહિત હોવાથી આત્મા શરીરાદિથી જુદો છે. ॥ ૧૪૧ ॥

ત્રીજો હેતુ આપે છે.

## अधिष्ठानाच्च ॥ १४२ ॥

અન્વિતપદાર્થ:—

( च ) અને ( अधिष्ठानात् ) અધિષ્ઠાન હોવાથી.

અર્થ:—અધિષ્ઠેય અને અધિષ્ઠાતા હમેશાં ભિન્નજ હોય છે પ્રકૃત્યાદિ જડ વસ્તુઓ અધિષ્ઠેય છે અને આત્મા અધિષ્ઠાતા છે. શરીરાદિ ઉપર આત્માનું અધિષ્ઠાન હોવાથી આત્મા શરીરાદિથી જુદો છે. ॥ ૧૪૨ ॥

ચોથો હેતુ આપે છે.

## भोक्तृभावात् ॥ १४३ ॥

અન્વિતપદાર્થ:—

( भोक्तृभावात् ) આત્મામાં ભોક્તાપણું હોવાથી.

અર્થ:—આત્મા ભોક્તા અને શરીરાદિ જડવર્ગ ભોગ્ય છે. ભોક્તા અને ભોગ્ય ભિન્નજ હોય છે, માટે આત્મા ભોક્તા હોવાથી શરીરાદિથી ભિન્ન છે. ॥ ૧૪૩ ॥

પાંચમો હેતુ આપે છે.

## कैवल्यार्थं प्रवृत्तेश्च ॥ १४४ ॥

અન્વિતપદાર્થ:—

( च ) અને ( कैवल्यार्थम् ) મોક્ષને માટે ( प्रवृत्ते ) પ્રવૃત્તિ હોવાથી.

અર્થ:—જો શરીરજ આત્મા માનવામાં આવે તો મોક્ષને માટે પ્રવૃત્તિ થઇ શકે નહિ. શરીર પરિણામી અને વિનાશી હોવાથી તેને મોક્ષ સંભવી શકતો નથી. સુખદુ:ખાદિ શરીરનાં ધર્મો હોવાથી શરીરમાં તેમની અત્યન્ત નિવૃત્તિ થવી પણ સંભવી શકે નહિ, માટે મોક્ષને માટે પ્રવૃત્તિ હોવાથી આત્મા શરીરાદિથી જુદો છે એમ સિદ્ધ થાય છે. ॥૧૪૪॥

હવે આત્માનું સ્વરૂપ બતાવે છે.

**जडप्रकाशायोगात्प्रकाशः ॥ १४५ ॥**

અન્વિતપદાર્થ:—

( **जडप्रकाशायोगात्** ) જડમાં જ્ઞાનરૂપ પ્રકાશ ન હોવાથી (**प्रकाशः**) જ્ઞાનરૂપ પ્રકાશ આત્મા છે.

અર્થ:—જડપદાર્થમાં જ્ઞાન ન હોવાથી જ્ઞાતા આત્માજ છે. “**आत्मान्तर्याम्यमृतोऽदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मन्ताऽविज्ञातो विज्ञाता नान्योऽस्ति**” બૃહદારણ્યક ૩-૧-૨૩. આત્માજ અમૃત, દ્રષ્ટા, શ્રોતા, મન્તા અને વિજ્ઞાતા છે, બીજો કોઇ નથી. ॥ ૧૪૫ ॥

**निर्गुणत्वान्न चिद्धर्मा ॥ १४५ ॥**

અન્વિતપદાર્થ:—

( **चिद्धर्मा** ) ચેતનસ્વરૂપ આત્મા ( **निर्गुणत्वात्** ) ગુણત્રયથી રહિત હોવાથી ( **न** ) જડ નથી.

અર્થ:—આત્મા સત્વ, રજસ્ અને તમસ એ ત્રણ ગુણોથી રહિત હોવાથી જડ નથી. ॥ ૧૪૬ ॥

આત્મા શરીરાદિથી અતિરિક્ત હોવાનો અપલાપ થઇ શકતો નથી.

**श्रुत्या सिद्धस्य नापलापस्तत्प्रत्यक्षबाधात् ॥ १४७ ॥**

અન્વિતપદાર્થ:—

( **श्रुत्या** ) વેદ તથા ઉપનિષદ આદિ ગ્રન્થોથી ( **सिद्धस्य** ) સિદ્ધ આત્માનો ( **अपलापः** ) નિષેધ ( **न** ) થઇ શકતો નથી ( **प्रत्यक्षबाधात्** ) પ્રત્યક્ષ બાધ થવાથી.

અર્થ:—આત્મા વિજ્ઞાતા અને ચેતન સ્વરૂપ છે તે આર્ષ ગ્રન્થોથી તથા શ્રુતિથી સિદ્ધ છે. “હું ગૌર છું” ઇત્યાદિ શરીર વિષયક પ્રતીતિનો

તો "મારું શરીર ગૌર છે" એ પ્રત્યક્ષ પ્રતીતિથી બાધ થાય છે, માટે આત્મા શરીરાદિથી ભિન્ન હોવાનો અપલાપ થઇ શકતો નથી. ॥ ૧૪૭ ॥

હવે આત્માનું સાક્ષિત્વ બતાવે છે.

## सुषुप्त्याद्यसाक्षित्वम् ॥ १४८ ॥

અન્વિતપદાર્થ:—

( **सुषुप्त्याद्यसाक्षित्वम्** ) સુષુપ્તિ આદિનો સાક્ષી આત્મા છે.

અર્થ:—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓનો સાક્ષી પણ આત્માજ છે. જો આત્મા જડસ્વરૂપ હોય તો તેમાં સાક્ષિપણું સંભવી શકે નહિ. ॥ ૧૪૮ ॥

હવે પુરૂષનું બહુત્વ સિદ્ધ કરે છે.

## जन्मादिव्यवस्थातः पुरुषबहुत्वम् ॥ १४९ ॥

અન્વિતપદાર્થ:—

( **जन्मादिव्यवस्थातः** ) જન્મ, મરણ આદિની વ્યવસ્થા હોવાથી ( **पुरुषबहुत्वम्** ) આત્માઓ અનેક છે.

અર્થ:—એકજ સમયમાં એમ કહી શકાય છે કે અમુક મર્યો, અમુક જન્મ્યો, અમુક પાપી અને અમુક પુણ્યવાન છે. જો એક આત્મા હોય તો એકજ સમયમાં એકજ આત્મામાં ઉક્ત પ્રકારની પ્રતીતિઓનો સંભવ થઇ શકતો નથી, માટે આત્માઓ અનેક છે એમ સિદ્ધ થાય છે. ॥ ૧૪૯ ॥

એકજ આત્મા માની તેમાં અનેક ઉપાધિનો સંબંધ માનવાથી જન્મમરણાદિની વ્યવસ્થા થઇ શકશે, તો પછી અનેક આત્મા માનવાની શી જરૂર છે? ઉત્તર.

## उपाधिभेदेऽप्येकस्य नानायोग आकाशस्येव घटादिभिः ॥१५०

અન્વિતપદાર્થ:—

( **आकाशस्य** ) આકાશનો ( **घटादिभिः इव** ) જેમ અનેક ઘટ સાથે સંબંધ થવાથી ઉપાધિમાંજ અનેકતા પ્રતીત થાય છે તેમ (**उपाधिभेदे अपि**) ઉપાધિનો ભેદ માનવા છતાં ( **एकस्य** ) એક આત્માને ( **नानायोगः** ) અનેક ઉપાધિનો સંબંધ થશે.

અર્થ:—જેમ એક આકાશને અનેક ઘટાદિનો સંબંધ માનવાથી ઘટરૂપ ઉપાધિઓમાં અનેકતા દેખાય છે. આકાશમાં નહિ. તેમ એક આત્માને અનેક અન્તઃકરણોની ઉપાધિઓ માનવાથી ઉપાધિઓમાં અનેકતા આવશે, આત્મામાં નહિ. એક પુરૂષ જન્મ્યો અને બીજો મર્યો એવા પ્રકારની વ્યવસ્થા એકજ આત્માને અનેક ઉપાધિઓ માનવા છતાં પણ થઇ શકશે નહિ. એક ઝાડમાં શાખાનો ભાગ કપિના સંયોગથી યુક્ત છે અને મુળના ભાગમાં કપિના સંયોગનો અભાવ પણ છે, તેથી એકજ ઝાડમાં એમ નથી કહેવાતું કે તે ઝાડ કપિના સંયોગવાળું છે અને કપિના સંયોગવાળું નથી. ॥ ૧૫૦ ॥

એક ઉપાધિવિશિષ્ટ આત્માના ભાગને અન્ય ઉપાધિવિશિષ્ટ આત્માના ભાગ કરતાં જુદોજ માનીશું તો વ્યવસ્થા થઇ શકશે. એ શંકાનું સમાધાન કરે છે.

## उपाधिर्भिद्यते न तु तद्वान् ॥ १५१ ॥

અન્વિતપદાર્થ:—

( **उपाधिः** ) ઉપાધિ ( **भिद्यते** ) ભિન્ન થાય છે ( **तद्वान्** ) ઉપાધિવાળો ( **न तु** ) ભિન્ન થતોજ નથી.

અર્થ:—ઉપાધિઓમાંજ ભેદ હોય છે, જેને ઉપાધિ લાગી છે તેમાં ભેદ થતો નથી. એકજ આત્માને બાલ્ય, યૌવન અને જરા અવસ્થારૂપ ઉપાધિઓ જુદી જુદી ગણાય છે પણ તેને અવસ્થાવાળો આત્મા જુદો જુદો ગણાતો નથી. બાલ્યવસ્થાવાળો આત્મા જુદો અને યૌવનાવસ્થાવાળો આત્મા જુદો હોય એમ બની શકતું નથી. ઘટરૂપ ઉપાધિ લાગવાથી ઘટાકાશ મહાકાશથી જુદું માની શકાતું નથી, માટે એક આત્માને ભિન્ન ભિન્ન ઉપાધિઓ માની જન્મ, મરણ, મોક્ષ અને બંધની વ્યવસ્થા થઇ શકતી નથી. ॥ ૧૫૧ ॥

એક આત્મા માનવામાં બીજું દૂષણ આપે છે.

## एव मेकत्वेन परिवर्त्तमानस्य न विरुद्धधर्माध्यासः ॥ १५२ ॥

અન્વિતપદાર્થ:—

( **एवम्** ) એ પ્રમાણે ( **एकत्वे** ) આત્માનું એકત્વ માનવાથી ( **परिवर्त्तमानस्य** ) સર્વ ઉપાધિઓમાં અનુગત થયેલા આત્માને

( **विरुद्धधर्माध्यासः** ) વિરૂદ્ધધર્મોનો અધ્યાસ ( **न** ) નહીં થશે એમ ( **न** ) નહીં.

અર્થ:—જો આત્માને એકજ માનીએ તો એકજ સમયમાં એક આત્મામાં જન્મ, મરણ, મુક્તિ અને બંધ આદિ વિરૂદ્ધ ધર્મો માનવા પડે અને તેઓ કોઇ પણ રીતે સંભવી શકે નહિ. ॥ ૧૫૨ ॥

જન્મ, મરણ, સુખ અને દુ:ખ આદિ અન્તઃકરણના ધર્મો માની શું અને તેમનો આરોપ માત્રજ આત્મામાં માની શું તો આત્મામાં વિરૂદ્ધ ધર્મનો અધ્યાસ થવાનો પ્રસંગ નહિ આવે. એ શંકાનું સમાધાન કરેછે.

**अन्यधर्मत्वेऽपि नारोपात् तत्सिद्धिरेकत्वात् ॥ १५३ ॥**

અન્વિતપદાર્થ:—

( **अन्यधर्मत्वे** ) સુખદુ:ખાદિને અન્યના ધર્મ માનશો ( **अपि** ) તો પણ ( **आरोपात्** ) આરોપ કરવાથી આત્મામાં ( **तत्सिद्धिः** ) વ્યવસ્થાની સિદ્ધિ ( **न** ) થઇ શકશે નહિ, ( **एकत्वात्** ) આત્મા એક હોવાથી.

અર્થ:—સુખ દુ:ખ આદિને અન્યના ધર્મ માની આત્મામાં માત્ર તેમનો આભાસજ માનશો તોપણ આત્મા એકજ હોવાથી જન્મ મરણાદિની વ્યવસ્થા થઇ શકશે નહિ. એક પુરૂષ સુખી છે અને બીજો પુરૂષ દુ:ખી છે એવા પ્રકારની વ્યવસ્થા થઇ શકશે નહિ, કારણ કે આરોપનું જે અધિષ્ઠાન આત્મા છે તે તો તમારા મતમાં એકજ છે. ઉપાધિવિશિષ્ટ ચેતનને જીવપણ કહી શકાય નહિ કારણ કે જેમ ઘટાવચ્છિન્ન આકાશનો ઘટનો નાશ થવાથી નાશ થાય છે, તેમ ઉપાધિનો નાશ થવાથી જીવનો પણ નાશ માનવો પડે, અને જીવને તો અમર માન્યો છો. "**जीवो न म्रियते**" ૬-૧૦-૨. ઇત્યાદિ છાંદોગ્ય ઉપનિષદ્‌માં સ્પષ્ટ લખ્યું છે ॥ ૧૫૩ ॥

આત્માઓને અનેક માનવાથી શ્રુતિ અને સ્મૃતિમાં પણ વિરોધ આવતો નથી.

**नाद्वैतश्रुतिविरोधो जातिपरत्वात् ॥ १५४ ॥**

અન્વિતપદાર્થ:—

( **अद्वैतश्रुतिविरोधः** ) અદ્વૈતપ્રતિપાદક શ્રુતિનો વિરોધ ( **न** ) થતો નથી ( **जातिपरत्वात्** ) તે તે વાક્યો જાતિપરક હોવાથી.

અર્થ:—" **पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम्** " ઋ. ૮ ૪-૧૭. " **आत्मा वेदमेक एवाग्र आसीत्** " ઇત્યાદિ વાકયોમાં જે એકત્વનું પ્રતિપાદન છે, તે જાતિપરક છે. જેમ કે ગાયને મારવી નહિ. ગાયને ચાર પગ છે. આ વાકયોમાં ગાયને એક વચનમાં મુકી છે, છતાં પણ જાતિપરક હોવાથી બધી ગાયોનો બોધ થાય છે. ઉપરના વાકયમાં પુરૂષનો અર્થ પુરૂષો અને આત્માનો અર્થ આત્માઓ કરવા કારણ કે તે જાતિના અભિપ્રાયે એક વચનનો પ્રયોગ કર્યો છે. ॥ ૧૫૪ ॥

બીજી યુક્તિ આપે છે.

**विदितबन्धकारणस्य दृष्ट्या तद्रूपम् ॥ १५५ ॥**

અન્વિતપદાર્થ:—( **विदितबन्धकारणस्य** ) જેણે બંધનું કારણ જાણ્યું છે તેનેજ ( **दृष्ट्या** ) વિવેકજ્ઞાનથી ( **तद्रूपम्** ) કૈવલ્યરૂપ પ્રાપ્ત થાય છે.

અર્થ:—પ્રકૃતિ અને પુરૂષને અવિવેકરૂપ જે બંધન છે, તેનું કારણ જેણે જાણ્યું છે અને પછી જેને વિવેકજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેજ જીવાત્મા કૈવલ્યરૂપ મુક્તિને પામે છે, બીજો નહિ. એથીએ પણ સિદ્ધ થાય છે કે આત્માઓ અનેક છે. ॥ ૧૫૫ ॥

ત્રીજી યુક્તિ આપે છે.

**नान्धदृष्ट्या चक्षुष्मतामनुपलम्भः ॥ १५६ ॥**

અન્વિતપદાર્થ:—( **अन्धदृष्ट्या** ) આંધળો માણસ દેખતો નથી તેથી ( **चक्षुष्मताम्** ) આંખવાળાઓને ( **अनुपलम्भः** ) અદર્શન ( **न** ) થતું નથી.

અર્થ:—એક માણસ આંધળો છે, તેથી તે કોઇ પણ પદાર્થ જોઇ શકતો નથી. એથી જે દેખતો માણસ છે તે પણ નથી જોઇ શકતો એમ કહી શકાય નહિ. જો એકજ આત્મા માનવામાં આવે તો એક આંધળો થવાથી દુનીયા બધી આંધળી થવી જોઇએ, પણ એમ થતું નથી માટે આત્મા અનેક છે. ॥ ૧૫૬ ॥

ચોથી યુક્તિ આપે છે.

## वामदेवादिर्मुक्तो नाद्वैतम् ॥ १५७ ॥

અન્વિતપદાર્થ:—( **वामदेवादिः** ) વામદેવ આદિ વ્યક્તિઓ ( **मुक्तः** ) મુક્ત થઇ છે તેથી ( **अद्वैतम्** ) અદ્વૈત ( **न** ) નથી

અર્થ:—વામદેવનામક ઋષિ મુક્ત થયા, શુકદેવનામક ઋષિ મુક્ત થયા એમ પ્રામાણિક ગ્રન્થોમાં લખ્યું છે. હવે જો આત્મા એકજ હોય તો વામદેવના મુક્ત થવાથી સર્વ જગત્ મુક્ત થવું જોઇએ પણ, એમ થયું નથી, માટે આત્માઓ અનેક છે. ॥ ૧૫૭ ॥

જો કોઇ એવી શંકા કરે કે હજી સુધી કોઇ પણ મુક્તજ થયું નથી તો તેની શંકા દૂર કરવામાટે આ સૂત્ર છે.

## अनादावद्ययावदभावाद् भविष्यदप्येवम् ॥ १५८ ॥

અન્વિતપદાર્થ:—( **अनादौ** ) અનાદિકાળમાં ( **अद्ययावत्** ) આજ સુધીમાં ( **अभावात्** ) મોક્ષનો અભાવ હોય તો ( **भविष्यत्** ) ભવિષ્યકાળ ( **अपि** ) પણ ( **एवम्** ) એવોજ રહેશે.

અર્થ:—જો અનાદિ કાળમાં આજ સુધી કોઇને પણ મોક્ષ મળ્યોજ નથી, તો ભવિષ્યકાળ પણ એવો રહેવો જોઇએ, અર્થાત્ ભવિષ્યકાળમાં પણ કોઇને મોક્ષ ન મળવો જોઇએ. કારણ કે અનાદિ કાળથી મોક્ષને માટે પ્રયત્ન કરનારા મુમુક્ષુઓમાંથી કોઇને પણ ફળ ન મળ્યું અને ભવિષ્યમાં મળશે એ બાબતમાં વિશ્વાસ આવી શકે નહિ, માટે વામદેવાદિ વ્યકિતઓ મુકત થઇ છે એમ કબુલ કરવું જોઇએ. ॥ ૧૫૮ ॥

જો આત્માને એક માનીએ તો સંસારનો અત્યન્ત ઉચ્છેદ માનવો પડે, પણ સંસારનો અત્યન્ત ઉચ્છેદ થતો નથી. તે આ સૂત્રમાં બતાવે છે.

## इदानीमिव सर्वत्र नात्यन्तोच्छेदः ॥ १५९ ॥

અન્વિતપદાર્થ:—( **इदानीम्** ) વર્તમાન કાળમાં (**इव**) જેમ અત્યન્ત ઉચ્છેદ થતો નથી તેમ ( **सर्वत्र** ) સર્વ કાળમાં ( **अत्यन्तोच्छेदः** ) અત્યન્ત ઉચ્છેદ ( **न** ) થતો નથી.

અર્થ:—જો આત્માને એક માનીએ તો એકની મુક્તિ થવા પછી સંસારનો ઉચ્છેદ થવો જોઇએ, પણ એમ બનતું નથી. જેમ વર્તમાન

સમયમાં સંસારનો ઉચ્છેદ થતો નથી તેમ ભવિષ્યકાળમાં પણ સંસારનો ઉચ્છેદ થશે નહિ માટે આત્માઓ અનેક છે. ॥ ૧૫૯ ॥

આત્મામાં અનેકતા સિદ્ધ કરી આત્મામાં સુખ દુઃખનો પારમાર્થિક સંબંધ છે કે નહિ ! તેનો નિર્ણય કરે છે.

**व्यावृत्तोभयरूपः ॥ १६० ॥**

અન્વિતપદાર્થ:–"**व्यावृत्तम् उभयरूपम् यस्य स व्यावृत्तोभयरूपः**"

અર્થ:—સુખદુઃખરૂપ જે દ્વન્દ્વો છે, તેમનો સંબંધ આત્મામાં પારમાર્થિક રૂપે નથી, કિન્તુ ઔપાધિક છે, માટે આત્મા સુખદુઃખરૂપ દ્વન્દ્વોથી રહિત છે. ॥ ૧૬૦ ॥

હવે આત્મામાં બીજી વિશેષતા બતાવે છે.

**साक्षात्सम्बन्धात् साक्षित्वम् ॥ १६१ ॥**

અન્વિતપદાર્થ:—( **साक्षित्वम्** ) આત્મામાં જે સાક્ષિત્વ છે તે ( **साक्षात्सम्बन्धात्** )સાક્ષાત્સંબંધથી છે.

અર્થ:—આત્મા શરીર આદિનો જે સાક્ષી એટલે દ્રષ્ટા છે તે તેના શરીરાદિસાથે અવ્યવહિત સંબંધને લઇનેછે. દ્રષ્ટા હોવામાં આત્માને કોઇપણ જાતનું પરિણામ પામવું પડતું નથી, એટલે આત્મા પરિણામી નથી ॥૧૬૧॥

અવિવેક જ્ઞાન જો આત્મામાં ન હોય તો ?

**नित्यमुक्तत्वम् ॥ १६२ ॥**

અન્વિતપદાર્થ:—( **नित्यमुक्तत्वम्** ) નિત્યમુકત થાય.

અર્થ:—જો આત્મામાં અવિવેક ન હોય તો આત્માનું સ્વરૂપ સુખદુ:ખાદિ દ્વન્દ્વોથી નિત્યમુકતજ માનવું જોઇએ. ॥ ૧૬૨ ॥

બીજી વિશેષતા બતાવે છે.

**औदासीन्यं च ॥ १६३ ॥**

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **औदासीन्यम्** ) નિત્ય ઉદાસીનતા થાય.

અર્થ:—જો આત્મામાં અવિવેક ન હોય તો આત્મા હમેશાં ઉદાસીન એટલે ઔપાધિક કર્તૃત્વાદિ ધર્મોથી પણ રહિત થાય. કર્તૃત્વાદિ ધર્મોપણ અવિવેકને લઇનેજ છે. ॥ ૧૬૩ ॥

પ્રકૃતિમાં જે કર્તૃત્વ છે, તે પ્રકૃતિના સ્વાતંત્ર્યથી નથી પણ આત્માના સંબંધથી છે તે આ સૂત્રમાં બતાવે છે.

**उपरागात्कर्तृत्वं चित्सांनिध्यात् चित्सांनिध्यात् ॥ १६४ ॥**

અન્વિતપદાર્થ:—( **उपरागात्** ) સંબંધથી ( **कर्तृत्वम्** ) કર્તાપણું છે, ( **चित्सांनिध्यात्** ) ચેતનના સંબંધથી

અર્થ:—પ્રકૃતિમાં અથવા શરીરમાં જે કર્તૃત્વ પ્રતીત થાય છે તે આત્માના સંબંધથી થાય છે. જો આત્માનો સંબંધ પ્રકૃતિસાથે કે શરીર સાથે ન રહે તો તેમાં કર્તૃત્વ રહે નહિ. આત્માના સંબંધ સિવાય પ્રકૃતિ કશું કરી શકતી નથી. ગીતામાં પણ કહ્યું છે કે " **मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥ ९-१० ॥ मया ततमिदं सर्वं जगदव्यक्त मूर्तिना ॥ ९-४ ॥ यावत्संजायते किंचित्सत्वं स्थावरजङ्गमम् । क्षेत्र क्षेत्रज्ञसंयोगात् तद्विद्धि भरतर्षभ. ॥** સ્થાવર જંગમ જે કંઇ ઉત્પન્ન થાય છે તે આત્મા અને પ્રકૃતિના સંયોગથી ઉત્પન્ન થાય છે. આ સૂત્રમાં " **चित्सांनिध्यात्** " પદની જે આવૃત્તિ કરી છે, તે અધ્યાયની સમાપ્તિ સૂચવે છે. ॥ ૧૬૪ ॥

**" इति गुर्जरभाषाटीकायुते कापिलसांख्यशास्त्रे प्रथमोऽध्यायः "**



# अथ द्वितीयोऽध्यायः ॥



પ્રથમ અધ્યાયમાં શાસ્ત્રના વિષયનું નિરૂપણ કર્યું છે, હવે આ બીજા અધ્યાયમાં પ્રકૃતિના વિશેષ કાર્યોનું નિરૂપણ કરે છે.

આ સૂત્રથી સૃષ્ટિનું પ્રયોજન બતાવવામાં આવે છે.

## विमुक्तमोक्षार्थं स्वार्थं वा प्रधानस्य ॥ १ ॥

અન્વિતપદાર્થ:—( **विमुक्तमोक्षार्थम्** ) સ્વભાવે બંધરહિત આત્માની મુક્તિ માટે ( **वा** ) અથવા ( **प्रधानस्य** ) પ્રકૃતિના ( **स्वार्थम्** ) પ્રયોજનને માટે.

અર્થ:—સ્વરૂપે બંધનરહિત હોવા છતાં આત્માને અવિવેકથી જે બંધન છે, તે બંધનને દૂર કરવા માટે સૃષ્ટિનો આરંભ છે. બીજું કારણ એ છે કે પ્રકૃતિ સ્વભાવે પરિણામિની છે, તે જો પરિણામ ન પામે તો, તેનું અસ્તિત્વજ નકામું થઇ જાય, માટે પ્રકૃતિના પરિણામને અર્થે સૃષ્ટિની રચના થાય છે. આ સૂત્રમાં સૃષ્ટિ હોવામાં બે હેતુ બતાવ્યા છે, એક આત્માની મુક્તિ અને બીજો પ્રકૃતિનો પરિણામ ॥૧॥

હવે પ્રથમ હેતુ ઉપર વિચાર કરે છે.

## विरक्तस्य तत्सिद्धेः ॥ २ ॥

અન્વિતપદાર્થ:—( **विरक्तस्य** ) વૈરાગ્યવાન્ પુરૂષને ( **तत्सिद्धेः** ) મુક્તિ સિદ્ધિ થાય છે.

અર્થ:—જે પુરૂષ સંસારમાં સર્વ ઠેકાણે જન્મ મરણ આદિના પ્રવાહને લઇ દુઃખ જોનાર થઇ વૈરાગ્ય પામ્યો છે, તેજ મુક્તિ મેળવી શકે છે, બીજો નહિ. એ કારણથી સર્વ જીવાત્માઓને એક સાથે મુક્તિ મળતી નથી અને તેથી સૃષ્ટિનો પ્રવાહ ચાલુજ રહ્યા કરે છે. ॥૨॥

બધા પુરૂષો મોક્ષોપયોગી શાસ્ત્રોનું શ્રવણ કરી એક સાથેજ વૈરાગ્યવાન્ કેમ બની જતા નથી? ઉત્તર.

**न श्रवणमात्रात् तत्सिद्धिरनादिवासनाया बलवत्त्वात् ॥ ३ ॥**

અન્વિતપદાર્થઃ–( **श्रवणमात्रात्** ) કેવળ શ્રવણ કરવાથી ( **तत्सिद्धिः** ) વૈરાગ્યની સિદ્ધિ ( **न** ) થતી નથી ( **अनादिवासनायाः** ) અનાદિવાસનાનું ( **बलवत्त्वात्** ) બળવાનપણું હોવાથી.

અર્થ:—કેવળ શ્રવણ કરવાથીજ વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી, કારણ કે જીવાત્મા અનાદિ કાળથી સંસારના પ્રવાહમાં પડયો છે, તેથી સાંસારિક પદાર્થોના ઉપભોગથી આત્મામાં વાસના ઘણીજ પ્રબળ થયેલી હોય છે, માટે એક કે બેવાર કેવળ શ્રવણ કરવાથી પુરૂષને વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી; કિન્તુ અનેકવાર શ્રવણ કર્યા પછી મનન અને નિદિધ્યાસન કરવું જોઇએ અને પછી વિવેકનો સાક્ષાત્કાર થાય ત્યારેજ પુરૂષ સાચો વૈરાગ્યવાન્ થાય છે. ॥ ૩ ॥

એક સાથે વૈરાગ્ય ન મળવામાં વ્યાવહારિક દૃષ્ટાન્ત આપે છે.

**बहुभृत्यवद् वा प्रत्येकम् ॥ ४ ॥**

અન્વિતપદાર્થ:—( **वा** ) અથવા ( **बहुभृत्यवद्** ) ઘણા નોકરોમાં ( **प्रत्येकम्** ) કોઇકજ.

અર્થ:—જેમ રાજાના રાજ્યમાં ઘણા નોકરો હોય છે પણ બધા એક સરખા અધિકારી હોતા નથી. જેની જેવી યોગ્યતા તે પ્રમાણે તેઓને ચડતા ઉતરતા અધિકાર મળે છે, તેમ પ્રકૃતિના મહારાજ્યમાં બધા પુરૂષો એક સરખી વાસનાવાળા હોતા નથી. કોઇને પ્રબળ, કોઇને પ્રબળતર અને કોઇને પ્રબળતમ વાસના હોય છે, માટે કોઇક વખતે કોઇકજ વૈરાગ્યવાન્ થાય છે. ॥ ૪ ॥

પ્રકૃતિને જો ખરી માનવામાં આવે તોજ પુરૂષના સંબંધથી તેમાં કર્તૃત્વ આવી શકે, નહીં તો નહિજ. તે આ સૂત્રમાં બતાવે છે.

**प्रकृतिवास्तवे च पुरुषस्याध्याससिद्धिः ॥ ५ ॥**

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **प्रकृतिवास्तवे** ) પ્રકૃતિને સત્ય માનવાથીજ ( **पुरुषस्य** ) પુરૂષનો ( **अध्याससिद्धिः** ) સંબંધ સિદ્ધ થઇ શકે છે.

અર્થ:—જો પ્રકૃતિને સત્ય માનીએ તોજ તેમાં પુરૂષનો સંબંધ સિદ્ધ થઇ શકે. જો નરશૃંગવત્ અસત્ય, અથવા અનિર્વચનીય માનીએ તો તેમાં પુરૂષનો સંબંધ થઇ શકે નહિ. જેમ નરશૃંગ અથવા મૃગતૃષ્ણિકા સાથે કોઇનો સંબંધ થતો નથી, તેમ અવાસ્તવસ્વરૂપવાળી પ્રકૃતિ સાથે કોઇનો પણ સંબંધ થઇ શકે નહિ. પરમાત્માનો સંબંધ અસત્ય પ્રકૃતિમાં ન થવાથી તેમાં કર્તૃત્વ સિદ્ધ થઇ શકે નહિ અને જીવાત્માનો સંબંધ ન થવાથી જીવાત્મામાં બંધનની સિદ્ધિ થાય નહિ, માટે પ્રકૃતિને સત્યજ માનવી જોઇએ. ।।૫।।

પ્રકૃતિ સત્ય હોવામાં બીજું કારણ બતાવે છે.

**कार्यतस्तत्सिद्धेः ॥ ६ ॥**

અન્વિતપદાર્થ—( **कार्यतः** ) કાર્યોથી ( **तत्सिद्धिः** ) પ્રકૃતિના સત્યત્વની સિદ્ધિ થાય છે.

અર્થ:—મહત્, અહંકાર, પંચતન્માત્રા, પંચમહાભૂતો આદિ કાર્યો પ્રવૃત્તિને સફળ કરનારાં છે. તરશ્યો માણસ પાણી પીઇને પોતાની તરશ શાન્ત કરે છે, ભૂખ્યો માણસ ભોજન કરી ભૂખને શાંત કરે છે, સૂર્યના ઉદય થવાથી માણસો પ્રકાશની સહાયતાથી સર્વ વસ્તુઓને જોઇ શકે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે કાર્યો અસત્ય નથી, તો જેમાંથી તે બધાં કાર્યો ઉત્પન્ન થયાં છે તે પદાર્થ અસત્ય કેવી રીતે હોય શકે ? માટે પ્રકૃતિ સત્યજ છે. ।। ૬ ।।

પ્રકૃતિ સત્ય હોવામાં દષ્ટાંત આપે છે.

**चेतनोद्देशान्नियमः कण्टकमोक्षवत् ॥ ७ ॥**

અન્વિતપદાર્થ:-( **चेतनोद्देशात्** ) ચેતનને ઉપદેશ હોવાથી ( **नियमः** ) વ્યવસ્થા થાય છે ( **कण्टकमोक्षवत्** ) જેમ કાંટાથી મુક્ત થવાય છે તેમ.

અર્થ:—જેમ કોઇએક માણસને કાંટો વાગવાથી તે દુઃખી થતો હોય ત્યારે બીજો કોઇ બુદ્ધિમાન્ માણસ તેને કાંટો કાઢી નાંખવાનો ઉપદેશ આપે છે, અને કાંટો કાઢવાનો ઉપાય બતાવે છે, તેથી તે માણસ કાંટાને કાઢી દુઃખથી મુક્ત થાય છે, તેમ પ્રકૃતિના સંબંધના ત્યાગનો ઉપદેશ સાંભળી કોઇ વિદ્વાન્ માણસ પ્રકૃતિનો સંબંધ છોડી દુઃખથી મુક્ત થાય છે. આ દષ્ટાંતથી સમજાય છે કે જેમ કાંટો અને તેનાથી થતું દુઃખ સત્ય છે, તેમ પ્રકૃતિ અને તેનાથી થતું દુઃખ પણ સત્યજ છે. જો પ્રકૃતિ અસત્ય હોય તો તજ્જન્ય દુઃખ પણ અસત્યજ હોય અને અસત્યની નિવૃત્તિ માટે ઉપદેશ પણ હોઇ શકે નહિ. ।। ૭ ।।

આ સૂત્રથી પુરૂષનું અપરિણામિત્વ સિદ્ધ કરે છે.

**अन्ययोगेऽपि तत्सिद्धिर्नाञ्जस्येनायोदाहवत् ॥ ८ ॥**

અન્વિતપદાર્થ:—( **अन्ययोगे** ) પ્રકૃતિનો સંબંધ થવા છતાં ( **अपि** ) પણ ( **तत्सिद्धिः** ) પરિણામની સિદ્ધિ ( **न** ) થતી નથી ( **आञ्जस्येन** ) સાક્ષાત્ ( **अयोदाहवत्** ) લોહદાહ પેઠે.

અર્થ:—પુરૂષ સાથે પ્રકૃતિનો સંબંધ થવા છતાં પણ પુરૂષ પરિણામ પામતો નથી. જેમ લોઢામાં અગ્નિનો સંબંધ થવાથી લોઢું બાળે છે એમ કહેવાય છે, પણ ખરી રીતે લોઢામાં રહેલી અગ્નિજ બાળે છે અર્થાત્ દાહક શક્તિનો સાક્ષાત્ સંબંધ અગ્નિમાંજ છે, તેમ પુરૂષ સાથે સંબંધ પામેલી પ્રકૃતિમાંજ પરિણામ થાય છે, પુરૂષમાં નહિ. ॥ ૮ ॥

બંધનનું કારણ બતાવે છે.

**रागविरागयोर्योगः सृष्टिः ॥ ९ ॥**

અન્વિતપદાર્થ:—( **रागविरागयोः** ) રાગ અને વિરાગ હોવાથી ( **सृष्टिः** ) શરીરાદિની પ્રાપ્તિ અને ( **योगः** ) સ્વરૂપમાં સ્થિતિ એટલે મોક્ષ.

અર્થ:—અનાદિ વાસનારૂપ જે રાગ છે, તેજ સૃષ્ટિ એટલે શરીરાદિ મળવાનું કારણ છે અને વિરાગ એટલે વાસનાનો ક્ષય એ મુક્તિનું કારણ છે.

બીજો અર્થ આ પણ થાય છે. અમુક વિષયમાં રાગ અને અમુક વિષયમાં વૈરાગ્ય આ બન્ને જ્યાં સુધી પુરૂષમાં છે ત્યાંસુધીજ પુરૂષને બંધન છે, જ્યારે દરેક વિષયમાં વૈરાગ્ય આવે છે ત્યારેજ મુક્તિ મળેછે. ॥૯॥

હવે સૃષ્ટિનો ક્રમ બતાવે છે.

**महदादिक्रमेण पञ्चभूतानाम् ॥ १० ॥**

અન્વિતપદાર્થ:—( **पञ्चभूतानाम्** ) પાંચ ભૂતોમાંથી જે સૃષ્ટિ બની છે તે ( **महदादिक्रमेण** ) મહદ્ આદિના ક્રમથી બની છે.

અર્થ:—પાંચ મહાભૂતોથી સૃષ્ટિ બની છે એમ ગ્રન્થાંતરમાં લખ્યુ છે, પણ સર્વ ગ્રન્થોની સમાલોચના કરતાં જણાય છે કે સૃષ્ટિ મહદાદિના અનુક્રમે બની છે "**महतः परमव्यक्तम् अव्यक्तात् पुरुषः परः**" કઠોપનિષદ્ ૧–૩–૧૭ ઇત્યાદિ ગ્રન્થોમાં તથા "**य ईशे महतो महान्**" યજુર્વેદ ૨૦–૩૨ ઇત્યાદિ વેદમાં મહત્તત્વ સ્વીકારેલું છે. ॥ ૧૦ ॥

સૃષ્ટિ આત્માને માટે બને છે તે આ સૂત્રમાં બતાવે છે.

**आत्मार्थत्वात् सृष्टेर्नैषामात्मार्थ आरम्भः ॥ ११ ॥**

અન્વિતપદાર્થ:—( **सृष्टेः** ) સૃષ્ટિનું ( **आत्मार्थत्वात्** ) આત્માર્થત્વ હોવાથી ( **एषाम्** ) મહદાદિનો ( **आरम्भः** ) આરંભ ( **आत्मार्थः** ) પોતાને માટે ( **न** ) નથી.

અર્થ:—જે સૃષ્ટિ બની છે અને બનતી જાય છે તે બધી જીવાત્માઓના ઉપભોગને માટે છે, મહદાદિના ઉપભોગને માટે નથી. ભોગ એ આત્માનોજ ધર્મ છે, જડનો નહિ. માટે પ્રકૃતિનાં જે જે કાર્યો છે તે બધાંનો ઉપભોકતા આત્માજ છે. ॥ ૧૧ ॥

દિશા અને કાળનો ઉકત તત્વોમાં અન્તર્ભાવ કરે છે.

**दिक्कालावाकाशादिभ्यः ॥ १२ ॥**

અન્વિતપદાર્થ:—( **दिक्कालौ** ) દિશા અને કાળ ( **आकाशादिभ्यः** ) આકાશ આદિમાંથી ઉત્પન્ન થાય છે.

અર્થ:—જન્ય દિશા અને કાળ આકાશ આદિમાંથી ઉત્પન્ન થાય છે, તેથી તે પચ્ચીશ તત્વોથી અતિરિકત દ્રવ્ય નથી. ॥ ૧૧૨ ॥

હવે મહત્તત્વ રૂપ કાર્યનું લક્ષણ બાંધે છે.

**अध्यवसायो बुद्धिः ॥ १३ ॥**

અન્વિતપદાર્થ:—( **अध्यवसायः** ) નિશ્ચય ( **बुद्धिः** ) બુદ્ધિનું લક્ષણ છે.

અર્થ:—બુદ્ધિએ મહત્‌નું બીજું નામ છે. અધ્યવસાય એ મહત્‌રૂપ કાર્યનું લક્ષણ છે. વસ્તુનો જે અસાધારણ ધર્મ હોય છે, તેજ લક્ષણ કહેવાય છે. નિશ્ચય એ બુદ્ધિનો અસાધારણ ધર્મ હોવાથી બુદ્ધિનું લક્ષણ થાય છે. ॥ ૧૩ ॥

મહત્તત્વના બીજા ધર્મોપણ આ સૂત્રમાં બતાવે છે.

**तत्कार्यं धर्मादि ॥ १४ ॥**

અન્વિતપદાર્થ:—( **धर्मादि** ) ધર્મ આદિ ( **तत्कार्यम्** ) બુદ્ધિનાં કાર્યો છે.

અર્થ:—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ બધાં બુદ્ધિનાં કાર્યો છે. બુધ્ધિ પ્રકૃતિનું કાર્ય હોવાથી તેમાં પણ સત્વ રજસ અને તમસ એ ત્રણ ગુણો છે, તેથી સાત્વિક બુદ્ધિનાંજ ધર્માદિ કાર્યો છે. ॥ ૧૪ ॥

હવે રજોગુણવાળી અને તમોગુણવાળી બુદ્ધિનાં કાર્યો બતાવે છે.

## महदुपरागाद्विपरीतम् ॥ १ ॥

અન્વિતપદાર્થ:—( **महदुपरागात्** ) રજસ અને તમસ ગુણોનો મહત્ સાર્થ સંબંધ હોવાથી.

અર્થ:—ઉપર જે ચાર કાર્યો બતાવ્યાં છે, તેનાં કરતાં ઉલટાં અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય રાજસી અને તામસી બુદ્ધિનાં કાર્યો છે. ॥ ૧૫ ॥

હવે અહંકારનું લક્ષણ બાંધે છે.

## अभिमानोऽहङ्कारः ॥ १६ ॥

અન્વિતપદાર્થ:—( **अभिमानः** ) અભિમાન ( **अहङ्कार:** ) અહંકારનું લક્ષણ છે.

અર્થ:—અહંકારનું લક્ષણ અભિમાન છે. "હુંજ છું." હુંજ કરીશ ઇત્યાદિ અભિમાન અહંકારરૂપ દ્રવ્યથી ઉત્પન્ન થાય છે. ॥ ૧૬ ॥

હવે અહંકારનાં કાર્યો બતાવે છે.

## एकादशपञ्चतन्मात्रं यत्कार्यम् ॥ १७ ॥

અન્વિતપદાર્થ:—( **एकादशपञ्चतन्मात्रम्** ) અગ્યાર ઇંદ્રિયો અને પાંચ તન્માત્રાઓ ( **यत्कार्यम्** ) જેનાં કાર્યો છે.

અર્થ:—અગ્યાર ઇંદ્રિયો, રસતન્માત્રા, રૂપતન્માત્રા, ગંધતન્માત્રા, સ્પર્શતન્માત્રા અને શબ્દતન્માત્રા અહંકારનાં કાર્યો છે. ॥ ૧૭ ॥

સાત્વિક, રાજસ અને તામસ ત્રણ પ્રકારનો અહંકાર છે, તેમાંથી કયા અહંકારનું કયું કાર્ય છે ? તે આ સૂત્રમાં બતાવે છે.

## सात्विकमेकादशकं प्रवर्तते वैकृतादहङ्कारात् ॥ १८ ॥

અન્વિતપદાર્થ:—( **सात्विकम्** ) સાત્વિક ગુણવાળાં ( **एकादशकम्** ) અગ્યાર ઇંદ્રિયો ( **वैकृतात्** ) સાત્વિક ( **अहङ्कारात्** ) અહંકારમાંથી ( **प्रवर्त्तते** ) પ્રકટ થાય છે.

અર્થ:—સાત્વિક અહંકારમાંથી દશ ઇંદ્રિયો અને એક મન જન્મે છે. ઇંદ્રિયરૂપ કાર્ય સાત્વિક હોવાથી તે સાત્વિક અહંકારમાંથી જન્મે છે.

બુદ્ધિ અને અહંકાર દ્રવ્યરૂપ છે એમ સાંખ્યકારનું માનવું છે. જો તે દ્રવ્યસ્વરૂપ ન હોય તો તેમાંથી દ્રવ્યસ્વરૂપ ઇંદ્રિયો અને પંચતન્માત્રાઓ ઉત્પન્ન થઈ શકે નહિ. એ વાત પ્રથમ અધ્યાયમાં સિદ્ધ કરી આપી છે. સાંખ્ય કારિકાકાર ઇશ્વરકૃષ્ણે પણ લખ્યું છે કે **सात्विक एकादशकः प्रवर्त्तते वैकृतादहङ्कारात्** ॥ ૨૫ ॥ સાત્વિક અહંકામાંથી અગ્યાર સાત્વિક ઇંદ્રિયો પ્રકટ થાય છે. ॥ ૧૮ ॥

અગ્યાર ઇંન્દ્રિયોનો વિભાગ કરી બતાવે છે.

## कर्मेन्द्रियबुद्धीन्द्रियैरान्तरमेकादशकम् ॥ १९ ॥

અન્વિતપદાર્થ:—( **कर्मेन्द्रिय बुद्धीन्द्रियैः** ) કર્મ ઇન્દ્રિયો અને બુદ્ધિ ઇંદ્રિયો સહિત ( **आन्तरम्** ) મન ( **एकादशकम्** ) અગ્યાર થાય છે.

અર્થ:— વાક, હાથ, પગ, મળવાહક અને મૂત્રવાહક એ પાંચ કર્મેન્દ્રિય; આંખ, કાન, ત્વચા, રસના અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે, અને મન અગ્યારમી ઇંન્દ્રિય છે. જીવાત્મા ઇંદ્ર કહેવાય છે અને તેનાં જ્ઞાન મેળવવાનાં અને કર્મ કરવાનાં સાધનો ઇંદ્રિયો કહેવાય છે. ॥ ૧૯ ॥

ઇંદ્રિયોનું ભૌતિકત્વનો નિષેધ કરે છે.

## आहङ्कारित्वकश्रुतेर्न भौतिकानि ॥ २० ॥

અન્વિતપદાર્થ:—( **आहङ्कारिकत्वश्रुतेः** ) અહંકારમાંથી ઉત્પન્ન થયેલી છે એમ આર્યગ્રન્થોમાં લખેલું હોવાથી ( **भौतिकानि** ) ભૂતોથી ઉત્પન્ન થયેલી ( **न** ) નથી.

અર્થ:—ઇંદ્રિયો અહંકારથી ઉત્પન્ન થયેલી હોવાથી આહંકારિક કહેવાય છે, પાંચ મહાભૂતોથી ઉત્પન્ન થયેલી નથી તેથી ભૌતિક કહેવાતી નથી. ॥ ૨૦ ॥

ઇંદ્રિયોનું ઉપાદાન કારણ દેવતા નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## देवतालय श्रुतिर्नारम्भकस्य ॥ २१ ॥

અન્વિતપદર્થ:—( **देवतालयश्रुतिः** ) દેવતામાં લય બતાવનારી જે શ્રુતિ છે તે ( **आरम्भकस्य** ) ઉદાપાન કારણની ( **न** ) નથી.

અર્થ:—" **अग्निं वागप्येति वातं प्राणः, चक्षुरादित्यम्** બૃહદારણ્યક ૩-૨-૧૩. અગ્નિમાં વાક્ ઇંદ્રિયનો લય થાય છે, પ્રાણને વાયુમાં લય થાય છે અને આંખનો આદિત્યમાં લય થાય છે." ઇત્યાદિ વાક્યો ઇંદ્રિયોનું અગ્નિ આદિ દેવતામાં લય થવાનું બતાવે છે, તેથી એમ ન સમજવું કે અગ્નિ આદિ દેવતાઓ વાક્ આદિ ઇંદ્રિયોનું ઉપાદાન કારણ છે. ઉપાદાન ન હોય તેમાં પણ ગૌણ વૃત્તિથી લય શબ્દોનો પ્રયોગ થાય છે. જમીન ઉપર પાણી પડી સૂકાય જાય છે ત્યારે એમ કહેવાય છે કે જમીનમાં પાણીનો લય થયો, તેથી શું પાણીનું ઉપાદાન કારણ જમીન છે એમ સમજવું ? નહીંજ. પાણીનું ઉપાદાન કારણ તેઃ તેના સૂક્ષ્મ અવયવોજ છે, માટે ઉક્ત ઉપનિષદ્‌માં લય શબ્દ ગૌણવૃત્તિથીજ વાપર્યો છે. ઇંદ્રિયોનું ઉપાદાન કારણતો અહંકારજ છે. ॥ ૨૧ ॥

હવે મનની અનિત્યતા બતાવે છે.

## तदुत्पत्तिश्रुतेर्विनाशदर्शनाच्च ॥ २२ ॥

અન્વિતપદાર્થ:—( **तदुत्पत्तिश्रुतेः** ) તેની ઉત્પત્તિનું શ્રવણ થવાથી ( **च** ) અને ( **विनाशदर्शनात्** ) વિનાશ જોવાથી.

અર્થ:—મનની ઉત્પત્તિ અને વિનાશ છે, એમ ઉપનિષદાદિ ગ્રન્થોમાં સ્પષ્ટ લખ્યું છે તેથી મન અનિત્ય છે. " **एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ॥** મુંડક ૨-૩ પરમાત્મા થકી પ્રાણ, મન અને બધી ઇંદ્રિયો ઉત્પન્ન થઈ છે. " **अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति, यो मध्यमस्तन्मांसम्, योऽणिष्ठः तन्मनः** " છાંદોગ્ય ૬-૫-૧ જે અન્ન ખવાય છે તેનું સ્થૂળ પરિણામ વિષ્ઠા, મધ્યમ પરિણામ માંસ અને જે સૂક્ષ્મ પરિણામ છે તે મન છે." આ પ્રમાણોથી સિધ્ધ થાય છે કે મનની ઉત્પત્તિ છે, અને જે ઉત્પન્ન થાય છે તેનો નાશ અવશ્ય થાય છે. " **वाङ्मनसि सम्पद्यते, मनः प्राणे प्राणस्तेजसि** " છાંદોગ્ય ૬-૮-૬ એ શબ્દપ્રમાણથી પણ સિધ્ધ થાય છે કે મન વિનાશી છે. ॥ ૨૨ ॥

હવે ઇંદ્રિયોની અતીન્દ્રિયતા બતાવે છે.

**अतीन्द्रियमिन्द्रियं भ्रान्तानामधिष्ठाने ॥ २३ ॥**

અન્વિતપદાર્થ:—( **इन्द्रियम्** ) ઇંદ્રિયો ( **अतीन्द्रियम्** ) અતીન્દ્રિય છે ( **भ्रान्तानाम्** ) અજ્ઞાની લોકોને ( **अधिष्ठाने** ) અધિકરણમાં ઇંદ્રિયત્વ નો ભ્રમ છે.

અર્થ:—ઇંદ્રિયો અતીન્દ્રિય એટલે અનુભવી ન શકાય તેવી છે, આંખનો જે ડોળો છે તે આંખરૂપ ઇંદ્રિય નથી પણ, આંખરૂપ ઇંદ્રિયને રહેવાનું સ્થાન છે. તેવી રીતે સર્વ ઇંદ્રિયોમાં સમજવું. નાક, જીભ, કાન, ચામડીએ ઇંદ્રિયો નથી પણ તે તો તેમનાં સ્થાનો છે. ॥ ૨૩ ॥

હવે જેઓ માને છે કે ઇંદ્રિય એકજ છે, તેમના મતનું ખંડન કરેછે.

**शक्तिभेदेऽपि भेदसिद्धौ नैकत्वम् ॥ २४ ॥**

અન્વિતપદાર્થ:—( **शक्तिभेदे** ) શક્તિનો ભેદ હોવાથી ( **अपि** ) પણ ( **भेदसिद्धौ** ) ઇંદ્રિયોમાં ભેદની સિદ્ધિ થવાથી ( **एकत्वम्** ) એકતા ( **न** ) નથી.

અર્થ:—આંખ, નાક, કાન વગેરેમાં જુદી જુદી શક્તિઓ હોવાથીજ સિદ્ધ થાય છે કે ઇંદ્રિય એક નથી. આંખમાં જે જોવાની શક્તિ છે તે નાકમાં નથી અને નાકમાં જે સૂંઘવાની શક્તિ છે તે આંખમાં નથી, માટે આંખ અને કાન એક નથી, તેમ સર્વ ઇંદ્રિયોમાં સમજવું. વસ્તુના ભેદનો સાધક શક્તિભેદજ છે. ॥ ૨૨ ॥

એક અહંકારથી જુદી જુદી શક્તિવાળી જુદી જુદી ઇંદ્રિયોની કલ્પના કરવી ઠીક નથી, એ શંકાનો ઉત્તર આપે છે.

**न कल्पनाविरोधः प्रमाणदृष्टस्य ॥ २५ ॥**

અન્વિતપદાથ:—( **प्रमाणदृष्टस्य** ) જે વસ્તુ પ્રમાણથી સિદ્ધ હોય તેની ( **कल्पनाविरोधः** ) કલ્પનાનો વિરોધ ( **न** ) નથી.

અર્થ:—જ્યારે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે ઇંદ્રિયો અનેક છે, તો પછી કલ્પનામાં વિરોધ શાનો? કલ્પના તો પ્રમાણોને અનુસરીનેજ કરવી જોઇએ. પ્રમાણ વિરૂદ્ધ જો કલ્પના હોય તો તે ખોટી છે, એમ માનવું જોઇએ. ॥ ૨૫ ॥

અન્ય ઇંદ્રિયો કરતાં મનમાં જે વિશેષ છે તે બતાવે છે.

## उभयात्मकं मनः ॥ २६ ॥

અન્વિતપદાર્થ:—(मनः) મન (उभयात्मकम्) બન્ને સ્વરૂપવાળું છે.

અર્થ:—મન જ્ઞાનેન્દ્રિય સ્વરૂપ છે અને કર્મેન્દ્રિય સ્વરૂપ પણ છે, કારણ કે તે બન્ને પ્રકારની ઇંદ્રિયોનું પ્રવર્ત્તક છે મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કે "**एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम्** ॥ २-९२ ॥ અગ્યારમું મન પોતાના સંકલ્પરૂપ ગુણથી કર્મેન્દ્રિય પણ છે અને જ્ઞાનેન્દ્રિય પણ છે ॥ ૨૬ ॥

ઉક્ત પ્રતિજ્ઞામાં હેતુગર્ભિત દૃષ્ટાન્ત આપે છે.

## गुणपरिणामभेदान्नानात्वमवस्थावत् ॥ २७ ॥

અન્વિતપદાર્થ:—(**अवस्थावत्**) કૌમારાદિ અવસ્થાની માફક (**गुणपरिणाम भेदात्**) ગુણના પરિણામના ભેદથી (**नानात्वम्**) ભિન્નતા છે.

અર્થ:—જેમ એકજ માણુસ બાલ્ય, યૌવન આદિ અવસ્થાને લઇને બાળક, જુવાન અને વૃદ્ધ ગણાય છે તેમ મનની અંદર રહેલા સત્વ, રજસ અને તમસ ગુણોનાં પરિણામને લીધે મન કોઇકિ વખત કર્મેંદ્રિય અને કોઇક વખત જ્ઞાનેન્દ્રિય કહેવાય છે, એટલે જ્યારે મન જ્ઞાનેન્દ્રિયોનું સહાયક થાય છે ત્યારે જ્ઞાનેન્દ્રિય અને જ્યારે કર્મેન્દ્રિયનું સહાયક થાય છે ત્યારે કર્મેન્દ્રિય ગણાય છે. ॥ ૨૭ ॥

હવે ઇંદ્રિયોના વિષયો બતાવે છે.

## रूपादिरसमलान्त उभयोः ॥ २८ ॥

અન્વિતપદાર્થ:—(**उभयोः**) જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયના (**रूपादिरसमलान्तः**) રૂપ આદિથી લઇ મળ પર્યન્ત વિષયો છે.

અર્થ:—રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દ એ જ્ઞાનેન્દ્રિયોના વિષયો છે અને મળ, મૂત્ર વિસર્જન, ચાલવું, લેવું અને બોલવું એ કર્મેન્દ્રિયોના વિષયો છે.

સાંખ્ય કારિકામાં પણ લખ્યું છે કે.

**शब्दादिषु पञ्चानामालोचनमात्रमिष्यते वृत्तिः ।**
**वचनादानविहरणोत्सर्गानन्दाश्च पञ्चानाम् ॥**

અર્થ ઉપર બતાવ્યો તેજ છે. ॥ ૨૮ ॥

હવે આત્મા અને ઇંદ્રિયોના ભિન્ન ભિન્ન ધર્મો બતાવે છે.

## द्रष्टृत्वादिरात्मनः करणत्वमिन्द्रियाणाम् ॥ २९ ॥

અન્વિતપદાર્થઃ—( **द्रष्टृत्वादि** ) દ્રષ્ટાપણું આદિ જે ધર્મો છે તે ( **आत्मनः** ) આત્માના છે ( **कर्मत्वम्** ) સાધનપણું ( **इन्द्रियाणाम्** ) ઇંદ્રિયો તો ધર્મ છે.

અર્થઃ—દ્રષ્ટૃત્વ, શ્રોતૃત્વ આદિ ધર્મો આત્માના છે અને જોવારૂપ સાંભળવારૂપ જે ક્રિયાઓ છે તે સિદ્ધ કરવામાં ઇંદ્રિયો અત્યન્ત ઉપયોગી હોવાથી સાધનતારૂપ ધર્મ ઇંદ્રિયોમાં છે, અર્થાત્ ઇંદ્રિયો કરણસ્વરૂપ છે અને આત્મા દ્રષ્ટૃસ્વરૂપ છે. ॥ ૨૯ ॥

હવે ત્રણ પ્રકારનાં જે અન્તઃકરણો છે તેમનો અસાધારણ વ્યાપાર કહેછે.

## त्रयाणां स्वालक्षण्यम् ॥ ३० ॥

અન્વિતપદાર્થઃ—( **त्रयाणाम्** ) મહત્, અહંકાર અને મન એ એનો ( **स्वालक्षण्यम्** ) પોતપોતાનું જે લક્ષણ છે તેજ અસાધારણ વ્યાપાર છે.

અર્થઃ—મહદાદિના જે જે અસાધારણ ધર્મો છે તેજ તેઓનો અસાધારણ વ્યાપાર છે. વ્યાપાર અને વૃત્તિ બન્નેનો અર્થ એકજ થાય છે. મહત્‌ની અસાધારણ વૃત્તિ નિશ્ચય, અહંકારની અસાધારણ વૃત્તિ અભિમાન અને મનની અસાધારણ વૃત્તિ સંકલ્પ છે. ॥ ૩૦ ॥

હવે ત્રણેની સાધારણ વૃત્તિ બતાવે છે.

## सामान्यकरणवृत्तिः प्राणाद्या वायवः पञ्च ॥ ३१ ॥

અન્વિતપદાર્થઃ—( **सामान्यकरणवृत्तिः** ) અંતઃકરણોની સામાન્ય વૃત્તિ ( **प्राणाद्याः** ) પ્રાણ આદિ ( **पञ्च** ) પાંચ ( **वायवः** ) વાયુઓ છે.

અર્થઃ—પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ પાંચ વાયુઓ અંતઃકરણોની સામાન્ય એટલે સાધારણ વૃત્તિઓ છે, કારણ કે એ પાંચ વાયુઓ શરીરમાં હોય તોજ અંતઃકરણો રહી શકે છે અને ન હોય તો રહી શકતાં નથી, માટે અન્તઃકરણોના પ્રાણ આદિ આધારભૂત હોવાથી સામાન્યવૃત્તિ કહેવાય છે. ॥ ૩૧ ॥

ઇંદ્રિયો કોઇ કોઇ વખત પોતપોતાના વ્યાપારો એક સાથે કરે છે અને કોઇ કોઇ વખત અનુક્રમે કરે છે. તે આ સૂત્રમાં બતાવે છે.

**क्रमशोऽक्रमशश्चेन्द्रियवृत्तिः ॥ ३२ ॥**

અન્વિતપદાર્થ:—( **इन्द्रियवृत्तिः** ) ઇંદ્રિયોની વૃત્તિ ( **क्रमशः** ) ક્રમથી ( **च** ) અને ( **अक्रमशः** ) એક સાથે થાય છે.

અર્થ:—ગાઢ અંધારી રાતમાં કોઇ માણુસ જંગલમાં ચાલ્યો જતો હોય, તે વખતે વીજળીના ઝબકારા સાથે તે માણુસ પોતાની સામે આવતા વાઘને જોઇ આડો અવળો એક દમ નાશી જાય છે. એ વખતે તે માણુસને આલોચન, અભિમાન, સંકલ્પ અને નિશ્ચયરૂપ વ્યાપારો એક સાથેજ થાય છે અને જ્યારે ચંદ્રમાના ઝાંખા પ્રકાશમાં કોઇ માણુસ ચાલ્યો જતો હોય ત્યારે, તેને દૂરથી કોઇ આવતું હોય એમ લાગે છે કે, કોઇ ધનુષ ચડાવી મારી સામે આવે છે, એવો વિચાર એટલે સંકલ્પ કરે છે; પછી વધારે વિચાર કરી એવો અભિમાન કરે છે કે, આતો મનેજ મારવા આવે છે; પછી નિશ્ચય કરે છે કે મારે અહીંથી ભાગી જવું જોઇએ એમ નિશ્ચય કરી ભાગી જાય છે. આ બે માણસોના ઉદાહરણોથી સમજી શકાય છે કે, પહેલા ઉદાહરણમાં આલોચન, અભિમાન, સંકલ્પ અને નિશ્ચય એક સાથે થાય છે અને બીજા ઉદાહરણમાં અનુક્રમે થાય છે, માટે અતઃકરણની વૃત્તિઓ ક્રમથી પણ થાય છે અને અક્રમથી પણ થાય છે.

**अर्घ्यमर्घ्यमिति वादिनं नृपं सोऽनवेक्ष्य भारताग्रजो यतः ।**
**क्षत्रकोपदहनार्चिषं ततः संदधे दृशमुदग्रतारकाम् ॥११-६९ રઘુવંશ.**

આ શ્લોકમાં કવિએ વૃત્તિઓનો અક્રમ બતાવ્યો છે.

**चयस्त्विषामित्यवधारितं पुरा ततः शरीरीतिविभाविताकृतिम् ।**
**विभुर्विभक्तावयवं पुमानिति क्रमादयं नारदइत्यबोधि सः॥**માઘકાવ્ય.સ.૧

આ શ્લોકમાં કવિએ વૃત્તિઓનો અનુક્રમ બતાવ્યો છે. ॥ ૩૨ ॥

હવે બુદ્ધિની વૃત્તિઓ બતાવે છે.

**वृत्तयः पञ्चतय्यः क्लिष्टाक्लिष्टाश्च ॥ ३३ ॥**

અન્વિતપદાર્થ:—( **वृत्तयः** ) વૃત્તિઓ ( **पञ्चतय्यः** ) પાંચ પ્રકારની છે ( **क्लिष्टाः** ) ક્લેશ સહિત ( **च** ) અને ( **अक्लिष्टाः** ) ક્લેશરહિત.

અર્થ:—પ્રમાણુ, વિપર્ય્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિઓ પાંચ પ્રકારની વૃત્તિઓ છે અને તેમના બે ભેદ છે, એક ક્લિષ્ટ એટલે રજોગુણી

અને તમોગુણી બીજી અક્લિષ્ટ એટલે સત્વગુણી. આ વૃત્તિઓની વ્યાખ્યા યોગશાસ્ત્રમાં સવિસ્તર કરવામાં આવી છે માટે ત્યાંથીજ અર્થ સમજી લેવો.

વૃત્તિઓની નિવૃત્તિથીજ સ્વસ્થ થવાય છે તે આ સૂત્રમાં બતાવે છે.

## तन्निवृत्तावुपशान्तरागः स्वस्थः ॥ ३४ ॥

અન્વિતપદાર્થ:—( **तन्निवृत्तौ** ) ઉક્ત વૃત્તિઓની નિવૃત્તિ થવાથી ( **उपशान्तरागः** ) રાગાદિ ક્લેશથી રહિત થયેલો આત્મા ( **स्वस्थः** ) પોતાનાજ સ્વરૂપમાં રહે છે.

અર્થ:—જ્યારે બધી વૃત્તિઓના સંબંધથી આત્મા રહિત થાય છે. ત્યારે જેમ પ્રતિબિંબ વગરનું દર્પણ શુદ્ધ રહે છે તેમ આત્મા સ્વરૂપનિષ્ઠ રહે છે, અને તેજ આત્માનું ખરૂં સ્વરૂપ છે. ॥ ૩૪ ॥

જ્યારે આત્મામાં વૃત્તિઓનો સંબંધ હોય છે ત્યારે તે કેવો હોય છે ? તેનો ઉત્તર આ સૂત્રમાં છે.

## कुसुमवच्च मणिः ॥ ३५ ॥

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **कुसुमवत्** ) ફુલ સાથે જેમ ( **मणिः** ) સ્ફટિક મણિ.

અર્થ:—સ્ફટિક મણિ સાથે લાલ રંગવાળું ફુલ હોય ત્યારે ફુલનું પ્રતિબિંબ સ્ફટિકમાં પડવાથી તે મણિ લાલ દેખાય છે, પીળા ફુલના સંબંધથી તે પીળો દેખાય છે, તેમ આત્મામાં વૃત્તિઓનું પ્રતિબિંબ પડવાથી તે કોઇક વખત ક્રોધી, કોઇક વખત કામી અને કોઇક વખત નિદ્રિત હોય છે, અર્થાત્ જેવી વૃત્તિનો સંબધ તેવો તે લાગે છે. યોગસૂત્રમાં પણ કહ્યું છે કે " **वृत्तिसारूप्यमितरत्र** " ૧-૪. આત્મા જ્યારે સ્વરૂપમાં અવસ્થિત નથી હોતો ત્યારે વૃત્તિના રંગથી રંગાયલો રહે છે. ॥ ૩૫ ॥

કોના પ્રયત્નથી ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે ? ઉત્તર.

## पुरुषार्थं करणोद्भवोऽप्यदृष्टोल्लासात् ॥ ३६ ॥

અન્વિતપદાર્થ:—( **पुरुषार्थम्** ) સુખ દુ:ખના સાક્ષાત્કાર માટે ( **करणोद्भवः** ) ઇંદ્રિયોની પ્રવૃત્તિ ( **अपि** ) પણ ( **अदृष्टोल्लासात्** ) ચેતનના સબંધથી.

અર્થ:—ભોગને માટે ઇંદ્રિયોની પ્રવૃત્તિ પણ ચેતનના સંબંધથીજ થાય છે. સાંખ્યશાસ્ત્રકારના મતમાં પુરૂષાર્થના બે અર્થ છે. " **पुरुषार्थश्च द्वेधा भवति, शब्दाद्युपलब्धिर्गुणपुरुषान्तरदर्शनं च** " ૪-૧-૨૧. ન્યાયવાર્તિક. શબ્દાદિનો સાક્ષાત્કાર તથા પુરૂષ અને પ્રકૃતિના ભેદનું દર્શન એ બે પુરૂષાર્થ છે, તેથી આ સૂત્રમાં પુરૂષાર્થનો અર્થ સુખદુ:ખનો સાક્ષાત્કાર કર્યો છે. ॥ ૩૬ ॥

ચેતનના સંબંધથીજ ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે તેમાં દૃષ્ટાન્ત પણ આપે છે.

## धेनुवद्वत्साय ॥ ३७ ॥

અન્વિતપદાર્થ:—( **धेनुवत्** ) ગાયની પેઠે ( **वत्साय** ) વાછરડા માટે.

અર્થ:—જેમ ગાય વાછરડાના પોષણને માટે દૂધ આપે છે તેમ ઇંદ્રિયોપણ ચેતનથી અધિષ્ઠિત થઇ પુરૂષાર્થ એટલે ભોગ આપે છે. ગાયમાં દૂધની પ્રવૃત્તિ જ્યાંસુધી ચેતન છે ત્યાંસુધીજ છે તેમ ઇંદ્રિયની પ્રવૃત્તિ પણ જ્યાંસુધી ચેતન છે ત્યાંસુધીજ છે.

કેટલાક ટીકાકારો લખે છે કે ગાયમાં જેમ દૂધ વત્સના પોષણમાટે આપોઆપ ઉત્પન્ન થાય છે તેમ ઇંદ્રિયો પણ પુરૂષના ભોગને માટે આપોઆપ પ્રવૃત્ત થાય છે, પણ એ અર્થ ઠીક નથી. જડપદાર્થમાં સ્વયં પ્રવૃત્ત થવાની શક્તિ હોય તો, વાછડાના પોષણ માટે મૃતગાયમાં દૂધની પ્રવૃત્તિ શામાટે થતી નથી ? જડમાં સ્વયંપ્રવૃત્તિ માનવીએ ૧-૭૯ સૂત્રથી પણ વિરૂદ્ધ છે. ॥ ૩૭ ॥

હવે કરણોની સંખ્યા બતાવે છે.

## करणं त्रयोदशविधमवान्तरभेदात् ॥ ३८ ॥

અન્વિતપદાર્થ:—( **अवान्तरभेदात्** ) બાહ્ય અને અન્દરના ભેદથી ( **करणम्** ) કરણ ( **त्रयोदशविधम्** ) તેર પ્રકારનાં છે.

અર્થ:—દસ ઇંદ્રિયો, બુદ્ધિ, અહંકાર અને મન મળી તેર પ્રકારનાં કરણો છે. દસ ઇંદ્રિયો બાહ્યકરણ કહેવાય છે, બુદ્ધિ, અહંકાર અને મન એ અન્તઃકરણ કહેવાય છે. ॥ ૩૮ ॥

ઇંદ્રિયોને કરણ માનવામાં હેતુ અને દૃષ્ટાન્ત બતાવે છે.

**इन्द्रियेषु साधकतमत्वगुणयोगात्कुठारवत् ॥ ३९ ॥**

અન્વિતપદાર્થ:-(**इन्द्रियेषु**) ઇંદ્રિયોમાં ( **साधकतमत्वगुणयोगात्** ) સાધકતમત્વ ગુણ હોવાથી ( **कुठारवत्** ) કુહાડા પેઠેજ કારણ છે.

અર્થ:—ક્રિયા કરવામાં જે અત્યંત ઉપયોગી હોય તેને કરણ કહે છે. ચાલવારૂપ ક્રિયામાં પગ સાધન છે, અને જ્ઞાન મેળવવામાં ઇંદ્રિયો સાધન છે માટે ઇંદ્રિયો કરણ કહેવાય છે. છેદન રૂપ ક્રિયામાં કુહાડો જેમ સાધન હોવાથી કરણ કહેવાય છે, તેમ ચાલવા આદિ ક્રિયાઓમાં અને સુંઘવા આદિ ક્રિયાઓમાં ઇંદ્રિયો સાધકતમ હોવાથી કરણ કહેવાય છે.

હવે બુદ્ધિની શ્રેષ્ઠતા બતાવે છે.

**द्वयोः प्रधानं मनो लोकवद् भृत्यवर्गेषु ॥ ४० ॥**

અન્વિતપદાર્થ:—( **द्वयोः** ) બાહ્ય અને આંતર કરણોમાં ( **मनः** ) બુદ્ધિ ( **प्रधानम्** ) મુખ્ય છે ( **भृत्यवर्गेषु** ) ચાકરવર્ગમાં ( **लोकवत्** ) અમુક વ્યક્તિ માફક.

અર્થ:—રાજાના અનેક નોકરોમાં મંત્રી જેમ મુખ્ય ગણાય છે તેમ બન્ને પ્રકારનાં કરણોમાં બુદ્ધિજ મુખ્ય છે. ઇંદ્રિયો બુદ્ધિદ્વારાજ આત્મા ઉપર ઉપકાર કરી શકે છે. ॥ ૪૦ ॥

બુદ્ધિની શ્રેષ્ઠતામાં બીજો હેતુ આપે છે.

**अव्यभिचारात् ॥ ४१ ॥**

અન્વિતપદાર્થ:—( **अव्यभिचारात्** ) સર્વદા સંબંધ હોવાથી.

અર્થ:—આત્માની સાથે બુદ્ધિનો સર્વદા સંબંધ હોવાથી પણ સિદ્ધ થાય છે કે બુદ્ધિજ મુખ્ય છે. કદાચિત્ કોઈ પ્રાણી આંધળું, બહેરૂં અને મૂંગું હોય શકે પણ તદ્દન બુદ્ધિ રહિત તો કોઇ પણ પ્રાણી હોય શકે નહિ. ॥ ૪૧ ॥

ત્રીજો હેતુ આપે છે.

**तथाशेषसंस्काराधारत्वात् ॥ ४२ ॥**

અન્વિતપદાર્થ:—( **तथा** ) તથા ( **अशेषसंस्काराधारत्वात्** ) બધા સંસ્કારોનો આધાર બુદ્ધિજ હોવાથી.

અર્થ:—બધા સંસ્કારોનો આધાર બુદ્ધિજ હોવાથી બુદ્ધિ મુખ્ય કરણ છે. કોઇ માણસે અમુક વખતે અમુક પદાર્થ જોયો અને થોડા વખત પછી કોઇ કારણને લઇ તે માણસ આંધળો થાય છે, છતાં પણ સંસ્કાર હોવાથી જોયેલા પદાર્થનું સ્મરણ થાય છે. જો આંખજ સંસ્કારનો આધાર હોય તો આંધળો થયા પછી તેને તે પદાર્થનું સ્મરણ થવું ન જોઇએ. ॥ ૪૨ ॥

સંસ્કાર હોવામાં હેતુ બતાવે છે.

## स्मृत्यनुमानाच्च ॥ ४३ ॥

અન્વિતપદાર્થ:—

અર્થ:—જો સંસ્કાર ન હોય તો સ્મરણ કે અનુમાન કદિપણ થઇ શકે નહિ. અનુભવેલા પદાર્થનો પ્રથમ સંસ્કાર પડે છે અને પછી કાળાન્તરે સ્મરણ થાય છે. તેમજ અનુમાનમાં પણ સ્મરણની જરૂર છે. પ્રથમ ધૂમ અને અગ્નિના સંબંધનું પ્રત્યક્ષ થાય છે, પછી કાળાન્તરે દેશાન્તરમાં ધૂમ જોવાથી ધૂમ અને અગ્નિના સંબંધનું સ્મરણ થાય છે અને પછી અગ્નિનું અનુમાન કરે છે, માટે સ્મરણ અને અનુમાનની સિદ્ધિ થાય એ હેતુથી સંસ્કારો અવશ્ય માનવા જોઇએ. ॥ ૪૩ ॥

સંસ્કાર હોવામાં બીજો હેતુ આપે છે.

## सम्भवेन्न स्वतः ॥ ४४ ॥

અન્વિતપદાર્થ:—( **स्वतः** ) એકલા આત્માથીજ ( **संभवेत्** ) સંભવે ( **न** ) નહિ.

અર્થ:—કેવળ આત્માથીજ એટલે સંસ્કારની સહાયતા સિવાય સ્મરણ અને અનુમાન થઇ શકતાં નથી, માટે સંસ્કાર છે અને તેનો આધાર બુદ્ધિ હોવાથી તે મુખ્ય છે. ॥ ૪૪ ॥

હવે ગુણપ્રધાનભાવ સાપેક્ષક છે, તે બતાવે છે.

## आपेक्षिको गुणप्रधानभावः क्रियाविशेषात् ॥ ४५ ॥

અન્વિતપદાર્થ:—( **क्रियाविशेषात्** ) ક્રિયાના વિશેષથી ( **गुणप्रधानभावः** ) ગૌણપણું અને પ્રધાનપણું ( **आपेक्षिकः** ) અપેક્ષાએ છે.

અર્થ:—ઇંદ્રિયોના વ્યાપારમાં મનનું પ્રાધાન્ય, મનના વ્યાપારમાં અહંકારનું પ્રાધાન્ય અને અહંકારના વ્યાપારમાં બુદ્ધિનું પ્રાધાન્ય છે.

મનના સંબંધ સિવાય કેવળ ઇંદ્રિયોથી જ્ઞાન થતું નથી, માટે ઇંદ્રિયો કરતાં મન મુખ્ય છે. "હું અમુક વિષયમાં સંકલ્પ કરૂં" એવા અભિમાન સિવાય મન સંકલ્પ કરી શકતું નથી, તેથી મન કરતાં અભિમાન મુખ્ય છે અને "હું અમુકનો નિર્ણય કરૂં" એવા નિશ્ચયની આશા સિવાય અભિમાન પણ થઇ શકતો નથી અભિમાન કરતાં બુદ્ધિ મુખ્ય છે, માટે એક બીજાની ક્રિયાની અપેક્ષાએ ગુણ પ્રધાભાવ છે ॥ ૪૫ ॥

જે પુરૂષનાં કર્મોથી ઇંદ્રિયો પ્રાપ્ત થઇ છે તે ઇંદ્રિયો તેનેજ ફળ આપે છે બીજાને નહિ, તે આ સૂત્રમાં બતાવે છે.

**तत्कर्मार्जितत्वात् तदर्थमभिचेष्टा लोकवत् ॥ ४६ ॥**

અન્વિતપદાર્થ:—( **तत्कर्मार्जितत्वात्** ) અમુકજ પુરૂષનાં કર્મોથી પ્રાપ્ત થયલાં કરણો હોવાથી ( **तदर्थम्** ) અમુકજ પુરૂષને માટે (**अभिचेष्टा**) ક્રિયા થાય છે ( **लोकवत्** ) લૈકિક વ્યવહાર પેઠે.

અર્થ:—જેમ વ્યવહારમાં અમુક માણસને લાકડાં ફાડવા માટે કુહાડાની જરૂર છે તેથી તેણે પૈસા ખરચી કુહાડા લીધો, અને તેથી તે કુહાડો તેજ માણસના લાભને માટે હોય છે તેમ જે પુરૂષના કર્મથી જે ઇન્દ્રિયો મળી છે તે ઇંદ્રિયો તેજ પુરૂષના લાભને માટે થાય છે. આ દૃષ્ટાંતથી સમજાય છે કે એકની ઇંદ્રિયો બીજાને કામ લાગતી નથી. આંધળો માણસ બીજાની આંખથી જોઇ શકતો નથી. ॥ ૪૬ ॥

દૃઢતર બોધને માટે ફરીથી બુદ્ધિની પ્રધાનતા બતાવે છે.

**समानकर्मयोगे बुद्धेः प्राधान्यं लोकवल्लोकवत् ॥ ४७ ॥**

અન્વિતપદાર્થ:—( **समानकर्मयोगे** ) કરણોનો વ્યાપાર સમાન હોવાછતાં ( **बुद्धेः** ) બુદ્ધિનું પ્રાધાન્ય છે ( **लोकवत् २** ) વ્યવહાર જેમ થાય છે તેમ.

અર્થ:—જેમ રાજાના નોકરો રાજાની અર્થ સિદ્ધિ માટે એક સરખા કામે લાગે છે છતાં પ્રધાનપદ અમુકનેજ મળે તેમ દરેક કરણો ની પ્રવૃત્તિ પુરૂષને માટે હોવા છતાં પ્રધાનપદ બુદ્ધિનેજ છે કારણ કે બુદ્ધિનો સંબંધ આત્મા સાથે સૌ કરતા વધારે છે. આ સૂત્રમાં **लोकवत्** પદનો બે વખત પ્રયોગ કર્યો છે, તે અધ્યાયની સમાપ્તિ સૂચવે છે. ॥ ૪૭ ॥

**इति गुर्जरभाषाटीकायुते कापिलसांख्यशास्त्रे द्वितीयोऽध्यायः ॥**

———: :———

# अथ तृतीयोऽध्यायः ॥



પહેલા અને બીજા અધ્યાયમાં પ્રકૃતિ અને તેનાં કાર્યોનું નિરૂપણ કર્યું છે. હવે ત્રીજા અધ્યાયમાં વૈરાગ્ય અને તેનાં સાધનનું નિરૂપણ કરે છે.

## अविशेषाद् विशेषारम्भः ॥ १ ॥

અન્વિતપદાર્થઃ—( **अविशेषात्** ) વિશેષ રહિત પાંચ સૂક્ષ્મ ભૂતોથી ( **विशेषारम्भः** ) વિશેષવાળાં પાંચ સ્થૂળભૂતોની ઉત્પત્તિ થાય છે.

અર્થઃ—મહર્ષિ કપિલ સુખ, દુઃખ અને મોહને શાંતત્વ, ઘોરત્વ મૂઢત્વ કહે છે અને એ ત્રણેને "વિશેષ" એવું નામ આપે છે. પાંચ સૂક્ષ્મભૂત એટલે પાંચ તન્માત્રાઓમાં એ વિશેષ સૂક્ષ્મ રૂપે હોવાથી કોઇ પણ તેનો અનુભવ કરી શકતું નથી, માટે પાંચ સૂક્ષ્મ ભૂતોને અવિશેષ કહે છે. એ અવિશેષમાંથી વિશેષ સહિત પાંચ મહાભૂતોની રચના થાય છે. મહાભૂતોમાં સુખ, દુઃખ અને મોહ રૂપ જે વિશેષ છે, તેને સર્વ કોઈ અનુભવી શકે છે, માટે તેને વિશેષ કહે છે. ॥ ૧ ॥

હવે શરીરની ઉત્પત્તિ બતાવે છે.

## तस्माच्छरीरस्य ॥ २ ॥

અન્વિતપદાર્થઃ—( **तस्मात्** ) તેનાથી ( **शरीरस्य** ) શરીરની.

અર્થઃ—મહત્, અહંકાર, પાંચ તન્માત્રા, પાંચ મહાભૂત અને અગ્યાર ઇંદ્રિયો એ ત્રેવીશ જન્ય તત્વોથી શરીરની રચના થાય છે.

હવે જીવનું ગમનાગમન શાથી થાય છે તે બતાવે છે.

## तद्बीजात्संसृतिः ॥ ३ ॥

અન્વિતપદાર્થઃ—( **तद्बीजात्** ) તે શરીરના કારણથી ( **संसृतिः** ) ગમનાગમન થાય છે.

અર્થઃ—શરીરનાં જે ઉપર બતાવેલાં ત્રેવીશ કારણને લઇનેજ જીવનું જવું આવવું થાય છે. ગમનાગમનરૂપ ક્રિયા જીવમાં સાક્ષાત્ નથી. ॥ ૩ ॥

હવે શરીરની પુનઃ પુનઃ પ્રાપ્તિની હદ બતાવે છે.

## आविवेकाच्च प्रवर्त्तनमविशेषाणाम् ॥ ४ ॥

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **आविवेकात्** ) વિવેકજ્ઞાન થાય ત્યાંસુધીજ ( **अविशेषाणाम्** ) વિશેષરહિત પાંચ સૂક્ષ્મભૂતોની ( **प्रवर्त्तनम्** ) પ્રવૃત્તિ થાય છે.

અર્થ:—પ્રથમ સૂત્રમાં બતાવવામાં આવેલા જે વિશેષો છે, તે જેમની અંદર સૂક્ષ્મરૂપે રહ્યા છે એવા જે પાંચ તન્માત્રાઓ છે, તેમની શરીર રચવામાં પ્રવૃત્તિ જ્યાંસુધી આત્માને તત્વજ્ઞાન નથી થતું ત્યાંસુધીજ થાય છે. જે આત્માને વિવેક જ્ઞાન થયું હોય છે તેની પ્રત્યે અવિશેષોની શરીર રચવારૂપ પ્રવૃત્તિ બંધ પડે છે. ॥ ૪ ॥

અવિવેકી આત્માને શરીર હોવામાં ઉપભોગને કારણ તરીકે બતાવે છે.

## उपभोगादितरस्य ॥ ५ ॥

અન્વિતપદાર્થ:—( **इतरस्य** ) બીજાને ( **उपभोगात्** ) ઉપભોગ રૂપ હેતુથી.

અર્થ:—જે જીવને વિવેકજ્ઞાન નથી થયું, તેને ઉપભોગ કરવાનો હોવાથી, તેને ઉદ્દેશીને અવિશેષોની શરીર બનાવવા રૂપ પ્રવૃત્તિ ચાલુજ રહ્યા કરે છે. વિવેકજ્ઞાન થવા પછી ઉપભોગ રહેતો નથી તેથી તે વખતે શરીર પણ બનતું નથી. ॥ ૫ ॥

હવે બે પ્રકારનાં શરીરોનું નિરૂપણ કરે છે.

## सम्प्रति परिष्वक्तो द्वाभ्याम् ॥ ६ ॥

અન્વિતપદાર્થ:—( **सम्प्रति** ) વર્ત્તમાન દશામાં ( **द्वाभ्याम्** ) બે શરીરોથી ( **परिष्वक्तः** ) સંયુક્ત છે.

અર્થ:—સાંસારિક અવસ્થામાં જીવાત્મા સ્થૂળ અને સૂક્ષ્મ શરીરથી જોડાયેલો રહે છે. કેટલાક ટીકાકારોએ " **परिष्वक्त** " ને બદલે **परिमुक्त** પાઠ રાખી તેનો અર્થ બંધ કર્યો છે તે ઠીક નથી. કારણ કે પરિઉપસર્ગ સહિત **मुच्** ધાતુનો અર્થ " છૂટવું " થાય છે. ॥ ૬ ॥

**હવે સ્થૂળ શરીરનું લક્ષણ બાંધે છે.**

**मातापितृजं स्थूलं प्रायश इतरन्न तथा ॥ ७ ॥**

અન્વિતપદાર્થ:—( **स्थूलम्** ) સ્થૂળ શરીર ( **मातापितृजम्** ) માતા અને પિતાથી ( **प्रायशः** ) ઘણેભાગે ઉત્પન્ન થાય છે ( **इतरत्** ) બીજું ( **तथा** ) તેવું ( **न** ) નથી.

અર્થ:—સ્થૂળ શરીર માતાપિતાના રજોવીર્યથી બને છે અને સૂક્ષ્મ શરીર તેવી રીતે બનતું નથી. આ સૂત્રમાં " **प्रायशः** " પદ મૂક્યું છે તેનો એવો ભાવાર્થ છે કે સ્થૂળ શરીર કોઇ વખતે રજોવીર્યથી નથી પણ બનતું. સૃષ્ટિની શરૂઆતમાં જે માનવી તથા પાશવી સૃષ્ટિ બની હતી, તે વખતે મનુષ્ય અને પશુ આદિનાં શરીરો અયોનિજ બન્યાં હતા એમ અનુમાનથી સિદ્ધ કરવામાં આવે છે. ॥ ૭ ॥

બે શરીરોમાંથી જે ભોગનું કારણ છે તે બતાવે છે.

**पूर्वोत्पत्तेस्तत्कार्यत्वं भोगादेकस्य नेतरस्य ॥ ८ ॥**

અન્વિતપદાર્થ:—( **पूर्वोत्पत्तेः** ) સૃષ્ટિની શરૂઆતમાં ઉત્પન્ન થયલા સુક્ષ્મજ શરીરમાં ( **तत्कार्यत्वम्** ) સુખ દુ:ખ થાય છે. ( **भोगात्** ) તેમાંજ ભોગ હોવાથી ( **इतरस्य** ) સ્થૂળ શરીરને ( **न** ) ભોગનો સંબંધ ન હોવાથી.

અર્થ:—સૃષ્ટિની શરૂઆતમાં જે સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થયું હતું તેજ સુખ દુ:ખ ભોગવવાનું કારણ છે, સ્થૂળ શરીર નહિ. પક્ષાઘાતાદિ રોગથી ખોટા પડેલા સ્થૂળ શરીરમાં સુખ દુ:ખનો અનુભવ થઇ શકતો નથી, માટે સૂક્ષ્મ શરીરનેજ સુખદુ:ખનું કારણ માનવું યોગ્ય છે. ॥ ૮ ॥

હવે સૂક્ષ્મ શરીરનું સ્વરૂપ બતાવે છે.

**सप्तदशैकं लिङ्गम् ॥ ९ ॥**

અન્વિતપદાર્થ:—( **सप्तदशैकम्** ) સત્તર અને એક અઢાર તત્વોનું ( **लिङ्गम्** ) સૂક્ષ્મ શરીર બને છે.

અર્થ:—બુદ્ધિ, અહંકાર, અગ્યાર ઈંદ્રિયો અને પાંચ તન્માત્રાઓ મળી અઢાર તત્વોનું સુક્ષ્મ શરીર બને છે, તેને લિંગશરીર પણ કહે છે. વિજ્ઞાનભિક્ષુક લખે છે કે " **एकादशेन्द्रियाणि पञ्चतन्मात्राणि बुद्धिश्चेति सप्तदश । अहङ्कारस्य बुद्धावेवान्तर्भावः ॥** અગ્યાર ઇંદ્રિયો, પાંચ

તન્માત્રાઓ અને બુધ્ધિ મળી સત્તર તત્વોનું લિંગશર બને છે. અહંકારનો બુધ્ધિમાંજ અતર્ભાવ થાય છે." વાચસ્પતિમિશ્ર લખે છે કે "**महदहङ्कारैकादशेन्द्रियपञ्चतन्मात्रपर्यन्तम्, एषां समुदायः सूक्ष्मशरीरम्**" સાંખ્યકારિકા ૪૦ જુઓ તત્વકૌમુદી. "મહત્, અહંકાર, અગ્યાર ઇંદ્રિયો અને પાંચ તન્માત્રા, એઓનો જે સમુદાય છે તે લિંગ શરીર છે." વિજ્ઞાન ભિક્ષુકે અહંકારનો બુધ્ધિમાં અંતર્ભાવ શામાટે કર્યો, તે સમજાતું નથી. ॥ ૯ ॥

સ્થૂળ શરીર માફક લિંગ શરીર પણ દરેક આત્માને હોવાથી અનેક છે. તે આ સૂત્રમાં બતાવે છે.

## व्यक्तिभेदः कर्मविशेषात् ॥ १० ॥

અન્વિતપદાર્થઃ—( **कर्मविशेषात्** ) કર્મોની વિવિધતાથી ( **व्यक्तिभेदः** ) લિંગશરીરરૂપ વ્યક્તિમાં ભેદ છે.

અર્થઃ—આત્માનાં કર્મોને અનુસરીને ઉપર બતાવેલાં અઢારતત્વોનો સમુદાયરૂપ લિંગશરીર પ્રત્યેક આત્માદીઠ હોવાથી લિંગશરીરો અનેક છે. લિંગ શરીરો બધાં એક સરખાં હોવા છતાં કર્મની વિવિધતાને લઇ ભોગમાં વિવિધતા આવે છે, અર્થાત્ લિંગ શરીરો એકજ પ્રકારનાં છે પણ ભોગ એક પ્રકારનો નથી, કારણ કે ભોગનું કારણ કર્મ છે અને તેમાં વિવિધતા છે તેથીજ ભોગમાં પણ વિવિધતા આવે છે. ॥ ૧૦ ॥

જ્યારે ભોગનું સ્થાન લિંગ શરીર છે, તો પછી સ્થૂળ દેહમાં શરીરત્વ વ્યવહાર કેવી રીતે થાય છે ? ઉત્તર.

## तदधिष्ठानाश्रये देहे तद्वादात् तद्वादः ॥ ११ ॥

અન્વિતપદાર્થઃ—( **तदधिष्ठानाश्रये** ) તે સૂક્ષ્મ શરીરનું જે અધિષ્ઠાન અને તેના આશ્રય ( **देहे** ) સ્થૂળ દેહમાં ( **तद्वादः** ) શરીરત્વ વ્યવહાર ( **तद्वादात्** ) અધિષ્ઠાનમાં શરીત્વ વ્યવહાર હોવાથી.

અર્થઃ—સ્થૂળ દેહમાં જે શરીરત્વ વ્યવહાર છે તે, લિંગ શરીરના આધારભૂત જે પાંચ ભૂતો છે, તેમાં શરીરત્વ વ્યવહાર હોવાથી સ્થૂળ દેહમાં પણ શરીરત્વ વ્યવહાર થાય છે.

આ સૂત્રથી સમજાય છે કે સાંખ્ય મતમાં ત્રણ પ્રકારનાં શરીરો છે; એક સૂક્ષ્મ, બીજું અધિષ્ઠાન અને ત્રીજું સ્થૂળ. સાંખ્ય કારિકામાં તથા તત્વ કૌમુદીમાં પણ ત્રણ પ્રકારનાં શરીરો માન્યા છે. **सूक्ष्मा मातापितृजाः सह प्रभूतैस्त्रिधा विशेषाः स्युः । सूक्ष्मास्तेषां नियता मातापितृजा निवर्त्तन्ते ॥ ३९ ॥**

સૂક્ષ્મશરીર, માતાપિતૃજ શરીર અને મહાભૂતશરીર. માતાપિતૃજ શરીરને ષાટ્કૌશિકશરીર પણ કહે છે કારણ કે, તે શરીર લોમ, લોહિત ( લોહી ) માંસ, સ્નાયુ, અસ્થિ ( હાડકાં ) અને મજ્જાથી બનેલું છે.

તત્વકૌમુદીમાં પણ ત્રણ શરીરો બતાવ્યાં છે. "**सूक्ष्मशरीरमेको विशेषः, मातापितृजो द्वितीयः, महाभूतानि तृतीयः ।** સૂક્ષ્મશરીર પહેલો વિશેષ, માતાપિતૃજ બીજો વિશેષ અને મહાભૂત એ ત્રીજો વિશેષ.

વિજ્ઞાનભિક્ષુકે પણ ત્રણ પ્રકારનાં શરીરો સિદ્ધ કર્યાં છે જુઓ આજ સૂત્ર ઉપર તેમનું ભાષ્ય.

અધિષ્ઠાન શરીર સૂક્ષ્મ શરીરથી કદિપણ જુદું પડતું નથી, તેથી જો તેમને એકજ શરીર કહીએ તો સ્થૂળ અને સૂક્ષ્મ બે શરીરજ છે. ॥૧૧॥

અધિષ્ઠાન શરીર માનવાની શી જરૂર છે? ઉત્તર.

## न स्वातन्त्र्यात् तदृते छायावच्चित्रवच्च ॥ १२ ॥

અન્વિતપદાર્થઃ—( **तत्** ) અધિષ્ઠાન શરીર ( **ऋते** ) સિવાય ( **स्वातन्त्र्यात्** ) સ્વતંત્રતાથી લિંગ શરીર રહેતું નથી ( **छायावत्** ) છાયા પેઠે ( **च** ) અને ( **चित्रवत्** ) ચિત્ર પેઠે.

અર્થઃ—જેમ છાયા અને ચિત્ર નિરાધાર રહી શકતાં નથી તેમ લિંગ શરીર પણ નિરાધાર રહી શકતું નથી માટે, લિંગશરીરનો આધાર માનવાની જરૂર છે, અને તે આધાર અધિષ્ઠાન શરીરજ છે. જો લિંગ શરીરનો આધાર સ્થૂળ શરીર માનીએ તો, મૃતશરીરથી જુદા પડતી વખતે લિંગશરીર નિરાધાર થઇ ગમનાગમનમાં અસમર્થ થાય, માટે સ્થૂળ શરીરથી અધિષ્ઠાન શરીર જુદુંજ છે. ॥ ૧૨ ॥

સૂક્ષ્મ શરીરનેજ આત્મા માનીએ તો શો વાંધો? એ શંકાનું સમાધાન કરે છે.

## मूर्त्तत्वेऽपि न संघातयोगात् तरणिवत् ॥ १३ ॥

અન્વિતપદાર્થઃ—( **तरणिवत्** ) સૂર્ય પેઠે ( **मूर्त्तत्वे** ) મૂર્ત્ત હોવાથી ( **अपि** ) અને ( **संघातयोगात्** ) અનેક દ્રવ્યોનો સમુહ હોવાથી ( **न** ) આત્મા નથી.

**અર્થઃ**—મૂર્તિમાન્ હોવાથી, અને અનેક દ્રવ્યોનો સમુહ હોવાથી જેમ સૂર્ય આત્મા નથી તેમ સૂક્ષ્મ શરીરમાં પણ ઉક્ત બન્ને હેતુ હોવાથી તે આત્મા નથી. ॥ ૧૩ ॥

લિંગ શરીરનું કયુ પરિમાણ છે? ઉત્તર.

## अणुपरिमाणं तत्कृतिश्रुतेः ॥ १४ ॥

અન્વિતપદાર્થઃ—( **तत्कृतिश्रुतेः** ) લિંગ શરીર કાર્ય હોવાથી ( **अणुपरिमाणम्** ) મધ્યમ પરિમાણવાળું છે.

**અર્થઃ**—લિંગશરીર અઢાર તત્ત્વોનું બનેલું છે, તેથી તે કાર્ય છે, માટે તેનું મધ્યમ પરિમાણ છે. પરિમાણ ત્રણ પ્રકારનાં છે એક સૂક્ષ્મ, બીજું મધ્યમ અને ત્રીજું મહત્. એ ત્રણમાંથી સૂક્ષ્મશરીરનું મધ્યમ પરિમાણ છે. ॥ ૧૪ ॥

મધ્યમ પરિમાણ હોવામાં હેતુ આપે છે.

## तदन्नमयत्वश्रुतेश्च ॥ १५ ॥

અન્વિતપદાર્થઃ—( **च** ) અને ( **तदन्नमयत्वश्रुतेः** ) તેમાં અન્નમયત્વનું કથન હોવાથી.

**અર્થઃ**—" **अन्नमयं हि सौम्य मनः** " ૬-૫ છાંદોગ્ય ઉપનિષદ્‌માં લિંગ શરીરને કાર્ય બતાવ્યું છે. જે કાર્ય હોય તેમાં મધ્યમ પરિમાણજ હોય છે. ॥ ૧૫ ॥

હવે આ સૂત્રમાં લિંગ શરીરની પ્રવૃત્તિનું પ્રયોજન બતાવે છે.

## पुरुषार्थं संसृतिर्लिङ्गानां सूपकारवद्राज्ञः ॥ १६ ॥

અન્વિતપદાર્થઃ—( **राज्ञः** ) રાજાના ( **सूपकारवत्** ) રસોયા પેઠે ( **लिङ्गानाम्** ) લિંગશરીરોની ( **पुरुषार्थम्** ) પુરૂષને માટે ( **संसृतिः** ) પ્રવૃત્તિ છે.

અર્થ:—જેમ રસોઇયો રાજાના ભોજનને માટે રાંધવામાં પ્રવૃત્તિ કરે છે તેમ લિંગ શરીરો પુરૂષ એટલે જીવાત્માના ઉપભોગ માટે પ્રવૃત્તિ કરે છે. ॥ ૧૬ ॥

હવે સ્થૂળ શરીરનો વિચાર કરે છે.

**पाञ्चभौतिको देहः ॥ १७ ॥**

અન્વિતપદાર્થ:—( **पाञ्चभौतिकः** ) પાંચ ભૂતોનું બનેલું ( **देहः** ) સ્થૂળ શરીર છે.

અર્થ:—પૃથ્વી, પાણી, અગ્નિ વાયુ અને આકાશ એ પાંચ ભૂતોથી બનેલું સ્થૂળ શરીર છે. ॥ ૧૭ ॥

બીજા વિદ્વાનોનો મત્ કહે છે.

**चातुर्भौतिकमित्येके ॥ १८ ॥**

અન્વિતપદાર્થ:—( **एके** ) કેટલાક વિદ્વાનો ( **चातुर्भौतिकः** ) ચાર ભૂતોનું બનેલું છે ( **इति** ) એમ માને છે.

અર્થ:—કેટલાક વિદ્વાનો શરીરનું કારણ ચાર ભૂતોનેજ માને છે.

**ऐकभौतिकमित्यपरे ॥ १९ ॥**

અન્વિતપદાર્થ:—( **अपरे** ) બીજા વિદ્વાનો ( **ऐकभौतिकम्** ) એક ભૂતનું બનેલું છે ( **इति** ) એમ માને છે.

અર્થ:—કેટલાક વિદ્વાનો એકજ ભૂતનું શરીર બન્યું છે એમ માને છે. એઓના મતમાં બીજાં ચાર ભૂતો શરીરના નિમિત્ત કારણ છે, ઉપાદાન કારણ એકજ છે. ॥ ૧૯ ॥

હવે ચૈતન્યનો વિચાર કરે છે.

**न सांसिद्धिकं चैतन्यं प्रत्येकादृष्टेः ॥ २० ॥**

અન્વિતપદાર્થ:—( **सांसिद्धिकम्** ) સ્વાભાવિક ( **चैतन्यम्** ) ચૈતન્ય ( **न** ) નથી ( **प्रत्येकादृष्टेः** ) પ્રત્યેકમાં નહીં હોવાથી,

અર્થ:—શરીરમાં જે ચૈતન્ય છે તે ભૂતોનો સ્વભાવ નથી, કારણકે દરેક ભૂતોમાં ચૈતન્ય જોવામાં આવતું નથી, માટે ભૂતોના સમૂહમાં પણ સ્વાભાવિક ચૈતન્ય નથી. ॥ ૨૦ ॥

**प्रपञ्चमरणाद्यभावश्च ॥ २१ ॥**

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **प्रपञ्चमरणाद्यभावः** ) ભૂતજન્ય જેટલાં કાર્યો છે તેઓમાં જડત્વનો અને મરણનો અભાવ થાય.

અર્થ:—જો ભૂતોમાં સ્વાભાવિક ચૈતન્યજ માનવામાં આવે તો જડ જેવી કોઇ વસ્તુજ રહે નહિ, અને મરણ પણ કોઇનું ન થવું જોઇએ કારણ કે, સ્વભાવનો નાશ થતો નથી. મૃતશરીરમાં પણ પાંચ ભૂતો હોવાથી તેમાં પણ ચૈતન્ય હોવુંજ જોઇએ, માટે ચૈતન્ય પાંચ ભૂતોનો સ્વભાવ નથી, ॥ ૨૧ ॥

પ્રત્યેકમાં જે ધર્મ ન હોય તેપણ તેઓના સમૂહમાં દેખાય છે માટે પાંચ ભૌતિક શરીરમાં જે ચૈતન્ય દેખાય છે તે તેનો સ્વભાવ છે. એ શંકાનું સમાધાન કરે છે.

**मदशक्तिवच्चेत् प्रत्येकपरिदृष्टेसांहित्ये तदुद्भवः ॥ २२ ॥**

અન્વિતપદાર્થ:—( **मदशक्तिवत्** ) મદશક્તિપેઠે ( **प्रत्येकपरिदृष्टे** ) તેના દરેક સૂક્ષ્મ અવયવમાં શક્તિ હોવાથીજ ( **सांहित्ये** ) સમૂહમાં ( **तदुद्भवः** ) તેનો ઉદ્‌ભવ થાય છે.

અર્થ:—મદ્યાદિ માદક દ્રવ્યમાં પણ તેના દરેક અવયવમાં માદક શક્તિ જોવામાં આવે છે, તેથીજ તેના સમૂહમાં એટલે મદ્યમાં પણ ઉત્કૃષ્ટ માદક શક્તિ અનુભવાય છે, પણ શરીરનાં કારણ રૂપ પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશમાં ચૈતન્ય શક્તિ જોવામાં આવતી નથી, માટે તેના કાર્યમાં પણ ચૈતન્ય શક્તિ નથી.

"**कारणगुणपूर्वको हि कार्यगुणो दृष्टः**" એ વૈશેષિક સૂત્રને આધારે કારણમાં જે ગુણ હોય છે તે કાર્યમાં આવેજ છે. એક તલના દાણામાં તેલ છે તો તેના સમૂહ પણ તેલ છે. એક રેતીના કણમાં તેલ નથી માટે તેના સમૂહમાં પણ તેલ નથી. એ બે અન્વય અને વ્યતિરેક

દૃષ્ટાંતોથી સિદ્ધ થાય છે કે ચૈતન્ય ભૂતોનો તથા તેમના કાર્યનો સ્વભાવ નથી. ॥ ૨૨ ॥

હવે મુક્તિના હેતુનો વિચાર કરે છે.

**ज्ञानान्मुक्तिः ॥ २३ ॥**

અન્વિતપદાર્થ:—( **ज्ञानात्** ) જ્ઞાનથી ( **मुक्तिः** ) મુક્તિ મળે છે.

અર્થ:—પ્રકૃતિ અને પુરૂષના ભેદ જ્ઞાનથી મુક્તિ થાય છે. ॥ ૨૩॥

**बन्धो विपर्ययात् ॥ २४ ॥**

અન્વિતપદાર્થ:—( **विपर्ययात्** ) ઉલટાપણાથી ( **बन्धः** ) બંધન થાય છે.

અર્થ:—પ્રકૃતિ અને પુરૂષના અભેદ જ્ઞાનથી બન્ધન થાય છે, અર્થાત્ પ્રકૃતિનેજ પુરૂષ અથવા પુરૂષનેજ પ્રકૃતિ સમજવી એ અવિવેક જ્ઞાન છે અને તેથી બંધન થાય છે. ॥ ૨૪ ॥

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।**
**एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥** ૪૦—૨ યજુ.

"કર્મો કરતાંજ મનુષ્યે સો વરસ સુધી જીવવાની ઇચ્છા કરવી, એ પ્રમાણે જો તું કરીશ તો કર્મો તને બંધનકારક થશે નહિ, પણ મુક્તિકારક થશે. તથા "**विद्यां चाविद्यां च यस्तद्वेदोभयꣳ सह**" જ્ઞાન અને કર્મ એ બન્ને સાથેજ મુક્તિના હેતુ છે."

પ્રથમ મંત્રમાં બતાવ્યું છે કે, કર્મ પણ મુક્તિનો હેતુ છે અને બીજામાં બતાવ્યું છે કે જ્ઞાન અને કર્મ બન્ને મુક્તિના હેતુ છે એટલે એકમાં વિકલ્પ અને બીજામાં સમુચ્ચય છે, તો પછી કેવળ જ્ઞાનજ મુક્તિનો હેતુ છે એમ કેમ માની શકાય? એ શંકાનું સમાધાન કરે છે.

**नियतकारणत्वान्न समुच्चयविकल्पौ ॥ २५ ॥**

અન્વિતપદાર્થ:—( **नियतकारणत्वात्** ) નિયમથી જે પુર્વવર્તી હોય તેજ કારણ હોવાથી ( **समुच्चयविकल्पौ** ) સમુચ્ચય અને વિકલ્પ (**न**) નથી.

**અર્થ**:—બંધનનું કારણ જે અવિવેક છે તેના નાશનું કારણ વિવેકજ હોય શકે, કર્મ નહીં. કોઇ માણસ રાતે ચંદ્રમાના આછા પ્રકાશને લીધે દૂરથી વૃક્ષના ઠુંઠાને પુરૂષ સમજી બ્હીતો હોય તો તેણે પાસે જઇ આઠુંઠું છે એમ પ્રત્યક્ષ કરી લેવું જોઇએ, તોજ તેનો ભય જાય છે. અજ્ઞાનની નિવૃત્તિ જ્ઞાનથીજ થાય છે, કોઇ કર્મથી નહીં. ઉપરના બે મંત્રોમાં પણ વિકલ્પ કે સમુચ્ચય બતાવ્યો નથી, પણ પ્રથમ મંત્રમાં નિષ્કામ કર્મ બંધનકારક નથી એવો ભાવ છે અને બીજા મંત્રમાં કર્મને અંતઃકરણની શુદ્ધિનું કારણ બતાવ્યું છે. જેમ કે " **अविद्यया मृत्युंतीर्त्वा विद्ययामृतमश्नुते** " કર્મથી મૃત્યુ એટલે રજોગુણ અને તમોગુણ રૂપ અન્તઃકરણની અશુદ્ધિને દૂર કરી જ્ઞાનથી મુક્તિ મેળવે છે." કર્મો પણ પરમ્પરાથી મુક્તિનાં કારણ થતાં હોય તો તેમાં સાંખ્ય શાસ્ત્રકારને વાંધો નથી પણ સાક્ષાત્કારણતો વિવેકજ્ઞાનજ છે, માટે ઉક્ત બે મંત્રો સાથે સાંખ્યમતને વિરોધ નથી. ॥ ૨૫ ॥

સમુચ્ચય અને વિકલ્પ ન હોવામાં દૃષ્ટાંત પણ આપે છે.

**स्वप्नजागराभ्यामिव मायिकामायिकाभ्यां नोभयोर्मुक्तिः पुरुषस्य ॥**

અન્વિતપદાર્થ:—( **स्वप्नजागराभ्याम् इव** ) સ્વપ્ન અને જાગર જ્ઞાનની માફક ( **मायिकाभ्याम्** ) પ્રાકૃતિક અને અપ્રાકૃતિક ( **उभयोः** ) બન્નેના સમુચ્ચય કે વિકલ્પથી ( **पुरुषस्य** ) આત્માની ( **मुक्तिः** ) મુક્તિ ( **न** ) થતી નથી.

**અર્થ**:—જેમ સ્વપ્ન અવસ્થામાં જે જ્ઞાન કે કર્મ થાય છે તે અને જાગ્રત્ અવસ્થામાં જે જ્ઞાન કે કર્મ થાય છે તે, એ બન્નેનો સમુચ્ચયકે વિકલ્પ થઇ શકતો નથી, કારણ કે સ્વાપ્નિક જ્ઞાન અને કર્મ ખોટાં હોવાથી તેમનો સમુચ્ચય કે વિકલ્પ જાગ્રદવસ્થાનાં જ્ઞાન કે કર્મ સાથે સંભવી શકે નહિ, તેમ જ્ઞાન અને કર્મનો પણ મુક્તિરૂપ પ્રયોજન સિદ્ધ કરવામાં સમુચ્ચય કે વિકલ્પ નથી, માટે મુક્તિમેળવવામાં એકલું વિવેક જ્ઞાનજ કારણ છે. ॥ ૨૬ ॥

સ્વપ્નજ્ઞાન જેમ અસત્ય છે તેમ જાગ્રત્ અવસ્થાનું જ્ઞાન પણ અસત્યજ છે, તો પછી અસત્ય જ્ઞાનથી મુક્તિ કેવી રીતે મળી શકે ? એ શંકાનું સમાધાન કરે છે.

## इतरस्यापि नात्यन्तिकम् ॥ २७ ॥

અન્વિતપદાર્થ:—( **इतरस्य** ) જાગ્રદવસ્થાના જ્ઞાનનું ( **अपि** ) તો ( **आत्यन्तिकम्** ) અત્યન્ત અસત્યત્વ ( **न** ) નથી.

અર્થ:—જાગ્રત્ અવસ્થામાં જે જ્ઞાન થાય છે તે સ્વાપ્નિક જ્ઞાન પેઠે અસત્ય નથી, નિત્ય ન હોવાથી જો જાગ્રદવસ્થાના જ્ઞાનને અસત્ય કહેવામાં આવે તો પણ તેનું આત્યન્તિક અસત્ય તો કહી શકાયજ નહી, માટે જાગ્રદવસ્થાનું જ્ઞાન સત્ય છે અને તેથી તે મુક્તિનું કારણ થઇ શકે છે. ॥ ૨૭ ॥

જેમ જ્ઞાન મિથ્યા નથી તેમ સંકલ્પ પણ મિથ્યા નથી. તે આ સૂત્રમાં બતાવે છે.

## संकल्पितेऽप्येवम् ॥ २८ ॥

અન્વિતપદાર્થ:—( **संकल्पिते** ) ભાવમાં **क्त** પ્રત્યય છે. સંકલ્પમાં ( **अपि** ) પણ ( **एवम्** ) એ પ્રમાણે.

અર્થ:—જેમ જ્ઞાન મિથ્યા નથી તેમ સંકલ્પ પણ મિથ્યા નથી. સાધારણ માણસોના સંકલ્પો કદાચિત્ ખોટા પડે પણ યોગીઓના સંકલ્પ ખોટા પડતા નથી, તેથી સંકલ્પ પણ સત્ય છે. ॥ ૨૮ ॥

દૃષ્ટાંન્ત પણ ઉક્ત પ્રતિજ્ઞામાં આપે છે.

## भावनोपचयाच्छुद्धस्य सर्वं प्रकृतिवत् ॥ २९ ॥

અન્વિતપદાર્થ:—( **भावनोपचयात्** ) ઉપાસનાના બળથી ( **शुद्धस्य** ) શુદ્ધ થયેલા આત્માને ( **सर्वम्** ) સર્વ સિદ્ધ થાય છે ( **प्रकृतिवत्** ) પ્રકૃતિ પેઠે.

અર્થ:—જેમ પ્રકૃતિની સર્વ શક્તિઓ સત્ય છે તેમ ઉપાસનાના બળથી વિશુદ્ધ થયેલા આત્માના સર્વ સંકલ્પો સત્ય હોય છે. ॥ ૨૯ ॥

**અહીં સુધી મુક્તિનું સાક્ષાત્કારણ જ્ઞાન છે એ સિદ્ધ કરી આપ્યું છે, હવે જ્ઞાનનાં સાધનો બતાવે છે.**

## रागोपहतिर्ध्यानम् ॥ ३० ॥

અન્વિતપદાર્થ:—( रागोपहतिः ) જેનાથી રાગનો નાશ થાય છે તે ( ध्यानम् ) ધ્યાન છે.

અર્થ:—વિષયમાં અત્યંત તૃષ્ણા હોવી તેને રાગ કહે છે, એનો નાશ જેનાથી થાય છે, તેને ધ્યાન કહે છે. એ ધ્યાન વિવેકજ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન છે. ॥ ૩૦ ॥

ધ્યાનનું કારણ બતાવે છે.

## वृत्तिनिरोधात् तत्सिद्धिः ॥ ३१ ॥

અન્વિતપદાર્થ:—( वृत्तिनिरोधात् ) ચિત્તની વૃત્તિઓનો નિરોધ થવાથી ( तत्सिद्धिः ) તેની સિદ્ધિ થાય છે.

અર્થ:—જ્યારે ચિત્તની વૃત્તિઓનો નિરોધ થાય છે, ત્યારે ધ્યાનની સિદ્ધિ થાય છે. ॥ ૩૧ ॥

હવે ચિત્તની વૃત્તિઓના નિરોધનું સાધન બતાવે છે.

## धारणासनस्वकर्मणा तत्सिद्धिः ॥ ३२ ॥

અન્વિતપદાર્થ:—( धारणासनस्वकर्मणा ) ધારણા, આસન અને સ્વકર્મથી ( तत्सिद्धिः ) વૃત્તિનિરોધની સિદ્ધિ થાય છે.

અર્થ:—ધારણા, આસન અને સ્વકર્મથી વૃત્તિનો નિરોધ થાય છે. સ્વકર્મનો અર્થ સૂત્રકાર પોતેજ (૩૫)મા સૂત્રમાં કરશે. ॥ ૩૨ ॥

હવે ધારણાનું લક્ષણ બતાવે છે.

## निरोधश्छर्दिविधारणाभ्याम् ॥ ३३ ॥

અન્વિતપદાર્થ:—( छर्दिविधारणाभ्याम् ) પ્રાણાયામ કરવાથી ( निरोधः ) ચિત્તનો નિરોધ થાય છે.

અર્થ:—છર્દિ એટલે રેચક પ્રાણાયામ, વિધારણ એટલે કુંભક પ્રાણાયામ અને ત્રીજો પ્રાણાયામ પૂરક છે. એનું પણ ગ્રહણ સમજી લેવું. ગીતામાં પણ લખ્યું છે કે:—**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथा परे ॥ प्राणापानगती रुद्ध्वा प्राणायाम परायणाः ॥** गी. ૪-૨૯. એ ત્રણ પ્રકારના પ્રાણાયામ કરવાથી ચિત્તનો નિરોધ થાય છે. ચિત્તને નાભિ આદિ કોઇપણ ભાગમાં સ્થિર કરવું તેનું નામજ ધારણા છે. યોગસૂત્રમાં પણ લખ્યું છે. **देशबन्धश्चित्तस्य धारणा** ૩-૧. અર્થ ઉપર બતાવ્યો તેજ છે. ॥ ૩૩ ॥

આસનનું લક્ષણ બતાવે છે.

## स्थिरसुखमासनम् ॥ ३४ ॥

અન્વિતપદાર્થ:—( **स्थिरसुखम्** ) જેનાથી સ્થિરતા અને સુખ થાય તે ( **आसनम्** ) આસન છે.

અર્થ:—સાધકને જેનાથી સ્થિરતા અને મનને સુખ થાય, તે આસન કહેવાય છે. અર્થાત્ સાધકે ધ્યાન કરવા એવી રીતે બેસવું કે જેથી પોતાનું શરીર નિશ્ચલ રહે. ॥ ૩૪ ॥

હવે સ્વકર્મનું લક્ષણ બતાવે છે.

## स्वकर्म स्वाश्रमविहितकर्मानुष्ठानम् ॥ ३५ ॥

અન્વિતપદાર્થ:—( **स्वाश्रमविहितकर्मानुष्ठानम्** ) પોત પોતાના આશ્રમમાં જે જે કર્મો બતાવ્યાં છે તે ( **स्वकर्म** ) સ્વકર્મ કહેવાય છે.

અર્થ:—બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો છે, તેમાંથી પોતે જે આશ્રમમાં હોય તેમાં જે જે કર્મો સ્મૃતિશાસ્ત્રોથી વિહિત હોય તેમનું બરોબર પાલન કરવું, તે સ્વકર્મ કહેવાય છે. ધારણા, આસન અને સ્વકર્મનું અનુષ્ઠાન કરવાથી નિરોધની સિદ્ધિ થાય છે ॥૩૫॥

બીજું સાધન બતાવે છે.

## वैराग्यादभ्यासाच्च ॥ ३६ ॥

અન્વિતપદાર્થ:—( **वैराग्यात्** ) વૈરાગ્યથી ( **च** ) અને ( **अभ्यासात्** ) અભ્યાસથી.

અર્થ:—વૈરાગ્યથી અને અભ્યાસથી પણ ચિત્તવૃત્તિનો નિરોધ થઇ શકે છે. વિષયમાં આસક્તિ નહીં રાખવી તેનું નામ વૈરાગ્ય અને વિષય તરફ જતા મનને વારે વારે અટકાવવું તેનું નામ અભ્યાસ. યોગશાસ્ત્રમાં પણ લખ્યું છે કે " **अभ्यासवैराग्याभ्यां तन्निरोधः** ॥ ૧-૧૨ અભ્યાસ અને વૈરાગ્યથી ચિત્તનો નિરોધ થાય છે." ॥ ૩૬ ॥

ચોવીશમા સૂત્રમાં બતાવ્યું છે કે વિપર્યયથી બંધન થાય છે, માટે વિપર્યયનું સ્વરૂપ અને તેના ભેદો બતાવે છે.

## विपर्ययभेदाः पञ्च ॥ ३७ ॥

અન્વિતપદાર્થ:—( **विपर्ययभेदाः** ) વિપર્યયના ભેદો ( **पञ्च** ) પાંચ છે.

અર્થ:—વિપર્યયના પાંચ પ્રકારો છે. યોગશાસ્ત્રમાં આ પાંચ વિપર્યયોને ક્લેશનામ આપ્યું છે. " **अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः ॥** " ૨-૩. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ. જડને ચેતન સમજવું, અનિત્યને નિત્ય સમજવું, સુખને દુઃખ અને દુઃખને સુખ, અપવિત્રને પવિત્ર અને પવિત્રને અપવિત્ર સમજવું તેનું નામ અવિદ્યા, આત્મા અને પ્રકૃતિ એકજ છે એમ સમજવું તેનું નામ અસ્મિતા, પ્રાકૃતિક સુખમાં અતિ આસક્તિ રાખવી તેનું નામ રાગ, દ્વેષનો અર્થ પ્રસિદ્ધજ છે, મરણનો હમેશાં ત્રાસ રાખવો, અને હું કદિપણ ન મરૂં એવી આશા રાખવી તેનું નામ અભિનિવેશ છે. ॥ ૩૭ ॥

ઉપનિષદમાં લખ્યું છે કે **नायमात्मा बलहीनेन लभ्यः** ॥ મુંડક ઉપનિષદ ૩-૨-૪. અશક્તિવાળા મનુષ્યને મુક્તિ મળી શકતી નથી, માટે અશકિત પણ બંધનનું કારણ છે, તેથી અશકિતનું સ્વરૂપ અને તેના ભેદો બતાવે છે.

## अशक्तिरष्टाविंशतिधा तु ॥ ३८ ॥

અન્વિતપદાર્થ:—( **अशक्तिः** ) અશકિત (**तु**) તો (**अष्टाविंशतिधा**) અઠ્ઠાવીશ પ્રકારની છે.

અર્થ:—અશકિતઓ અઠ્ઠાવીશ પ્રકારની છે. અગ્યાર ઇંદ્રિયો હોવાથી અગ્યાર ઇંદ્રિયોમાં, સિદ્ધિઓ આઠ છે તેથી તેમના આઠ અભાવો, તુષ્ટિ નવ છે માટે તેમના નવ અભાવો મળી અઠ્ઠાવીશ પ્રકારની અશકિતઓ થાય છે. સાંખ્યતત્વ કૌમુદીમાં વાચસ્પતિ મિશ્રે આપ્રમાણે ઇંદ્રિયોની અશકિતઓ બતાવી છે.

**बाधिर्यं कुष्ठितान्धत्वं जडताऽजिघ्रता तथा ।**
**मूकता कौण्यपङ्गुत्वक्लैब्योदावर्त्तमन्दता ॥**

બહેરાપણું, કોઢ, અંધતા, જડતા, નાસિકા ઇંદ્રિયનો નાશ, મૂકતા, હાથનું ભાંગી જવું, લંગડાપણું, નપુંસકતા, ભગંદરાદિ રોગ અને વિચાર શક્તિનો નાશ. ગૌડપાદવિરચિત સાંખ્યકારિકા ભાષ્યમાં પણ લખ્યું છે કે " **तत्रैकादशेन्द्रियवधः, बाधिर्यम्, अन्धता, प्रसुप्तरुपजिव्हिका, घ्राणपाको मूकता, कुणित्वं, खाञ्ज्यं, गुदावर्त्तः क्लैब्यमुन्माद इति** ॥૪૯॥ કારિકાનો અર્થ ઉપર બતાવ્યો તેજ છે. ॥ ૩૮ ॥

હવે તુષ્ટિઓ બતાવે છે.

**तुष्टिर्नवधा ॥ ३९ ॥**

અન્વિતપદાર્થ:—( **तुष्टि:** ) તુષ્ટિઓ ( **नवधा** ) નવ પ્રકારની છે.

અર્થ:—તુષ્ટિઓ નવ પ્રકારની છે. (૪૩) સૂત્રમાં શાસ્ત્રકાર સ્વયમેવ ઉક્ત તુષ્ટિઓ ગણાવશે.॥ ૩૯ ॥

હવે સિદ્ધિઓ બતાવે છે.

**सिद्धिरष्टधा ॥ ४० ॥**

અન્વિતપદાર્થ:—( **सिद्धि:** ) સિદ્ધિઓ (**अष्टधा**) આઠ પ્રકારનીછે.

અર્થ:—આઠ પ્રકારની સિદ્ધિઓ છે. (૪૪) સૂત્રમાં આઠે સિદ્ધિઓ ગણી બતાવવામાં આવશે. ॥ ૪૦ ॥

વિપર્યયના બીજા ભેદો બતાવે છે.

**अवान्तरभेदाः पूर्ववत् ॥ ४१ ॥**

અન્વિતપદાર્થ:—( **पूर्ववत्** ) પૂર્વ આચાર્યોએ જેમ બતાવ્યા છે તેમ ( **अवान्तरभेदाः** ) બીજા પણ ભેદો છે.

અર્થ:—શાસ્ત્રકારે વિપર્યયના પાંચ ભેદો માન્યા છે, તેમના કરતાં વધારે પણ ભેદો છે એમ તેઓ માને છે, પણ તેમણે તેઓ ગણાવ્યા નથી. સાંખ્યકારિકામાં બીજા ભેદો આ પ્રમાણે ગણાવ્યા છે.

**भेदस्तमसोऽष्टविधो मोहस्य च दशविधो महामोहः ।**
**तामिस्रोऽष्टादशधा तथा भवत्यन्धतामिस्रः ॥ ४८ ॥**

તમસ, એટલે અવિદ્યા, તેના ૮ ભેદો છે, મોહ એટલે અસ્મિતા તેના ભેદો ૮ છે, મહામોહ એટલે રાગ, તેના ૧૦ ભેદો છે, તામિસ્ર એટલે દ્વેષ, તેના ૧૮ ભેદો છે અને અંધતામિસ્ર એટલે અભિનિવેશ, તેના ૧૮ ભેદો છે. એ પ્રમાણે બધા મળી ૬૨ ભેદો થાય છે. ॥ ૪૧ ॥

અશક્તિના ભેદો બતાવે છે.

**एवमितरस्याः ॥ ४२ ॥**

અન્વિતપદાર્થ:—( **एवम्** ) એ પ્રમાણે ( **इतरस्याः** ) અશક્તિના પણ ભેદો છે.

અર્થ:—એ પ્રકારે અસ્મિતાના પણ ભેદો છે, અને તે (૩૮) સૂત્રમાં બતાવી આપ્યા છે. ॥ ૪૨ ॥

હવે તુષ્ટિના ભેદો બતાવે છે.

**आध्यात्मिकादिभेदान्नवधा तुष्टिः ॥ ४३ ॥**

અન્વિતપદાર્થ:—( **आध्यात्मिकादिभेदात्** ) આધ્યાત્મિક આદિ ભેદોથી ( **तुष्टिः** ) તુષ્ટિ ( **नवधा** ) નવ પ્રકારની છે.

અર્થ:—ચાર પ્રકારની આધ્યાત્મિક અને પાંચ પ્રકારની ઐન્દ્રિયક તુષ્ટિ મળી નવ પ્રકારની તુષ્ટિઓ થાય છે.

સાંખ્ય કારિકામાં એ નવ પ્રકારની તુષ્ટિઓ આ પ્રમાણે બતાવીછે.

**आध्यात्मिक्यश्चतस्रः प्रकृत्युपादानकालभागाख्याः ।**
**बाह्या विषयोपरमात् पञ्च नव तुष्टयोऽभिमताः ॥ ५० ॥**

પ્રકૃતિ જ મુકિતનું હેતુભૂત વિવેક જ્ઞાન આપશે એમ ધારી આત્મ-ચિન્તનમાં સંતોષ માનવો તે પ્રકૃતિ તુષ્ટિ.

સંન્યાસ લઇને સંતોષ માનવો એ ઉપાદાન તુષ્ટિ.

સંન્યાસ લઇ ઘણા વખત સમાધિનું અનુષ્ઠાન કરી સંતોષ માનવો એ કાળતુષ્ટિ.

વિવેક જ્ઞાનની પરમસમાધિરૂપ મેઘનામક સમાધિ થયે સંતોષ માનવો એ ભાગતુષ્ટિ. એ ચાર તુષ્ટિઓને આધ્યાત્મિક તુષ્ટિઓ કહે છે, અને એમનાં અનુક્રમે **अम्भस्, सलिल, ओघ** અને **वृष्टि** એવાં નામ રાખવામાં આવ્યાં છે.

શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ વિષયોમાં અર્જન ( પ્રાપ્તિ ) રક્ષણ, ક્ષય ( નાશ ) ભોગ ( ઉપભોગ ) અને હિંસા રૂપ દોષ જોઇ ઉપરામ પામવો એથી પાંચ ઇંદ્રિયતુષ્ટિઓ થાય છે.

અર્જનમાં દોષ જોઇ જે તુષ્ટિ થાય છે તે **पार**.
રક્ષણમાં દોષ જોઇ જે તુષ્ટિ થાય છે તે **सुपार**.
ક્ષયમાં દોષ જોઇ જે તુષ્ટિ થાય છે તે **पारापार**.
ઉપભોગમાં દોષ જોઇ જે તુષ્ટિ થાય છે તે **अनुत्तमाम्भस्**.
હિંસામાં દોષ જોઇ જે તુષ્ટિ થાય છે તે **उत्तमाम्भस्**.

ધન ભેગું કરવામાં દુ:ખ છે એમ સમજવું તે અર્જનદોષ, સંચિત ધનનો કોઇપણ રીતે નાશ થશે એમ સમજવું તે ક્ષયદોષ, વિષયના ઉપભોગથી વિષયની તૃષ્ણા વધે છે એમ સમજવું તે ભોગદોષ, પ્રાણી-ઓની હિંસા કર્યા સિવાય ઉપભોગ થઇ શકતો નથી એમ સમજવું તે

હિંસાદોષ અને ધનના રક્ષણમાં દોષ જોવો તે રક્ષણ દોષ. એ પ્રમાણે નવ તુષ્ટિઓ થાય છે. ॥ ૪૩ ॥

હવે સિદ્ધિઓના ભેદો બતાવે છે.

## ऊहादिभिः सिद्धिः ॥ ४४ ॥

અન્વિતપદાર્થ:—( **ऊहादिभिः** ) ઊહ આદિ ભેદોથી ( **सिद्धिः** ) સિદ્ધિ આઠ પ્રકારની થાય છે.

અર્થ:—ઊહ આદિ ભેદોથી આઠ પ્રકારની સિદ્ધિ થાય છે. ૧ ઊહ, ૨ શબ્દજ્ઞાન, ૩ અધ્યયન, ૪ ગુરૂપ્રાપ્તિ, ૫ બાહ્ય અને આંતરિક શુદ્ધિ, ૬ આધ્યાત્મિક દુ:ખનો નાશ, ૭ આદિભૌતિક દુ:ખનો નાશ અને ૮ આધિદૈવિક દુ:ખનો નાશ. એ આઠ સિદ્ધિઓનાં અનુક્રમે **तार, सुतार तारतार, रम्यक, सदामुदित, प्रमोद, मुदित** અને **मोदमान** નામો રાખવામાં આવ્યાં છે.

પૂર્વજન્મના સારા સંસ્કારને લઇ થોડાજ ઉપદેશથી તત્ત્વજ્ઞાન થવું તે ઊહ, પોતે સાક્ષાત્ ગુરૂપાસે ભણવાન જતાં બીજાના પાઠ સાંભળવાથી જે તત્ત્વ જ્ઞાન થાય છે તે અધ્યયન.

ગુરૂ પોતેજ ઘેર આવી ભણાવી જાય અને તેથી તત્ત્વજ્ઞાન થાય તે ગુરૂપ્રાપ્તિ, બાહ્ય સદાચાર અને અંત:કરણની પવિત્રતાથી જે તત્ત્વજ્ઞાન થાય તે બાહ્ય અને આંતરિક શુદ્ધિ, એ પાંચ સિદ્ધિઓ કહેવાય છે. અને ત્રિવિધ દુ:ખના નાશથી ત્રણ સિદ્ધિઓ થાય છે. એ બધી મળી આઠ સિદ્ધિઓ થાય છે. ॥ ૪૪ ॥

શું તપ આદિથી સિદ્ધિ નથી થતી?

## नेतरादितरहानेन विना ॥ ४५ ॥

અન્વિતપદાર્થ:—( **इतरात्** ) તપ આદિથી ( **इतरहानेन** ) ઉપર બતાવેલા વિપર્યયોની નિવૃત્તિ ( **विना** ) સિવાય સિદ્ધિ ( **न** ) થતી નથી.

અર્થ:—જ્યાંસુધી વિપર્યયોની નિવૃત્તિ થતી નથી ત્યાંસુધી ખરી સિદ્ધિ મળતી નથી, માટે ઊહ આદિથી વિપર્યયોનો નાશ થવા પછી જે સિદ્ધિ થાય છે તેજ ખરી સિદ્ધિ છે. ॥ ૪૫ ॥

હવે આગળ જે ૩-૧૦ સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે ભિન્ન ભિન્ન કર્મોથી ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્થૂળ શરીરો થાય છે તેમનો વિસ્તાર કરેછે.

**देवादिप्रभेदाः ॥ ४६ ॥**

અર્થ:—દેવ આદિ ભેદવાળી સૃષ્ટિ છે. કેટલાક દેવ, કેટલાક પિશાચ, કેટલાક ગંધર્વ અને કેટલાક પશુ આદિનાં શરીરોને ધારણ કરનારા જીવો હોય છે. દેવાદિ મનુષ્યોનાજ ભેદો છે. વિદ્વાન્ પુરૂષોને શાસ્ત્રકારોએ દેવ કહ્યા છે. ॥ ૪૬ ॥

**आब्रह्मस्तम्बपर्यन्तं तत्कृते सृष्टिराविवेकात् ॥ ४७ ॥**

અન્વિતપદાર્થ:—(**तत्कृते**) પુરૂષ (**आब्रह्मस्तम्बपर्यन्तम्**) બ્રહ્માથી લઇ સ્થાવર પર્યન્ત જે (**सृष्टिः**) સૃષ્ટિ છે તે (**आविवेकात्**) વિવેક-જ્ઞાન સુધી છે.

અર્થ:—બ્રહ્માથી લઇ સ્થાવર સુધી જે સૃષ્ટિ બની છે તે, જ્યાંસુધી પુરૂષને વિવેકજ્ઞાન ન થાય ત્યાં સુધી છે. જે પુરૂષને વિવેક જ્ઞાન થાય છે તેની પ્રત્યે સૃષ્ટિની નિવૃત્તિ થાય છે એટલે વિવેકી પુરૂષની મુક્તિ થાય છે.

**ऊर्ध्वं सत्त्वविशाला ॥ ४८ ॥**

અન્વિતપદાર્થ:—(**सत्त्वविशाला**) અધિકસત્વગુણવાળી સૃષ્ટિ (**ऊर्ध्वम्**) ઉત્કૃષ્ટ છે.

અર્થ:—જેમાં સત્વગુણ વધારે છે તે ઉત્તમ સૃષ્ટિ છે. ॥ ૪૮ ॥

**तमोविशाला मूलतः ॥ ४९ ॥**

અન્વિતપદાર્થ:—(**तमोविशाला**) તમોગુણવાળી સૃષ્ટિ (**मूलतः**) નિકૃષ્ટ છે.

અર્થ:—જેમાં તમો ગુણ વધારે છે તે નિકૃષ્ટ સૃષ્ટિ કહેવાયછે ॥૪૯॥

**मध्ये रजोविशाला ॥ ५० ॥**

અન્વિતપદાર્થ:—(**रजोविशाला**) રજોગુણવાળી (**मध्ये**) મધ્યમ સૃષ્ટિ કહેવાય છે

અર્થ:—જેમાં રજોગુણ વધારે હોય છે તે મધ્યમ સૃષ્ટિ કહેવાયછે. ગીતાજીમાં પણ લખ્યું છે.

**ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधोगच्छन्ति तामसाः ॥ १४-१८.**

સત્વગુણી ઉત્તમ, રજોગુણી મધ્ય અને તમોગુણી નીચ ગતિને પ્રાપ્ત થાય છે. ॥ ૫૦ ॥

સૃષ્ટિની વિચિત્ર રચના થવામાં હેતુ આપે છે.

**कर्मवैचित्र्यात् प्रधानचेष्टा गर्भदासवत् ॥ ५१ ॥**

અન્વિતપદાર્થ:—**कर्मवैचित्र्यात्** ) કર્મોની વિચિત્રતા હોવાથી (**प्रधानचेष्टा**) વિચિત્ર સૃષ્ટિ રચવામાં પ્રકૃતિની ચેષ્ટા થાય છે (**गर्भदासवत्**) ગર્ભદાસ પેઠે.

અર્થ:—જે નાનપણથી મરણ પર્યન્ત દાસજ હોય છે, તે દાસના કામમાં પ્રવીણ હોવાથી પોતાના સ્વામીને પ્રસન્ન રાખવા અનેકવિધ ચતુરાઇ વાપરે છે તેમ, પ્રકૃતિ પણ પુરૂષને ઉપભોગ કરાવવા માટે અનેકવિધ સૃષ્ટિ રચ્યા કરે છે. ॥ ૫૧ ॥

ઉત્તમ જન્મ મળ્યાછતાં મુક્તિ સિવાય કૃતાર્થતા નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**आवृत्तिस्तत्राप्युत्तरोत्तरयोनियोगाद्धेयः ॥ ५२ ॥**

અન્વિતપદાર્થ:—( **उत्तरोत्तरयोनियोगात्** ) ઉત્તમોત્તમ જન્મનો લાભ થવા છતાં ( **अपि** ) પણ ( **आवृत्तिः** ) પાછું હલકી યોનિમાં આવવું પડે છે માટે ( **हेयः** ) ઉત્તમ લોકની પ્રાપ્તિની આશા તજવી જોઇએ.

અર્થ:—ઉત્તમોત્તમ લોકની પ્રાપ્તિ થવાં છતાં પણ ત્યાંથી સાધારણ તથા હલકી યોનિમાં પાછો જન્મ થાય છે, હમેશાં ઉત્તમલોકમાંજ રહી શકાતું નથી. નહુષ આદિ રાજાઓ ઉત્તમ લોકને પ્રાપ્ત થઇ પાછા નીચ યોનિને પ્રાપ્ત થયા હતા. માટે ઉત્તમ લોક કરતાં મોક્ષની ઇચ્છા રાખવી એજ ઉત્તમ છે. ॥ ૫૨ ॥

સર્વ લોકમાં જન્મ અને મરણનું દુઃખ સમાન છે.

**समानं जरामरणादिजं दुःखम् ॥ ५३ ॥**

અન્વિતપદાર્થ:—( **जरामरणादिजम्** ) જરા અને મરણ આદિનું ( **दुःखम्** ) દુઃખ ( **समानम्** ) સમાન છે.

અર્થ:—ઉત્તમ યોનિવાળાને અને અધમ યોનિવાળાને ઘડપણ અને મરણાદિનું દુઃખ તો એક સરખુંજ છે, માટે ઉત્તમલોક કેવળ સુખમયજ છે એવી આશા રાખવી નહીં. ॥ ૫૩ ॥

પ્રકૃતિમાં લય થવો તે પણ નિઃશ્રેયસ નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

**न कारणलयात् कृतकृत्यता मग्नवदुत्थानात् ॥ ५४ ॥**

અન્વિતપદાર્થ:-( **कारणलयात्** ) કારણમાં લય થવાથી ( **कृतकृत्यता** ) કૃતાર્થતા (**न**) નથી ( **मग्नवत्** ) ડુબકી મારનાર માણસ પેઠે ( **उत्थानात्** ) ઉપર આવવાથી.

અર્થ:—પ્રકૃતિ, મહત્, અહંકાર અને પાંચ તન્માત્રાઓમાંના કોઇ એક ને ઉપાસ્ય આત્મા સમજી જે ઉપાસના કરે છે, અને ઉપાસના કરતાં કરતાં તન્મય બની જાય છે અને પછી દેહ છૂટયા પછી તેમાંજ લીન થાય છે, લીન થયા પછી તે એમ સમજે છે કે મને મોક્ષ મળ્યો છે, પણ થોડા વખત પછી ત્યાંથી તેનું ઉત્થાન થાય છે અને પાછું જન્મ મરણના ફેરમાં પડવું પડે છે. પાણીમાં જેણે ડુબકી મારી છે તે માણુસ જેમ પાછો પાણી ઉપર આવે છે તેમ તે પણ પાછો સંસારમાં આવે છે. જેમ દેડકો વર્ષાઋતુ પૂરી થયે માટીમાં તદાકાર થઇને રહે છે અને પછી ફરીથી જ્યારે વૃષ્ટિ થાય છે ત્યારે તે પાછો જમીન ઉપર આવે છે, તેમ પ્રકૃતિલીન ઉપાસકોને પાછા સંસારમાં આવવું પડે છે. યોગ સૂત્રમાં પણ લખ્યું છે કે "**भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम्**" ૧–૧૯ "પ્રકૃતિમાં લીન થયેલા ઉપાસકો પાછા સંસારમાં આવે છે." માટે વિવેકજ્ઞાન સિવાય મુક્તિ મળતી નથી ॥ ૫૪ ॥

પ્રકૃતિ કોઇનું કાર્ય ન હોવાથી સ્વતંત્ર છે, તો પછી પોતાના ઉપાસકને દુઃખ આપવા તે કાર્યરૂપે શામાટે પરિણામ પામે છે? એ શંકાનું સમાધાન કરે છે.

## अकार्यत्वेऽपि तद्योगः पारवश्यात् ॥ ५५ ॥

અન્વિતપદાર્થ:—(**अकार्यत्वे**) પ્રકૃતિ કાર્ય ન હોવા છતાં (**अपि**) પણ (**तद्योगः**) કાર્યત્વનો સંબંધ (**पारवश्यात्**) પરવશતાથી થાયછે.

અર્થ:—જો કે પ્રકૃતિ કોઇનું કાર્ય નથી, છતાં પણ તે સ્વતંત્ર નથી. કિંતુ પુરૂષને આધીન છે. પુરૂષને આધીન હોવાથીજ પ્રકૃતિને પરિણામ પામવો પડે છે. પ્રકૃતિ પોતેજ અસ્વતંત્ર અને જડ હોવાથી પોતાના ઉપાસકને ફળ આપી શકતી નથી. ॥ ૫૫ ॥

પ્રકૃતિના સંપૂર્ણ સ્વરૂપને જાણનાર કોઇ સર્વજ્ઞ આત્મા નથી તો પછી તે કયા આત્માને આધીન છે? ઉત્તર.

## स हि सर्ववित् सर्वकर्त्ता ॥ ५६ ॥

અન્વિતપદાર્થ:—(**सः**) જેને આધીન પ્રકૃતિ છે તે આત્મા (**सर्ववित्**) સર્વજ્ઞ અને (**सर्वकर्त्ता**) સર્વકર્ત્તા (**हि**) જ છે.

અર્થ:—બીજા બધા આત્મા ભલે અસર્વજ્ઞ હોય પણ પ્રકૃતિ જેને આધીન છે, તે સર્વજ્ઞ અને સર્વકર્ત્તા છે. ગીતામાં પણ લખ્યું છે કે

" उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १६-१७.

જેનું નામ પરમાત્મા છે તે ઉત્તમ પુરૂષ અન્યજ છે કે જે આ ત્રણે લોકમાં પ્રવિષ્ટ થઇ સર્વને ધારણ કરી રહ્યો છે " ॥ ૫૬ ॥

તે પુરૂષને ઇશ્વર તરીકે બતાવે છે.

## ईदृशेश्वरसिद्धिः सिद्धा ॥ ५७ ॥

અન્વિતપદાર્થ:—( **ईदृशेश्वरसिद्धिः** ) એવા ઇશ્વરની સિદ્ધિ તો ( **सिद्धा** ) સિદ્ધજ છે.

અર્થ:—એ પુરૂષ ઇશ્વર છે એ તો સિદ્ધજ છે. **एको वशी सर्व भूतान्तरात्मा** ૨-૫-૧૨ કઠોપનિષદ **यतो वा इमानि भूतानि जायन्ते** ૩-૧ તૈત્તિરીય ઉપનિષદ ઇત્યાદિ ગ્રન્થમાં ઇશ્વરની સિદ્ધિ કરી છે. ॥ ૫૭ ॥

પ્રકૃતિ પોતેજ ભોકત્રી નથી, તેથી તેની સૃષ્ટિની પરાર્થતા બતાવે છે.

## प्रधानसृष्टिः परार्थं स्वतोऽप्यभोक्तृत्वादुष्ट्रकुङ्कुमवत् ॥ ५८ ॥

અન્વિતપદાર્થ:—( **उष्ट्रकुङ्कुमवत्** ) કેસરથી લાદેલા ઉંટની માફક ( **प्रधानसृष्टिः** ) પ્રકૃતિની સૃષ્ટિ ( **स्वतः** ) પોતે ( **अभोक्तृत्वात्** ) ભોકત્રી ન હોવા છતાં ( **अपि** ) પણ ( **परार्थम्** ) પારકાને માટે છે.

અર્થ:—જેમ કેસરનો ભાર ઊંટ બીજાને માટે ખેંચે છે તેમ પ્રકૃતિ પોતે ભોકત્રી ન હોવા છતાં આત્માને માટે અનેકવિધ કાર્યો ઊંટની માફક પરવશ થઇને કરે છે. ॥ ૫૮ ॥

પ્રકૃતિ અચેતન હોવા છતાં કાર્યમાં પ્રવૃત્ત થઇ શકે છે તે આ સૂત્રમાં બતાવે છે.

## अचेतनत्वेऽपि क्षीरवच्चेष्टितं प्रधानस्य ॥ ५९ ॥

અન્વિતપદાર્થ:—( **अचेतनत्वे** ) અચેતન હોવા છતાં ( **अपि** ) પણ ( **क्षीरवत्** ) દૂધની માફક ( **प्रधानस्य** ) પ્રકૃતિની ( **चेष्टितम्** ) ચેષ્ટા છે.

અર્થ:—જેમ દૂધ અચેતન હોવાછતાં ચેતનના સંબંધથી દહીંરૂપે પરિણામ પામે છે તેમ પ્રકૃતિ અચેતન હોવાછતાં પુરૂષના સંબંધથી કાર્યરૂપે પરિણામ પામે છે. માણસ જ્યારે દૂધમાં મેળવણ નાખે છે ત્યારેજ દૂધ દહીંરૂપ પરિણમે છે, તેથી દૂધને દહી બનવામાં ચેતનની અપેક્ષા છે. ॥ ૫૯ ॥

બીજું દૃષ્ટાંત આપે છે.

## कर्मवदृदृष्टेर्वा कालादेः ॥ ६० ॥

અન્વિતપદાર્થ:—( वा ) અથવા ( कालादेः ) સમય આદિને ( कर्मवदृदृष्टेः ) કર્મવાન્ પુરૂષનો સંબંધ જોવાથી.

અર્થ:—જેમ શરદઆદિ ઋતુઓને ધાન્ય ઉત્પન્ન કરવામાં પુરૂષના કર્મના સંબંધની જરૂર છે અર્થાત્ ખેડુતો ખેતરમાં ધાન્ય વાવે છે ત્યારેજ ઋતુઆદિ જડપદાર્થો ધાન્ય પકાવવામાં સમર્થ થાય છે, તેમ પ્રકૃતિ પણ પુરૂષના સંબંધથીજ સૃષ્ટિ રચવામાં સમર્થ થાય છે. ॥ ૬૦ ॥

ફળનું જ્ઞાન પ્રકૃતિને ન હોવાથી પ્રકૃતિ પ્રવૃત્તિ કેવીરીતે કરી શકે? ઉત્તર.

## स्वभावाच्चेष्टितमनभिसंधानाद् भृत्यवत् ॥ ६१ ॥

અન્વિતપદાર્થ:—( भृत्यवत् ) સારા નોકર પેઠે ( अनभिसंधानात् ) અભિસંધાન ન હોવા છતાં ( स्वभावात् ) સ્વભાવથીજ ( चेष्टितम् ) પ્રવૃત્તિ કરે છે.

અર્થ:—જેમ સારો નોકર ફળની આશા રાખ્યા સિવાય પોતાના ધણીની ચાકરી કરે છે તેમ પ્રકૃતિ પણ ફળજ્ઞાન સિવાય પુરૂષને ભોગ કરાવવા પ્રવૃત્ત થાય છે. ॥ ૬૧ ॥

પ્રકૃતિની પ્રવૃત્તિમાં બીજી યુક્તિ આપે છે.

## कर्माकृष्टेर्वानादितः ॥ ६२ ॥

અન્વિતપદાર્થ:—( वा ) અથવા ( अनादितः ) અનાદિકાળથી ( कर्माकृष्टेः ) કર્મનું આકર્ષણ હોવાથી.

અર્થ:—કર્મ પ્રવાહ રૂપથી અનાદિ છે. હવે જો પ્રકૃતિ પ્રવૃતિ ન કરે તો કર્મ નિષ્ફળ થઇ જાય. કર્મનું ફળ જીવાત્મા ભોગવે, તે હેતુથી પ્રકૃતિ પ્રવૃત્તિ કરે છે. સારાંશ એ છે કે પ્રકૃતિની પ્રવૃત્તિનો હેતુ કર્મોનો અનાદિ પ્રવાહ પણ છે. ॥ ૬૨ ॥

પ્રકૃતિની પ્રવૃતિ કયારે બંધ પડે છે તે આ સૂત્રમાં બતાવે છે.

## विविक्तबोधात् सृष्टिनिवृत्तिः प्रधानस्य सूदवत् ॥ ६३ ॥

અન્વિતપદાર્થ:—( सूदवत् ) રસોયા પેઠે ( विविक्तबोधात् ) પાર્થકય જ્ઞાનથી ( प्रधानस्य ) પ્રકૃતિની ( सृष्टिनिवृत्तिः ) સૃષ્ટિ રચવામાંથી નિવૃત્તિ થાય છે.

અર્થઃ—જેમ રસોયો રસોઇ થઇ રહ્યા પછી રસોઇના કાર્યમાંથી મુકત થાય છે તેમ, પુરૂષને જ્યારે વિવેક જ્ઞાન થાય છે ત્યારે પ્રકૃતિ સૃષ્ટિ બનાવતી બંધ પડે છે. ॥ ૬૨ ॥

કોઇ એક પુરૂષને વિવેકજ્ઞાન થવાથી જો પ્રકૃતિ સૃષ્ટિ બનાવતી બંધ પડે તો, જગતનો પ્રલય થવો જોઇએ અને સર્વ પુરૂષો મુકત થવા જોઇએ. એ શંકાના નિવારણ માટે આ સૂત્ર છે.

## इतर इतरवत् तद्दोषात् ॥ ६४ ॥

અન્વિતપદાર્થઃ—( **इतरः** ) બીજો ( **इतरवत्** ) બદ્ધ પુરૂષ માફક ( **तद्दोषात्** ) અવિવેકરૂપ દોષ હોવાથી

અર્થઃ—કોઇ એક પુરૂષ વિવેકજ્ઞાનને લઇ મુકત થવાં છતાં બધા પુરૂષો મુકત થઇ શકતા નથી કારણ કે, બીજાઓને અવિવેકજ્ઞાન રૂપ દોષ રહે છે, તેથી તેઓની પ્રત્યે સૃષ્ટિની પ્રવૃત્તિ ચાલુજ રહ્યા કરે છે, માટે પ્રલય થતો નથી. ॥ ૬૪ ॥

સૃષ્ટિ નિવૃત્તિ થવાથી જે ફળ મળે છે તે બતાવે છે.

## द्वयोरेकतरस्य वौदासीन्यमपवर्गः ॥ ६५ ॥

અન્વિતપદાર્થઃ—( **द्वयोः** ) બેઉની ( **वा** ) અથવા ( **एकतरस्य** ) એકની ( **औदासीन्यम्** ) ઉદાસીનતા ( **अपवर्ग** ) મુક્તિ છે.

અર્થઃ—સૃષ્ટિની નિવૃત્તિ થવાથી બન્નેની જે ઉદાસીનતા છે તેજ અપવર્ગ એટલે મુકિત છે, અથવા એકની એટલે આત્માની જે ઉદાસીનતા છે તેજ મુકિત છે.

કેટલાક લોકો પ્રકૃતિનેજ મુકિત માને છે, પણ તે શાસ્ત્રકારને ઇષ્ટ નથી કારણ કે સુખ દુઃખનો ઉપભોગ આત્માજ કરે છે માટે આત્માનેજ મુકિત માનવી યોગ્ય છે. ॥ ૬૫ ॥

એકની પ્રત્યે પ્રકૃતિ વિરકત થવા છતાં બીજાઓ પ્રત્યે વિરકત થતી નથી તેમાં દૃષ્ટાંત આપે છે.

## अन्यसृष्ट्युपरागेऽपि न विरज्यते प्रबुद्धरज्जुतत्त्वस्येवोरगः॥६६॥

અન્વિતપદાર્થઃ—( **अन्यसृष्ट्युपरागे** ) બીજા પ્રત્યે સૃષ્ટિ રચવામાં પ્રકૃતિ વિરકત થવાં છતાં ( **प्रबुद्धरज्जुतत्त्वस्य** ) ભ્રમવિષય સર્વમાં જેણે રજ્જુપણું પ્રત્યક્ષ કર્યું છે, તેની પ્રત્યે ( **उरगः** ) સાપ ( **इव** ) પેઠે ભયજનક ન હોવા છતાં ( **विरज्यते** ) વિરાગ પામતી (**न**) નથી.

અર્થ:—જેમ કોઇ રજ્જુને સાપ માની બ્હીતો હોય પણ જ્યારે તે "આ રજ્જુ છે" એમ જાણે છે ત્યારે તે રજ્જુ ( દોરી ) તેને ભય આપનારી થતી નથી, પણ જેઓ ભ્રાન્ત છે અને નથી સમજ્યા તેમને તો ભય આપનારી હોય છે તેમ, તત્ત્વજ્ઞાની પ્રત્યે સૃષ્ટિનો વ્યાપાર ન હોવા છતાં અતત્ત્વજ્ઞાનીઓ પ્રત્યે સૃષ્ટિનો વ્યાપાર રહે છે. ॥ ૬૬ ॥

બીજું કારણ બતાવે છે.

**कर्मनिमित्तयोगाच्च ॥ ६७ ॥**

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **कर्मनिमित्तयोगात्** ) કર્મરૂપ નિમિત્ત હોવાથી.

અર્થ:—સૃષ્ટિનાં કારણો જે કર્મો છે તેઓપણ વિદ્યમાન હોવાથી પ્રકૃતિનો વ્યાપાર ચાલુજ રહ્યા કરે છે. ॥ ૬૭ ॥

પ્રકૃતિમાં જે અવિવેક છે તે પણ સૃષ્ટિ બનાવવામાં કારણ છે, તે આ સૂત્રમાં બતાવે છે.

**नैरपेक्ष्येऽपि प्रकृत्युपकारेऽविवेको निमित्तम् ॥ ६८ ॥**

અન્વિતપદાર્થ:—( **नैरपेक्ष्ये** ) અપેક્ષા ન હોવા છતાં ( **अपि** ) પણ ( **प्रकृत्युपकारे** ) પુરૂષઉપર જે પ્રકૃતિનો ઉપકાર છે તેમાં ( **अविवेकः** ) અવિવેક ( **निमित्तम्** ) કારણ છે.

અર્થ:—પુરૂષ ઉપર સૃષ્ટિ બનાવવારૂપ ઉપકાર કરવામાં પ્રકૃતિને કશો સ્વાર્થ નથી, છતાં તેમાં જે અવિવેક એટલે જડતા છે તેને લઇને પ્રવૃત્તિ થાય છે, અર્થાત્ પ્રકૃતિની જે સૃષ્ટિ છે તે વિવેકજ્ઞાન પૂર્વક નથી અને જે બુદ્ધિ પૂર્વક સૃષ્ટિ છે તે સર્વજ્ઞ અને સર્વકર્તા આત્માને લઇને છે. ॥ ૬૮ ॥

જો પ્રવૃત્તિ જડ પ્રકૃતિનો સ્વભાવજ હોય તો કદિપણ કોઇનીપણ પ્રત્યે નિવૃત્તિ ન થવી જોઇએ, એ શંકાનું સમાધાન કરે છે.

**नर्तकीवत्प्रवृत्तस्यापि निवृत्तिश्चारितार्थ्यात् ॥ ६९ ॥**

અન્વિતપદાર્થ:—( **नर्तकीवत्** ) નટી માફક ( **प्रवृत्तस्य** ) પ્રવૃત્ત થયેલી પ્રકૃતિની ( **अपि** ) પણ ( **चारितार्थ्यात्** ) કામ પૂરૂં થવાથી ( **निवृत्तिः** ) નિવૃત્તિ થાય છે.

અર્થ:—નાચ કરનારી નટી જેમ સભાને સંતોષ પમાડી નાચતી બંધ પડે છે તેમ, પ્રકૃતિ પુરૂષને વિવેકજ્ઞાન કરાવી નિવૃત્ત થાય છે ॥૬૯॥

પ્રકૃતિ પોતે દુષ્ટરૂપમાં જોવાયાથી પણ નિવૃત્તિ કરતી બંધ પડે છે.

**दोषबोधेऽपि नोपसर्पणं प्रधानस्य कुलवधूवत् ॥ ७० ॥**

અન્વિતપદાર્થ:—( **दोषबोधे** ) દોષ જાણવામાં આવ્યા પછી ( **अपि** ) પણ ( **प्रधानस्य** ) પ્રકૃતિનું ( **उपसर्पणम्** ) પુરૂષને માટે ચેષ્ટા ( **न** ) થતી નથી ( **कुलवधूवत्** ) કુલીન સ્ત્રી પેઠે.

અર્થ:—" પતિએ મારો દોષ જોયો છે " એમ નિશ્ચયથી જાણનારી કુલીન સ્ત્રી જેમ લજ્જા પામી પતિ પાસે જતી નથી તેમ પ્રકૃતિમાં પરિણામિત્વ દુ:ખિત્વાદિ દોષ જોનાર પુરૂષ પાસે પ્રકૃતિ જતી નથી. ॥૭૦॥

પુરૂષ ચેતન સ્વરૂપ છે, જો તેને બંધ કે મોક્ષ માનીએ તો તે વિકારી થઇ જાય. એ શંકાનું સમાધાન કરે છે.

**नैकान्ततो बन्धमोक्षौ पुरुषस्याविवेकादृते ॥ ७१ ॥**

અન્વિતપદાર્થ:—( **अविवेकात्** ) અવિવેક ( **ऋते** ) સિવાય ( **बन्धमोक्षौ** ) બંધ અને મોક્ષ નથી. અને અવિવેકથી જે બંધ મોક્ષ છે તે પણ ( **एकान्ततः** ) વાસ્તવિક ( **न** ) નથી.

અર્થ—દૂધ અને દહીંમાં જેવો વિકાર થાયછે તેવો વિકાર આત્મામાં બંધ અને મોક્ષ માનવા છતાં પણ સંભવી શકતો નથી. અજ્ઞાનને લઇને પુરૂષમાં માત્ર આભિમાનિક બંધ છે, માટે પુરૂષ વિકારી નથી. ॥ ૭૧ ॥

જે વિવેકવાન્ નથી તેનેજ વાસ્તવિક બંધ થાય છે તે આ સૂત્રમાં બતાવે છે.

**प्रकृतेराञ्जस्यात् ससङ्गत्वात् पशुवत् ॥ ७२ ॥**

અન્વિતપદાર્થ:—( **पशुवत्** ) પશુપેઠે ( **ससङ्गत्वात्** ) સંગવાળો હોવાથી ( **आञ्जस्यात्** ) પ્રત્યક્ષરીતે ( **प्रकृतेः** ) પ્રકૃતિને બંધ છે.

અર્થ:—જેમ પશુના શરીરને સાક્ષાત્ બંધન હોય છે તેમ આત્મામાં સાક્ષાત્ બંધન નથી, આત્મામાં બંધન જુદા પ્રકારનું છે અને તે અભિમાનપ્રયુકત છે. પ્રકૃતિ સસંગ એટલે સત્વ, રજસ અને તમોગુણવાળી હોવાથી તેમાંજ પ્રત્યક્ષ સ્થૂળ બંધન છે. ॥ ૭૨ ॥

હવે બંધન અને મોક્ષનાં સાધનો બતાવે છે.

**रूपैः सप्तभिरात्मानं बध्नाति प्रधानं कोशकारवद्विमोचयत्येकरूपेण७३**

અન્વિતપદાર્થ:—( **कोशकारवत्** ) કોશેટો બનાવનાર કીડા પેઠે ( **सप्तभिः** ) સાત ( **रूपैः** ) રૂપો વડે ( **आत्मानम्** ) પોતાને ( **बध्नाति** ) બાંધે છે અને ( **एकरूपेण** ) એક રૂપથી ( **विमोचयति** ) મુકત કરે છે.

અર્થ:—કોશેટો બનાવનાર કીડો જેમ કોશેટો કરીને તેમાં પોતેજ બંધાય છે તેમ પ્રકૃતિમાં રહેલા ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અવૈશ્વર્ય એ સાત રૂપોથી પોતાને બાંધે છે અને જ્ઞાનથી પોતાને મુકત કરે છે. પ્રકૃતિપક્ષમાં સ્થૂળ બંધન આ સૂત્રમાં કહ્યું છે. જો આત્માના આભિમાનિક બંધનપરક અર્થ કરીએ તો આ પ્રમાણે થાય છેઃ—ઉકત સાત ગુણોથી પ્રકૃતિ આત્માને એટલે પુરૂષને બાંધે છે અને વિવેકજ્ઞાનથી તેને મુકત કરે છે. ॥ ૭૩ ॥

સંસારમાં સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ સુખને માટે તથા દુઃખની નિવૃત્તિ માટે થાય છે. હવે જો તમે અવિવેકજ્ઞાનની નિવૃત્તિ માટે પ્રવૃત્તિ બતાવીછે, તે ઠીક નથી કારણ કે, તે અવિવેક સ્વયં સુખરૂપ કે દુઃખાભાવરૂપ ન હોવાથી તેને ઉદ્દેશીને પ્રવૃત્તિ ન થવી જોઇએ. એ શંકાનું સમાધાન કરેછે.

**निमितत्त्वमविवेकस्य न दृष्टहानिः ॥ ७४ ॥**

અન્વિતપદાર્થ:—( **अविवेकस्य** ) અવિવેકને ( **निमितत्त्वम्** ) કારણતા છે માટે ( **दृष्टहानिः** ) દૃષ્ટ વ્યવહારની હાનિ ( **न** ) થતી નથી.

અર્થ:—અવિવેક સ્વયં દુઃખ નથી પણ દુઃખનું કારણ છે. સુખનું તથા દુઃખનું જે કારણ હોય છે તેમાં પ્રવૃત્તિ થાય છે. 'ભોજન પોતેજ સુખરૂપ નથી પણ સુખનું કારણ છે, માટે ભોજનમાં પ્રવૃત્તિ થાય છે. રોગ પોતેજ દુઃખ નથી પણ દુઃખનું કારણ છે તેથી દુઃખના નાશ માટે દુઃખના કારણભૂત રોગની નિવૃત્તિ માટે પ્રવૃત્તિ થાય છે, તેમ દુઃખનું નિમિત્ત જે અવિવેકજ્ઞાન છે તેમાં દુઃખનિવૃત્તિ માટે પ્રવૃત્તિ થાય છે, માટે કોઇ પણ પ્રકારનો દૃષ્ટ વિરોધ પ્રવૃત્તિમાં આવતો નથી. ॥ ૭૪ ॥

હવે વિવેક જ્ઞાન મેળવવાનો પ્રકાર બતાવે છે.

**तत्त्वाभ्यासान्नेति नेतीति त्यागाद्विवेकसिद्धिः ॥ ७५ ॥**

અન્વિતપદાર્થ:—( **नेति नेति** ) આ નથી આ નથી ( **इति** ) એવા પ્રકારના ( **तत्त्वाभ्यासात्** ) તત્વના અભ્યાસથી ( **त्यागात्** ) અભિમાનનો ત્યાગ થવાથી ( **विवेकसिद्धिः** ) વિવેકજ્ઞાનની સિદ્ધિ થાયછે.

અર્થ:—પ્રકૃતિ પર્યન્ત જડ પદાર્થોમાં આ આત્મા નથી આ આત્મા નથી, એવા પ્રકારના તત્વના અભ્યાસથી જડ સાથે આત્માને જે તાદાત્મ્ય ભાસે છે તેનો ત્યાગ થાય છે અને તેનો ત્યાગ થવાથી અભિમાનનો ત્યાગ થાય છે અને અભિમાનનો ત્યાગ થવાથી વિવેકજ્ઞાનની સિદ્ધિ થાય છે.

હવે વિવેકજ્ઞાનની ક્રમિકતા બતાવે છે.

## अधिकारिप्रभेदान्न नियमः ॥ ७६ ॥

અન્વિતપદાર્થ:—( अधिकारिप्रभेदात् ) અધિકારીઓમાં ભેદ હોવાથી ( नियमः ) નિયમ ( न ) નથી.

અર્થ—કેટલાક અધિકારીઓ મન્દ, કેટલાક મધ્યમ અને કેટલાક ઉત્તમ હોવાથી એક સાથે તત્વજ્ઞાન થતું નથી. અથવા એકજ જન્મમાં તત્વજ્ઞાન થવાનો નિયમ નથી. કોઇને જલદી થાય છે અને કોઇને વિલંબે થાય છે. ॥ ७६ ॥

મધ્યમ વિવેકીને ઉપભોગ બતાવે છે.

## बाधितानुवृत्त्या मध्यमविवेकतोऽप्युपभोगः ॥ ७७ ॥

અન્વિતપદાર્થ:—( मध्यमविवेकतः ) મધ્યમ વિવેક હોવાથી (अपि) પણ ( बाधितानुवृत्त्या ) દુઃખાદિની અનુવૃત્તિ હોવાથી ( उपभोगः ) ઉપભોગ હોય છે.

અર્થ:—જે મધ્યમ વિવેકી હોય છે તેને મધ્યમ વિવેક હોવાથી દુઃખાદિની અનુવૃત્તિ હોય છે. એટલે મધ્યમ વિવેકી પુરૂષને સુખદુઃખનો ઉપભોગ હોય છે. ઉત્તમ વિવેકીને સંપૂર્ણ વિવેક હોવાથી ઉપભોગ નથી હોતો. ॥ ७७ ॥

મધ્યમ વિવેકીજ જીવન્મુકત થઇ શકે છે, તે બતાવે છે.

## जीवन्मुक्तश्च ॥ ७८ ॥

અન્વિતપદાર્થ—( च ) અને ( जीवन्मुक्तः ) જીવન્મુકત થાય છે.

અર્થ:—જે મધ્યમ વિવેકી હોય છે, તેને અભિમાન ન હોવાથી તે જીવન્મુક્ત કહેવાય છે. ॥ ७८ ॥

જીવન્મુકત હોવામાં યુકિત બતાવે છે.

## उपदेश्योपदेष्टृत्वात् तत्सिद्धिः ॥ ७९ ॥

અન્વિતપદાર્થ:—( उपदेश्योपदेष्टृत्वात् ) ઉપદેશ્યને ઉપદેશ આપવાથી ( तत्सिद्धिः ) મધ્યમ વિવેકી છે એમ સિદ્ધ થાય છે.

અર્થ:—ઉત્તમ વિવેકી અતિવૈરાગ્યને લઇ ઉપદેશ આપતા નથી અને મંદવિવેકી સ્વયં અજ્ઞાની હોવાથી ઉપદેશ આપી શકતા નથી માટે જે મધ્યમ વિવેકી હોય છે તેજ ઉપદેષ્ટા થઇ શકે છે કારણ કે તેઓ સંપૂર્ણજ્ઞાની અને પરોપકારવાળી વૃત્તિવાવાળા હોય છે. માટે મધ્યમવિવેકી પુરૂષ જીન્મુકત છે એમ સિદ્ધ થાય છે. ॥ ७९ ॥

બીજો હેતુ આપે છે.

श्रुतिश्च ॥ ८० ॥

અન્વિતપદાર્થ:—( च ) અને ( श्रुतिः ) વેદનું પ્રમાણ પણ છે.

અર્થ:—જીવન્મુક્ત હોવામાં વેદનું પ્રમાણ પણ છે. "तत्र को मोहः कः शोकएकत्वमनुपश्यतः ॥ યજુર્વેદ ૪૦-૭૦" જેને આત્માનો સાક્ષાત્કાર થયો છે તેને મોહ કે શોક નથી. ॥ ૮૦ ॥

જીવન્મુક્ત પુરૂષ માનવામાં ન આવે તો શી હાનિ ? ઉત્તર.

इतरथान्धपरम्परा ॥ ८१ ॥

અન્વિતપદાર્થ:—( इतरथा ) બીજી રીતે ( अन्धपरम्परा ) અંધકારની પરંપરા થાય.

અર્થ:—જો જીવન્મુક્ત ઉપદેશ ન આપે તો અંધપરા થાય. મંદવિવેકી અજ્ઞાની હોવાથી તેમનો ઉપદેશ સર્વથા સત્ય હોતો નથી અને ઉત્તમવિવેકી તીવ્ર વૈરાગ્યને લઇને ઉપદેશ આપતા જ નથી, તો પછી સત્યોપદેષ્ટા કોણ ? માટે ઉપદેશ આપવા માટે જીવન્મુક્ત પુરૂષો માનવાજ જોઇએ. મુંડક ઉપનિષદમાં પણ લખ્યું છે કે—

" अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयंधीराः पण्डितंमन्यमानाः ।
जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ १ २-८.

જે મંદ વિવેકી હોય છે તે એમ સમજે છે કે અમે જ બુદ્ધિમાન્ છીએ, તેથી તેઓના ખોટા ઉપદેશથી અંધકારની પરંપરાજ ચાલે છે, ખરો ઉપદેશ મળતો નથી," માટે મધ્યમ વિવેકીને ઉપદેશક માનવો જ જોઇએ. ॥ ૮૧ ॥

વિવેકજ્ઞાનથી મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થવાથી વિવેકી પુરૂષનું શરીર તરત જ છૂટી જાય છે કે અમુક સમય પછી ? એ શંકાનું સમાધાન કરે છે.

चक्रभ्रमणवद्धृतशरीरः ॥ ८२ ॥

અન્વિતપદાર્થ:—( चक्रभ्रमणवत् ) ચક્રના ભ્રમણ પેઠે (धृतशरीरः) શરીરધારી રહે છે.

અર્થ:—જેમ કુંભારે ચાકડો ફેરવવાની ક્રિયા મૂકી દીધી હોય છતાં પણ વેગને લઇ અમુક વખત સુધી તે ચાકડો ફર્યા કરે છે,

અથવા જેમ ઘડીયાળને ચાવી આપ્યા પછી અમુક કલાકો સુધી ઘડીયાળ ચાલ્યા કરે છે તેમ, જીવન્મુક્ત પુરૂષનું શરીર પ્રારબ્ધ કર્મોને લઇ ચાલ્યા કરે છે. ॥ ૮૨ ॥

શરીર હોવામાં કારણ બતાવે છે.

**संस्कारलेशतस्तत्सिद्धिः ॥ ८३ ॥**

અન્વિતપદાર્થઃ—( **संस्कारलेशात:** ) સંસ્કારના લેશથી (**तत्सिद्धिः**) શરીર ધારણની સિદ્ધિ થાય છે.

અર્થઃ—જે પ્રારબ્ધ કર્મથી આયુષનું નિર્માણ થયું છે, તે થોડું ઘણું બાકી રહેવાથી શરીર રહે છે. પ્રારબ્ધ કર્મ આયુષના ઉપભોગથીજ ક્ષીણ થાય છે. ઉપનિષદમાં પણ લખ્યું છે કે " **तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये** " માટે વિવેકજ્ઞાન થવા પછી પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય ત્યાં સુધી શરીર રહે છે. ॥ ૮૩ ॥

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે.

**विवेकान्निःशेषदुःखनिवृत्तौ कृतकृत्यता नेतरान्नेतरात् ॥८४॥**

અન્વિતપદાર્થઃ—( **विवेकात्** ) વિવેકથી ( **निःशेषदुःखनिवृत्तौ** ) સંપૂર્ણ દુઃખની નિવૃત્તિ થવા પછી ( **कृतकृत्यता** ) કૃતાર્થતા થાય છે. ( **इतरात् न इतरात् न** ) બીજાથી નહિ.

અર્થઃ—વિવેકજ્ઞાનથી બધાં દુઃખોની અત્યંતિક નિવૃત્તિ થવા પછી કૃતકૃત્યતા થાય છે, બીજા કોઇ પણ ઉપાયથી થતી નથી.

આ સૂત્રમાં " **नेतरात्** " પદની આવૃત્તિ અધ્યાયની સમાપ્તિ સૂચવે છે.

**इति गुर्जरभाषाटीकायुते कापिलसांख्यशास्त्रे तृतीयोऽध्यायः ॥**



# अथ चतुर्थोऽध्यायः ।



આ અધ્યાયમાં વિવેકજ્ઞાનની સાધક કેટલીક આખ્યાયિકાઓ કહે છે.

## राजपुत्रवत् तत्त्वोपदेशात् ॥ १ ॥

અન્વિતપદાર્થ:-( **तत्त्वोपदेशात्** ) તત્વના ઉપદેશથી ( **राजपुत्रवत्** ) રાજપુત્ર પેઠે.

**અર્થ**:—આ ઠેકાણે એક એવી આખ્યાયિકા છે કે, કોઇ એક રાજપુત્ર હતો, તેને તેના પિતાએ કોઇ કારણને લીધે જંગલમાં કાઢી મુકયો હતો. ત્યાં તે એક ભીલને ત્યાં ઉછર્યો, તેથી તે એમ સમજતો હતો કે, "હું ભીલ છું." પછી રાજાના પ્રધાનને ખબર પડી કે રાજપુત્ર હજી જીવે છે અને તે એક ભીલને ત્યાં છે, તેથી તે પ્રધાન તે ભીલને ત્યાં ગયો અને રાજપુત્રને સમજાવ્યો કે, "તું રાજપુત્ર છે, ભીલ નથી." તેથી તે પોતાને ભીલ માનતો બંધ પડયો અને "હું રાજપુત્ર છું" એવું તાત્વિકજ્ઞાન થયું."

આ વાત ઉપરથી એવો સાર નીકળે છે કે જીવાત્મા કાળો, ધોળો, ગોરો, કાણો, સુખી કે દુ:ખી નથી પણ શુદ્ધ ચેતનસ્વરૂપ છે. જો તેને એ તત્વજ્ઞાન સમજાવનાર કોઇ ગુરૂ મળે તો તેને તત્વજ્ઞાન થાય અને મોક્ષનો અધિકારી બને. ॥ १ ॥

## पिशाचवदन्यार्थोपदेशेऽपि ॥ २ ॥

અન્વિતપદાર્થ:—( **पिशाचवत्** ) પિશાચ માફક ( **अन्यार्थोपदेशे** ) બીજાને ઉપદેશ વખતે ( **अपि** ) પણ.

**અર્થ**:—કોઇ ગુરૂ કોઇ શિષ્યને ઉપદેશ કરતા હતા તે વખતે પાસે ઉભા રહેલા કોઇ પિશાચને પણ તત્વજ્ઞાન થયું. "**पिशितं मांसमत्ति स पिशाचः** । જે માંસખાય છે તેને પિશાચ કહે છે." આ ઉપરથી એવો બોધ મળે છે કે દરેક માણસે ગુરૂપાસેથી તત્વજ્ઞાન સાંભળવું ॥२॥

## आवृत्तिरसकृदुपदेशात् ॥ ३ ॥

અન્વિતપદાર્થ:—( आवृत्तिः ) વારે વારે ઉપદેશ સાંભળવો ( असकृदुपदेशात् ) અનેક વાર ઉપદેશ સાંભળાવાનું લખેલું હોવાથી.

અર્થ:—છાન્દોગ્ય ઉપનિષદમાં શ્વેતકેતુએ પિતા પાસેથી વારે વારે ઉપદેશ સાંભળી તત્વજ્ઞાન મેળવ્યું હતુ, માટે જો એકવાર ઉપદેશ સાંભળવાથી તત્વજ્ઞાન ન થાય તો વારે વારે ઉપદેશ સાંભળવો. ॥ ૩ ॥

## पितापुत्रयवदुभयोर्दृष्टत्वात् ॥ ४ ॥

અન્વિતપદાર્થ:—( पितापुत्रवत् ) પિતા અને પુત્ર પેઠે (उभयोः) બન્ને ( दृष्टत्वात् ) જોવાથી.

અર્થ:—કોઇ માણસ પોતાની ગર્ભવતી સ્ત્રીને ઘેર મુકી ધન કમાવા માટે પરદેશ ગયો હતો. પાછળથી ઘેર તેની સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો હતો. જ્યારે પુત્ર મોટી ઉમર થયો ત્યારે તેનો બાપ ઘેર આવ્યો. પિતા અને પુત્ર એક બીજાને ઓળખતા ન હતા, તેથી પુત્રની માએ પુત્રને કહ્યું કે " આ તારા પિતા છે " તેથી પિતાએ પુત્રને અને પુત્રે પિતાને ઓળખ્યા. આ આખ્યાયિકાનું એ તાત્પર્ય છે કે ગુરૂ સિવાય જ્ઞાન મળી શકતું નથી. ॥ ૪ ॥

## श्येनवत् सुखदुःखी त्यागवियोगाभ्याम् ॥ ५ ॥

અન્વિતપદાર્થ:—( त्यागवियोगाभ्याम् ) ત્યાગ કરવાથી અને વિયોગ થવાથી ( सुखदुःखी ) મુમુક્ષુપુરૂષ સુખી અને દુઃખી થાય છે ( श्येनवत् ) શ્યેન પંખી પેઠે.

અર્થ:—કોઇ એક શ્યેન નામનું પંખી માંસ લઇ ઉડતું હતું, એટલે બીજા પંખીઓએ તેને ઘેરી લીધું, તેથી શ્યેને માંસ છોડી દીધું એટલે બધાં પંખીઓ તેને છોડી ચાલ્યાં ગયાં, જો શ્યેન પંખી માંસને ન છોડત તો તે હેરાન થાત. આ ઉપર એ સાર નીકળે છે કે મુમુક્ષુ પુરૂષોએ વિષયોનો ત્યાગ કરવો જોઇએ. ॥ ૫ ॥

**अहिनिर्ल्वयिनीवत् ॥ ६ ॥**

અર્થ:—જેમ સાપ કાંચળી છોડી દે છે તેમ મુમુક્ષુ પુરૂષોએ વિષયો છોડી દેવા જોઇએ. ॥ ૬ ॥

**छिन्नहस्तद्वा ॥ ७ ॥**

અન્વિત પદાર્થ:—(**वा**) અથવા (**छिन्नहस्तवत्**) કપાયલા હાથ પેઠે.

અર્થ:—જેનો હાથ કપાયો છે તે માણસ જેમ જુદા પડેલા ભાગ માં મમતા છોડી દે છે, તેમ મુમુક્ષુ પુરૂષોએ છોડેલા વિષયોમાં મમતા રાખવી નહિ. ॥ ૭ ॥

**असाधनानुचिन्तनं बन्धाय भरतवत् ॥ ८ ॥**

અન્વિતપદાર્થ:—(**असाधनानुचिन्तनम्**) જે મુક્તિનાં સાધનો નથી તેમનું ચિન્તન (**बन्धाय**) બંધન કારક થાય છે (**भरतवत्**) ભરત પેઠે.

અર્થ:—જે મોક્ષનાં સાધનો નથી તેમનું ચિંતન મુમુક્ષુઓને બંધન કારક થાય છે. મુમુક્ષુ રાજર્ષિ ભરતે દીન અને અનાથ હરિણના બચ્ચાનું પોષણ કરી પાળ્યું હતું, પણ પછી તેને તે બચ્ચા ઉપર એટલો બધો પ્રેમ થયો કે તેઓ પોતાનાં મોક્ષસાધનો ઉપર દુર્લક્ષ કરવા માંડયા.

**चपलं चपले तस्मिन् दूरगं दूरगामिनि ।**
**आसीच्चेतः समासक्तं तस्मिन् हरिण पोतके ॥**

તે બચ્ચાં ઉપર તેને એટલો બધો પ્રેમ થયો કે તે બચ્ચું દૂર જાય તો તેનું મન પણ તેની પાછળ ફર્યાં કરતું હતું. એ પ્રેમને લઇ તેઓ મોક્ષ સાધનનું અનુષ્ઠાન કરી શકયા નહિ. આ ઉપરથી એ સાર નીકળે છે કે જે મોક્ષનાં સાધનો ન હોય તેઓમાં અતિઆસકિત રાખવી નહિ ૮ ॥

**बहुभिर्योगे विरोधो रागादिभिः कुमारीशङ्खवत् ॥ ९ ॥**

અન્વિતપદાર્થ:—(**कुमारीशङ्खवत्**) કુમારીની બંગડીઓ પેઠે (**बहुभिः**) ઘણાઓ (**योगे**) સાથે (**रागादिभिः**) રાગ થવાથી (**विरोधः**) વિરોધ થાય છે.

અર્થ:— મુમુક્ષુ પુરૂષોએ વિષયી પુરૂષોનો સંગ કરવો નહિ. તેમાં આ એક કુમારીનું દષ્ટાંત છે,

"કોઇ એક બ્રાહ્મણને ત્યાં તેની દીકરીનું માગું નાખવા તેનાં સગાં આવ્યાં હતાં. તે બ્રાહ્મણની દીકરી તે વખતે ડાંગર ખાંડતી હતી પણ હાથમાં કાચની તેણે ઘણી બંગડીઓ પહેરી હતી તેથી બહુ અવાજ થતો હતો, અને બહાર બેઠેલાં સગાં તે અવાજ સાંભળતાં હતાં, તેથી તે કન્યાએ શરમાઇ બન્ને હાથમાં એક એક બંગડી રહેવા દઇ બીજી બધી કહાડી નાંખી, તેથી અવાજ થતો બંધ પડયો." આ ઉપરથી એ સાર નીકળે છે કે ઘણાનો સંગ મુમુક્ષુને હાનિકારક છે. ॥ ૯ ॥

**द्वाभ्यामपि तथैव ॥ १० ॥**

અન્વિતપદાર્થ:—(**द्वाभ्याम्**) બેથી (**अपि**) પણ (**तथैव**) તેજ પ્રમાણે.

અર્થ:—બે જણ સાથે હોય તો પણ રાગાદિક થવાનો સંભવ રહે છે, માટે મુમુક્ષુએ એકલાજ રહી યોગ સાધવો. ॥ ૧૦ ॥

**निराशः सुखी पिङ्गलावत् ॥ ११ ॥**

અન્વિતપદાર્થ:—(**निराशः**) જેણે આશા તજી દીધી છે તે (**सुखी**) સુખી થાય છે (**पिङ्गलावत्**) પિંગળા પેઠે.

અર્થ:—મુમુક્ષુ પુરૂષોએ સાંસારિક વિષયોની આશા છોડી દેવી જોઇએ. આ ઠેકાણે એક પિંગળા નામની વેશ્યાની કથા છે.

"કોઇ એક પિંગળા નામની વેશ્યા કોઇ એક પ્રેમીની શોધમાં હતી, ઘણા દિવસો વીત્યા છતાં, તેને તે પ્રેમી મળ્યો નહિ, તેથી તેણે તેની આશા છોડી દીધી અને સુખી થઇ. પછી તેણે કહયું કે.

**उन्मत्ताहमनुन्मत्तं कान्तमन्ववसं चिरम् ।**
**अन्तिके रमणं सन्तं नैनमध्यगमं पुरा ॥ १ ॥**
**एकस्थूणं नवद्वार मपिधास्याम्यगारकम् ।**
**का हि कान्तमिहायान्त मयं कान्तेति मंस्यते ॥ २ ॥**
**अकामां कामरूपेण धूर्त्ता नरकरूपिणः**
**न पुनर्वञ्चयिष्यन्ति प्रतिबुद्धास्मि जागृमि ॥ ३ ॥**
**अनर्थो हि भवेदर्थो दैवात्पूर्वकृतेन वा**
**संबुद्धाहं निराकारा नाहमद्याजितेन्द्रिया ॥ ४ ॥**
**सुखं निराशः स्वपिति नैराश्यं परमं सुखम् ।**
**आशामनाशां कृत्वा हि सुखं स्वपिति पिङ्गला ॥ ५ ॥**

**महाभारत शां० मो० अ. १७४-४८-थी ६२.**

" પ્રેમીને માટે ગાંડા જેવી બનેલી મેં પ્રેમીને માટે ઘણી રાહ જોઇ, પણ અંતઃકરણમાં જે અંતર્યામી ભગવાન્ રૂપી પ્રેમીને મેં આજ દિવસ સુધી ઓળખ્યા નહિ. ॥ ૧ ॥

ઇંદ્રિયોરૂપી જેને દ્વાર છે તેવા આ શરીરને હું મોક્ષના સાધન તરીકે કામે લગાડીશ, અને ઇંદ્રિયો રૂપી દ્વારને બંધ કરીશ જ્યારે ભગવાન રૂપ પ્રેમી પાસે છે તો પછી આગન્તુકને આ પ્રેમી છે એમ કોણ માને? સાંસારિક પ્રેમીઓ કે જેઓ ધૂર્ત અને નરકમાં લઇ જનારા છે, તેઓ હવે મને ઠગી શકશે નહિ. ॥ ૩ ॥

દૈવયોગથી અનર્થ પણ અર્થ થઇ જાય છે, અર્થાત્ જે પ્રેમીની હું રાહ જોતી હતી તે ન મળવાથી મને આજે વૈરાગ્ય થયો ॥ ૪ ॥

આશા એ મોટું દુઃખ છે અને નિરાશા એ મોટું સુખ છે, આજે હું નિરાશ થઇ અને હવે સુખેથી ભગવાનનું ભજન કરીશ. ॥ ૫ ॥

આ ઉપરથી એ સાર નીકળે છે કે મુમુક્ષુઓએ આશાઓ છોડી દેવી જોઇએ. ॥ ૧૧ ॥

## अनारम्भेऽपि परगृहे सुखी सर्पवत् ॥ १२ ॥

**(अनारंभे)** ગૃહનો આરંભ ન કરે તો **(अपि)** પણ **(परगृहे)** પારકા ઘરમાં વાસ કરવાથી **(सुखी)** સુખી થાય છે **(सर्पवत्)** સાપ પેઠે.

અર્થઃ—મુમુક્ષુ પુરૂષ પોતાને રહેવા માટે ઘર ન બાંધે તો પણ પારકાનો આશ્રય લઇ સુખી થાય છે જેમ સાપ પોતાને રહેવા માટે ગમે ત્યાં દર શોધી લે છે તેમ મુમુક્ષુએ ગમે તેનો આશ્રય લઇ રહેવું જોઇએ. ગૃહ આદિનો વ્યવહાર રાખવાથી મુમુક્ષુ પુરૂષોને અનેક પ્રકારની ચિન્તા થાય છે અને તેથી યોગ સાધવામાં વિઘ્ન આવે છે, માટે એવી ઉપાધિથી મુમુક્ષુએ મુક્ત રહેવું જોઇએ. મનુ મહારાજ પણ લખે છે કે.

**अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ।**
**उपेक्षकोऽसंसुकुको मुनिर्भावसमाहितः** ॥ १ ॥ મનું ૬-૪૩.

મુમુક્ષુએ અગ્નિહોત્રાદિ વિધિનો ત્યાગ કરી. ગૃહાશ્રમ રહિત થઇ ભિક્ષાને માટે ગામમાં આવવું, સર્વ સાંસારિક વ્યવહારનો ત્યાગ કરી યોગ સાધવામાં સદા તત્પર રહેવું ॥ ૧૨ ॥

**बहुशास्त्रगुरूपासनेऽपि सारापादानं षट्पदवत् ॥ १३ ॥**

અન્વિતપદાર્થ:—(**षट्पदवत्**) ભમરા પેઠે (**बहुशास्त्रगुरूपासने**) અનેક શાસ્ત્રોનું અધ્યયન અને અનેક ગુરુઓનું ઉપાસન કરતાં છતાં (**अपि**) પણ (**सारापादानम्**) સાર ગ્રહણ કરવો.

અર્થ:....જેમ ભમરો અનેક ફુલોમાંથી રસનું જ ગ્રહણ કરે છે તેમ મુમુક્ષુઓએ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરતાં રહેવું અને અનેક સદ્‌ગુરૂઓનો ઉપદેશ સાંભળતાં રહેવું અને બધે ઠેકાણેથી સાર જ ગ્રહણ કરવો. ॥ ૧૩ ॥

**इषुकारवन्नैकचित्तस्य समाधिहानिः ॥ १४ ॥**

અન્વિતપદાર્થ:—(**इषुकारवत्**) બાણ બનાવનાર પેઠે (**एकचित्तस्य**) એકાગ્રચિત્ત રાખવાથી (**समाधिहानिः**) સમાધિનો ભંગ (**न**) થતો નથી.

અર્થ:—જેમ બાણ બનાવનાર લુહાર એકાગ્રચિત્ત થઇ બાણ બનાવે છે તેમ એકાગ્રચિત્ત થઇ યોગનું અનુષ્ઠાન કરવું. ॥ ૧૪ ॥

**कृतनियमलङ्घनादानर्थक्यं लोकवत् ॥ १५ ॥**

અન્વિતપદાર્થ:—(**कृतनियमलङ्घनात्**) શાસ્ત્રીય નિયમોનું ઉલ્લંઘન કરવાથી (**आनर्थक्यम्**) અનર્થ થાય છે (**लोकवत्**) જેમ લોકમાં.

અર્થ:—વૈદ્ય રોગીને પથ્ય પાળવાનું કહે છે અને જો રોગી પથ્ય ન પાળે તો, જેમ તેનો રોગ મટતો નથી, પણ ઉલટો વધે છે તેમ, મોક્ષશાસ્ત્રમાં કહેલા નિયમો જો મુમુક્ષુ ન પાળે તો તેને સિદ્ધિ મળતી નથી. ॥ ૧૫ ॥

**तद्विस्मरणेऽपि भेकीवत् ॥ १६ ॥**

અન્વિતપદાર્થ:—(**भेकीवत्**) ભેકી પેઠે (**तद्विस्मरणे**) યોગના નિયમોને ભૂલી જવાથી (**अपि**) પણ યોગની સિદ્ધિ થતી નથી.

અર્થ:—ભેકી નામની કોઇ કન્યાએ કોઇ રાજા સાથે લગ્ન કર્યું હતું. લગ્ન કરતી વખતે રાજાએ કહ્યું હતું કે "જે નિયમો સપ્તપદીમાં બતાવવામાં આવ્યા છે તે પ્રમાણે જો તું નહી વર્તે તો હું તારો ત્યાગ કરીશ." ભેકીએ એ વાત સ્વીકારી હતી, પણ અમુક સમય વીત્યા બાદ

લેકી તે વાત ભૂલી ગઇ અને સ્વચ્છંદે વર્ત્તવા માંડી, તેથી રાજાએ તેનો ત્યાગ કર્યો અને તે દુઃખી થઇ. આ ઉપરથી એ સાર લેવાનો છે કે મુમુક્ષુઓએ પોતેના પાળવાના નિયમો કદિપણ ભૂલવા નહીં ॥ ૧૬ ॥

## नोपदेशश्रवणेऽपि कृतकृत्यता परामर्शादृते विरोचनवत् ॥१७॥

અન્વિતપદાર્થ:—( **विरोचनवत्** ) વિરોચન પેઠે ( **उपदेशश्रवणे** ) ઉદ્દેશનું શ્રવણ કરવા છતાં ( **अपि** ) પણ ( **परामर्शात्** ) મનન (**ऋते**) સિવાય ( **कृतकृत्यता** ) સિદ્ધિ ( **न** ) મળતી નથી.

અર્થ:—ઉપદેશનું કેવળ શ્રવણ કરવાથીજ સિદ્ધિ થતી નથી, પણ શ્રવણ કર્યા પછી મનન કરવું જોઇએ. જો મનન ન કરે તો ઉપદેશ નકામો થાય છે. છાંદોગ્ય ઉપનિષદમાં કથા છે કે ઇંદ્ર અને વિરોચન બન્ને ગુરૂપાસે ભણવા ગયા હતા. ઇંદ્ર મનનશીલ હોવાથી તેણે સિદ્ધિ મેળવી પણ વિરોચનમાં મનન શક્તિનો અભાવ હોવાથી તે સિદ્ધિ મેળવી શકયો નહિ. ॥ ૧૭ ॥

## दृष्टस्तयोरिन्द्रस्य ॥ १८ ॥

અન્વિતપદાર્થ:—( **तयोः** ) તે બેમાંથી ( **इन्द्रस्य** ) ઇંદ્રને (**दृष्टः**) સિદ્ધિ જોવામાં આવી.

અર્થ:—મનન કરવાથી ઇન્દ્રે આત્મજ્ઞાનની સિદ્ધિ મેળવી હતી, પણ વિરોચન મેળવી શકયો નહિ કારણ કે તેણે મનન કર્યું ન હતું ॥૧૮॥

## प्रणतिब्रह्मचर्योपसर्पणानि कृत्वा सिद्धिर्बहुकालात् तद्वत् ॥ १९ ॥

અન્વિતપદાર્થ:—( **तद्वत्** ) ઇંદ્ર પેઠે (**प्रणतिब्रह्मचर्योपसर्पणानि**) અભિવાદન, બ્રહ્મચર્યપાલન અને ગુરૂની આજ્ઞા ધારણ ( **कृत्वा** ) કરી ( **बहुकालात्** ) લાંબે વખતે સિદ્ધિ થાય છે.

અર્થ:—ઇંદ્રે ગુરૂને નિત્ય અભિવાદન કરવાથી, બ્રહ્મચર્યપાળવાથી અને ગુરૂની આજ્ઞા માનવાથી ઘણો સમય વીત્યા બાદ સિદ્ધિ મેળવી

હતી. આ બધી વાત છાંદોગ્ય ઉપનિષદમાં સવિસ્તર લખી છે, માટે ત્યાં જોઇ લેવી. શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ લખ્યું છે કે—

**यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ॥**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ ५-२३.**

"જેને પરમાત્મા ઉપર ઘણી શ્રદ્ધા છે અને ગુરુ ઉપર પણ તેવીજ શ્રદ્ધા છે, તેનેજ વિવેકજ્ઞાન પ્રાપ્ત થાય છે." આ કથાથી એવો સાર નિકળે છે કે બ્રહ્મચર્યનું પાલન અને ગુરુનું સેવન મુમુક્ષુએ અવશ્ય કરવું જોઇએ, તથા સિદ્ધિ મેળવવામાં ઉતાવળ ન કરવી, ધૈર્યથી જ્યાં સુધી સિદ્ધિ ન મળે ત્યાંસુધી યોગાનુષ્ઠાન કરતાંજ રહેવું ॥ ૧૯ ॥

**न कालनियमो वामदेववत् ॥ २० ॥**

અન્વિતપદાર્થ:—(**वामदेववत्**) વામદેવ પેઠે (**कालनियमः**) સમયનો નિયમ (**न**) નથી

અર્થ:—વામદેવને જેમ લાંબે વખતે સિદ્ધિ મળી તેમ, બધાને લાંબે વખતે જ સિદ્ધિ મળે છે એવો કોઇ નિયમ નથી. ઉત્તમ સંસ્કારીને જલદી પણ સિદ્ધિ મળી શકે છે, માટે સમયનો નિયમ નથી.

**अध्यस्तरूपोपासनात् पारम्पर्येण यज्ञोपासकानामिव ॥ २१ ॥**

અન્વિતપદાર્થ:—(**अध्यस्तरूपोपासनात्**) ગુરુ આદિજ્ઞાન આપનારમાં ઇશ્વરત્વબુદ્ધિથી ઉપાસના કરવાથી (**पारम्पर्येण**) પરંપરાથી (**यज्ञोपासकानाम् इव**) યજ્ઞ કરનારની માફક સિદ્ધિ મળે છે.

અર્થ:—ગુરુ જ્ઞાન આપનાર હોવાથી તેમને ઇશ્વરતુલ્ય ગણી તેમની ઉપાસના એટલે સેવા કરવાથી વિવેકજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. જેમ યજ્ઞ કરનારાઓ યજ્ઞદ્વારા અંતઃકરણની શુદ્ધિ કરી સિદ્ધિ મેળવે છે તેમ મુમુક્ષુઓએ ગુરુપાસેથી જ્ઞાન મેળવી સિદ્ધિ મેળવવી જોઇએ. ॥ ૨૧ ॥

**इतरलाभेऽप्यावृत्तिः पञ्चाग्नियोगतो जन्मश्रुतेः ॥ २२ ॥**

અન્વિતપદાર્થ :—(**पञ्चाग्नियोगतः**) પાંચ અગ્નિવિદ્યાથી જણાય છે કે (**जन्मश्रुतेः**) પુનર્જન્મ થવાથી (**इतरलाभे**) ઉત્તમ લોકની પ્રાપ્તિ થવા છતાં (**अपि**) પણ (**आवृत्तिः**) પુનરાગમન થાય છે.

અર્થ:—છાંદોગ્યના પાંચમા પ્રપાઠકમાં પંચાગ્નિવિદ્યા પ્રકરણમાં લખ્યું છે કે અગ્નિહોત્રાદિનું ફળ ઉત્તમ લોકની પ્રાપ્તિ છે કારણ કે તે લોકમાંથી પાછા સંસારમાં ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિને પ્રાપ્ત થવું ઉપનિષદમાં લખવામાં આવ્યું છે. મુકિત તો તત્ત્વજ્ઞાન સિવાય મળી શકતી જ નથી માટે, મોક્ષાર્થીએ તત્વજ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ. ॥૨૨॥

**विरक्तस्य हेयहानमुपादेयोपादानं हंसक्षीरवत् ॥ २३ ॥**

અન્વિતપદાર્થ:—(**विरक्तस्य**) વૈરાગ્યવાન પુરૂષનું (**हेयहानम्**) તજવા યોગ્યનું તજવું અને (**उपादेयोपादानम्**) ગ્રાહ્ય ગ્રહણ કરવું (**हंसक्षीरवत्**) હંસ અને ક્ષીરના ન્યાય જેવું હોય છે.

અર્થ—દૂધથી મળેલા પાણીમાંથી હંસ જેમ દૂધનું જ ગ્રહણ કરે છે અને પાણીને છોડી દે છે તેમ, વૈરાગ્યવાન પુરૂષ પ્રકૃત્યાદિ જડ પદાર્થમાંથી આત્મતત્વ શોધી લે છે અને જડ પદાર્થોને આત્માથી તદન અલગ ગણી છોડી દે છે, પણ જે પુરૂષો વૈરાગ્યવાન નથી હોતા તેઓ, જેમ કાગડાઓ દૂધ અને પાણીનો વિભાગ કરી શકતા નથી તેમ, જડ અને ચેતનનો વિવેક કરી શકતા નથી.

**लब्धातिशयाद्वा तद्वत् ॥ २४ ॥**

અન્વિતપદાર્થ:—(**वा**) અથવા (**लब्धातिशयात्**) મેળવેલા અતિશયથી (**तद्वत्**) હંસ પેઠે.

અર્થ:—જેમ હંસમાં ક્ષીરનીરનો વિવેક કરવાની શકિત સ્વાભાવિક હોય છે તેમ, યોગીઓને યોગના બળથી જડ અને ચેતનનો વિવેક કરવાની શકિત હોય છે.

## न कामचारित्वं रागोपहते शुकवत् ॥ २५ ॥

અન્વિતપદાર્થ:—(शुकवत्) પોપટ પેઠે (रागोपहते) જે પુરૂષના રાગાદિ દોષો દૂર થયા છે તેમાં પણ (कामचारित्वम्) કામચાર (न) નથી.

અર્થ:—જેમ પોપટ પોતાનું ઉત્તમ રૂપ જાણી મરજી આવે તેમ ગમે ત્યાં ઉડતો ફરતો નથી, પણ બંધનનાં કારણોથી દૂર જ રહે છે તેમ, જે પુરૂષ વીતરાગ થયો હોય તેણે જગતમાં ફાવે તેમ વર્ત્તવું નહીં મનુ મહારાજ પણ લખે છે કે:—

" बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥

ઇંદ્રિયો બળવાન હોવાથી વિદ્વાનોને પણ ખેંચી લે છે." કઠોપનિષદ્‌માં પણ લખ્યું છે કે.

पराञ्चि खानि व्यतृणत्स्वयंभू
स्तस्मात्पराङ्‌ पश्यति नान्तरात्मन् ॥
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्ष
दावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ २-१

પરમાત્માએ ઇંદ્રિઓ વિષયમુખી બનાવી છે, તેથી જીવાત્માઓ વિષય તરફ જ વળે છે, કોઇ ધૈર્યવાન્ વિદ્વાન્ પુરૂષ જ મુમુક્ષુ થઇ સમાધિદ્વારા મોક્ષ મેળવી શકે છે.

આ સૂત્રથી બોધ મળે છે કે વિદ્વાન થવા છતાં મુમુક્ષુએ હમેશાં સંયમી જ રહેવું જોઇએ. ॥ ૨૫ ॥

## गुणयोगाद् बद्धः शुकवत् ॥ २६ ॥

અન્વિતપદાર્થ:— (गुणयोगात्) ગુણોના સંબંધમાં આવવાથી મુમુક્ષુ પુરૂષ (बद्धः) બદ્ધ થાય છે (शुकवत्) પોપટ પેઠે.

અર્થ:—જેમ પોપટ જાળમાં સપડાવાથી બંધાય જાય છે તેમ, યોગી પણ વિષય રૂપી જાળમાં આવવાથી અયોગ્ય કાર્યમાં સપડાય

જાય છે, માટે યોગીઓએ રાગ ઉત્પન્ન કરનારા પદાર્થોથી દૂર રહેવું. ॥ ૨૬ ॥

## न भोगाद् रागशान्तिर्मुनिवत् ॥ २७ ॥

અન્વિત પદાર્થ :— ( मुनिवत् ) મુનિ પેઠે ( भोगात् ) ભોગથી ( रागशान्तिः ) રાગની શાન્તિ થઇ શકતી ( न ) નથી.

અર્થ:—જેમ સૌભરી મુનિએ રાજકન્યા સાથે લગ્ન કર્યું અને ઘણા દિવસ સુધી સુખ ભોગવ્યું, પણ તેને રાગની શાન્તિ થઇ નહિ; માટે મુમુક્ષુઓએ ભોગથી રાગની શાન્તિની આશા રાખવી નહિ. મનુ મહારાજ પણ લખે છે કે:—

न जातुकामः कामाना मुपभोगेन शाम्यति ॥
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ २-९४.

રાગ વિષયના ઉપભોગથી શાન્ત નથી થતો પણ ઉલટો જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ વધે છે તેમ વિષયોપભોગથી રાગ વધે છે. ॥ ૨૭ ॥

## दोषदर्शनादुभयोः ॥ २८ ॥

અન્વિતપદાર્થ:— (उभयोः) બન્નેમાં (दोषदर्शनात्) દોષ જેવાથી.

અર્થ:—પ્રકૃતિ અને તેનાં કાર્યોમાં દોષ જેવાથી મુમુક્ષુને વૈરાગ્ય થાય છે અને તેથી રાગની શાન્તિ થાય છે. ॥ ૨૮ ॥

## न मलिनचेतस्युपदेशबीजप्ररोहोऽजवत् ॥ २९ ॥

અન્વિતપદાર્થ:— (अजवत्) રાજા અજ પેઠે (मलिनचेतसि) રાગ દોષથી દૂષિત થયેલા અંતઃકરણમાં ( उपदेशबीजप्ररोहः ) ઉપદેશ રૂપી બીજનું ઉગવું ( न ) થતું નથી.

અર્થ:—જેમ સ્ત્રીના વિયોગથી મૂઢ બનેલા રાજા અજને વશિષ્ઠ મુનિએ ઘણોજ ઉપદેશ આપ્યો, પણ તે તેના અંતઃકરણમાં ઉતર્યો નહિ;

તેમ જે મુમુક્ષુનું અંતઃકરણ મલિન હોય છે તેના અંતઃકરણમાં સદબોધ ઉતરતો નથી. કવિરાજ ભવભૂતિએ પણ લખ્યું છે કે :—

वितरति गुरुःप्राज्ञे विद्यां यथैव तथा जडे ॥
न खलु तयोर्ज्ञाने शक्तिं करोत्यपहन्ति वा ॥
भवति हि पुनर्भूयान् भेदः फलं प्रति तद्यथा ॥
प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्न मृदां चयः ॥ ४ ॥

ઉત્તર રામ ચરિત્ર. ૨-૪.

ગુરુ બુદ્ધિમાન્ અને મૂર્ખ શિષ્યોને એકજ રીતે ભણાવે છે, કોઇનામાં શકિત વધારતા કે ઘટાડતા નથી, છતાં પણ પરિણામમાં ફરક પડે છે, અર્થાત એક વિદ્વાન થાય છે, અને બીજો તો મૂર્ખજ રહે છે, દર્પણ જેમ બિંબનું ગ્રહણ કરવા શક્તિમાન હોય છે તેમ માટીનું ઢેકું બિંબનું ગ્રહણ કરવામાં શકિતમાન્ હોતું નથી, અર્થાત્ શુદ્ધ અંતઃકરણમાંજ ઉપદેશ સફળ થાય છે. ॥ ૨૯ ॥

## आभासमात्रमपि मलिनदर्पणवत् ॥ ३० ॥

અન્વિતપદાર્થ:— (**आभासमात्रम्**) થોડું જ્ઞાન (**अपि**) પ (**मलिनदर्पणवत्**) મેલા દર્પણ પેઠે.

અર્થ:—જેનું અંતઃકરણ રાગાદિ દોષોથી દૂષિત હોય છે, તેના અંતઃકરણમાં ઉપદેશનો લેશ પણ ઉતરતો નથી, જેમ મલિન દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી તેમ મેલા અંતઃકરણમાં જ્ઞાન થતું નથી. ॥ ૩૦ ॥

## न तज्जस्यापि तद्रूपता पङ्कजवत् ॥ ३१ ॥

અન્વિતપદાર્થ:–– (**तज्जस्य**) ઉપદેશથી મલિન ચિત્તમાં કદાચિત્ જ્ઞાન થાય (**अपि**) તો પણ (**तद्रूपता**) ઉપદેશને અનુસરતું (**न**) થતું નથી (**पङ्कजवत्**)

અર્થ:––જેમ પંકજ (કમળ) પોતાના બીજને અનુસાર ખ્યાતિ મેળવતું નથી, પણ પંક (કાદવ) ના સંગથી પંકજ જ નામ મેળવે છે

તેમ, મલિન મનવાળા શિષ્યને જે ઉપદેશ આપવામાં આવે છે, અને તેનાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે, અંતઃકરણના મેલથી મલિન થઇ ઉપદેશને અનુકુળ હોતું નથી. ॥ ૩૧ ॥

**न भूतयोगेऽपि कृतकृत्यतोपास्यसिद्धिवदुपास्यसिद्धिवत् ॥३२॥**

અન્વિતપદાર્થ:-- (**उपास्यसिद्धिवत् २**) ગુરુની ઉપાસનાથી જેમ સિદ્ધિ મળે છે, તેમ (**भूतयोगे**) પ્રકૃતિના સંબંધથી (**कृतकृत्यता**) સિદ્ધિ (**न**) મળતી નથી.

અર્થ:--ઉપાસનીય ગુરુની ઉપાસના કરી જ્ઞાન મેળવી જેમ સિદ્દિ મેળવી શકાય છે, તેમ, પ્રકૃતિ તથા તેનાં કાર્યોની ઉપાસના કરવાથી સિધ્દિ મેળવી શકાતી નથી, અર્થાત્ પ્રકૃતિની ઉપાસનાથી ગમે તેટલું ઐશ્વર્ય મળે પણ વિવેક જ્ઞાનથી જે સિધ્ધિ મળે છે તેની તુલ્ય એક પણ સિદ્ધિ નથી. વિવેક જ્ઞાનથી મોક્ષ મળે છે અને તે દુઃખના સંસ્પર્શથી રહિત હોય છે. ॥ ૩૨ ॥

**इति गुर्जरभाषाटीकायुते कापिलसांख्यशास्त्रे चतुर्थोऽध्यायः ॥**



# अथ पञ्चमोऽध्यायः ॥



શાસ્ત્રનો જે નિરૂપણીય વિષય હતો તે ચાર અધ્યાયમાં પૂર્ણ કર્યો છે, હવે જે અયોગ્ય મતો છે તેમનું ખંડન કરે છે.

ગ્રન્થની શરૂઆતમાં મંગળ શામાટે કરવું? એવો જે લોકોનો આક્ષેપ છે તેઓનું સમાધાન કરે છે.

**मङ्गलाचरणं शिष्टाचारात्फलदर्शनात् श्रुतितश्चेति ॥ १ ॥**

અન્વિતપદાર્થઃ— (**शिष्टाचारात्**) શિષ્ટ પુરૂષોનો આચાર હોવાથી (**फलदर्शनात्**) સમાપ્તિરૂપ ફળ અથવા વિઘ્નનો અભાવ રૂપ ફળ જોવાથી (**च**) અને (**श्रुतितः इति**) ઉપનિષદાદિ ગ્રન્થોમાં મંગળાચરણ હોવાથી.

અર્થઃ—શિષ્ટ પુરૂષોનો આચાર છે તેથી, વિઘ્ન દૂર થાય છે અર્થાત્ મંગળાચરણ કરવાથી અંતઃકરણમાં શુદ્ધવૃત્તિ જાગવાથી સારી યુક્તિઓ સૂજે છે, અને તેથી ગ્રન્થ લખવામાં આવતી મુશ્કેલીઓ દૂર થાય છે અને તેથી આર્ષ ગ્રન્થોમાં મંગળાચરણ કરેલું હોવાથી ગ્રન્થની શરૂઆતમાં મંગળાચરણ કરવું યોગ્ય છે. આ શાસ્ત્રના પ્રથમ સૂત્રમાં અથ શબ્દથી મંગળાચરણ કર્યું છે, તે આજ ભાવથી છે. ॥ ૧ ॥

ઇશ્વર સર્વનો અધિષ્ઠાતા હોવાથી તેજ ફળની પ્રાપ્તિ કરાવશે, માટે ફળના હેતુથી મંગળાચરણ કરવું નકામું છે. તેના ઉત્તરમાં આ સૂત્ર આપે છે.

**नेश्वराधिष्ठिते फलनिष्पत्तिः कर्मणा तत्सिद्धेः ॥ २ ॥**

અન્વિતપદાર્થઃ— (**ईश्वराधिष्ठिते**) કેવળ ઇશ્વરના અધિષ્ઠાનથી જ (**फलनिष्पत्तिः**) ફળની સિદ્ધિ (**न**) થતી નથી, (**कर्मणा**) કર્મથી (**तत्सिद्धे**) તેની સિદ્ધિ થવાથી.

અર્થઃ—ઇશ્વર સર્વના અધિષ્ઠાતા હોવાથી ગ્રન્થની સમાપ્તિરૂપ

ફળ પણ ઇશ્વરથી જ અધિષ્ઠિત છે, પણ કર્મ સિવાય ઇશ્વર ફળ આપતો નથી. ગ્રન્થ સમાપ્તિમાં ગ્રંથ લખનારનાં કર્મો એટલે ઉત્તમ જ્ઞાન, ગ્રંન્થ લખવાની શકિત, પ્રતિભા અને અનેક ગ્રંથોનું મનન પૂર્વક વાચન આદિ પણ કારણ છે. જેમ સુખ દુઃખરૂપ ફળ ઇશ્વરને સ્વાધીન છે, પણ કર્મ હોય તો જ સુખ દુઃખ મળે છે તેમ, ગ્રન્થ લખવાની શકિત હોય તો જ સમાપ્તિ થાય છે. મંગળાચરણ તો વિઘ્નાભાવરૂપ ફળ આપે છે, એટલે વિઘ્ન દૂર કરે છે, અને શકિતને ઉત્તેજિત કરે છે. ગ્રંથકર્તામાં જો ઉપર બતાવેલાં કારણો ન હોય અને કેવળ મંગળાચરણ કર્યું હોય તો ગ્રન્થ સમાપ્તિની આશા રાખી શકાય નહિ, માટે પુરૂષકર્મસાપેક્ષ ઇશ્વર અધિષ્ઠાતા છે. ॥ ૨ ॥

હવે ઇશ્વરનું અધિષ્ઠાન જેવા પ્રકારનું છે, તે પ્રકાર આ સૂત્રમાં બતાવે છે.

## स्वोपकारादधिष्ठानं लोकवत् ॥ ३ ॥

અન્વિતપદાર્થઃ-- ( **स्वोपकारात्** ) સ્વ એટલે પ્રકૃતિ ઉપર ઉપકાર કરવાથી ( **अधिष्ठानम्** ) સ્વામિત્વ સિદ્ધિ થાય છે ( **लोकवत्** ) જેમ વ્યવહારમાં.

અર્થઃ—સ્વ શબ્દના ચાર અર્થ થાય છે ( **स्व** ) પોતે, પોતાનું, ધન અને જ્ઞાતિ. એમાંથી આ ઠેકાણે બીજો અર્થ લેવો એજ યોગ્ય છે. પોતાનું એટલે ઇશ્વરને આધીન જે પ્રકૃતિ છે, તેને ઇશ્વર પોતાના સંબંધથી કાર્ય તરફ વળણવાળી કરે છે, તે જ ઇશ્વરનો પ્રકૃતિ ઉપર ઉપકાર છે, અને એ ઉપકારથી જ પ્રકૃતિ ઉપર ઇશ્વરનું અધિષ્ઠાન છે. લોહચુંબક જેમ પોતાના સંબંધથી લોઢામાં ગતિ ઉત્પન્ન કરે છે તેમ. અને તેથી મહદાદિ કાર્યો બને છે, એ જ ઇશ્વરનો પ્રકૃતિ ઉપર ઉપકાર છે. ઇશ્વર પ્રકૃતિ પાસેથી કોઇપણ પ્રકારના ફળની ઇચ્છા રાખતો નથી. ॥ ૩ ॥

જો ફળની ઇચ્છા રાખી અધિષ્ઠાતા થાય તો શો વાંધો ?

## लोकवदितरथा ॥ ४ ॥

અન્વિતપદાર્થઃ— ( **इतरथा** ) જો ફળની ઇચ્છા રાખી ઇશ્વર

પ્રકૃતિને કાર્યોન્મુખી કરે તો ( **लोकवत्** ) લૌકિક અધિષ્ઠાતા જેવો થાય.

**અર્થ** :—સંસારમાં જેમ અધિષ્ઠાતા ફળની ઇચ્છા રાખી અમુક ઉપર અધિષ્ઠાન રાખે છે, તેથી તે સુખદુઃખના ભાગી છે તેમ જો, ઇશ્વર ફ્લેચ્છુ થઇ અધિષ્ઠાતા થાય તો તે પણ સુખદુઃખ વાળો થઇ જાય. પ્રજા રાજાને જ્યાં સુધી કર આપે છે, ત્યાં સુધીજ પ્રજાનું રક્ષણ કરે છે અને જો ન આપે તો તે રક્ષણ કરતો નથી, તે સુખદુઃખનો ભોક્તા છે, તથા લૌકિક અધિષ્ઠાતા જેમ અપૂર્ણ ઇચ્છવાળા હોય છે તેમ જો ઇશ્વરને ફ્લેચ્છુ માનીએ તો તેને પણ અપૂર્ણ ઇચ્છાવાળો માનવો જોયએ, અને ઇશ્વર તો પૂર્ણ કામ છે, માટે ઇશ્વર ફળની ઇચ્છા રાખ્યા સિવાય સર્વ સંસારનો અધિષ્ઠાતા છે. ॥ ૪ ॥

ત્યારે ઇશ્વરને કેવો માનવો.

## पारिभाषिको वा ॥ ५ ॥

અન્વિતપદાર્થ:-- ( **पारिभाषिकः** ) પારિભાષિક ( **वा** ) જ.

અર્થ:--આ સૂત્રમાં **वा** નો અર્થ **एव** એટલે ચોકકસ કરવો મહાદેવ ભટ્ટે પણ એજ અર્થ કર્યો છે. ઇશ્વરને પારિભાષિક જ માનવો જોઇએ, એટલે જે પોતાના સંબંધથી પ્રકૃતિને કાર્યકારિણી બનાવે છે; જે સર્વત્ર, સર્વશક્તિમાન્ અને સર્વ કર્તા છે તે જ ઇશ્વર છે, તથા યોગશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે જે ક્લેશકર્મવિપાકાદિથી રહિત છે તે જ ઇશ્વર છે. લૌકિક ઇશ્વર જેવો નહિ. ॥ ૫ ॥

જો ઇશ્વરને અધિષ્ઠાતા માનશો તો તેને રાગવાન પણ માનવો પડશે કારણ કે રાગ શિવાય કોઇપણ અધિષ્ઠાતા હોતો નથી, એ શંકાનું સમાધાન કરે છે.

## न रागादृते तत्सिद्धिः प्रतिनियतकारणत्वात् ॥ ६ ॥

અન્વિતપદાર્થ:— ( **रागात्** ) રાગથી જ ( **तत्सिद्धि** ) અધિષ્ઠાનની સિદ્ધિ ( **न** ) થતી નથી, કિન્તુ ( **प्रतिनियतकारणत्वात्** ) રાગરૂપ કારણ ( **ऋते** ) સિવાય પણ અધિષ્ઠાનની સિદ્ધિ થાય છે.

અર્થ:--અધિષ્ઠાન પ્રત્યે જેમ રાગ કારણ છે તેમ અરાગ પણ કારણછે, તેથી ઇશ્વરમાં રાગ ન હોવા છતાં અધિષ્ઠાન સિધ્ધ થઇ શકે છે. સંસારિક પુરૂષો રાગથી અધિષ્ઠાન કરે છે, અને ઇશ્વર પૂર્ણકામ હોવાથી રાગ સિવાય સંસાર ઉપર અધિષ્ઠાન રાખે છે. મહાભારતમાં લખ્યું છે કે જનક આદિ જીવનમુક્ત રાજર્ષિઓને રાગ ન હોતો છતાં પણ તેઓનાં રાજ્ય ઉપર અધિષ્ઠાન અને પ્રવૃત્તિ હતાં. મહાભારત શાંતિપર્વ ૩૨૦-૨૫.

ભગવાન શ્રીકૃષ્ણજી પણ કહે છે કે " **न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषुलोकेषु किंचन । नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि ॥ गी. ३-२२** હે અર્જુન, ત્રણે લોકમાં મારે કશું પણ કરવાનું નથી, કશું પણ મેળવવાનું નથી, છતાં પણ કર્મમાં પ્રવૃતિ કરૂં છું.

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।**

**कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षु र्लोकसंग्रहम् ॥ गी. ३-२५**

" જેમ અજ્ઞાની માણસો રાગવાન થઇ પ્રવૃત્તિ કરે છે તેમ જ્ઞાની માણસ લોકસંગ્રહ કરવાના હેતુથી રાગરહિત થઇ પ્રવૃત્તિ કરે છે. " આ ઉપરથી સમજાય છે કે પ્રવૃત્તિ રાગથીજ થાય છે એવો કોઇ નિયમ નથી, માટે જગત્ ઉપર ઇશ્વરનું અધિષ્ઠાન રાગપ્રયુકત નથી. ॥ ૬ ॥

ઇશ્વરને રાગ માનવાથી દોષ બતાવે છે.

**तद्योगेऽपि न नित्यमुक्तः ॥ ७ ॥**

અન્વિતપદાર્થ:—(**अपि**) અને (**तद्योगो**) રાગનો સંબંધ માનીએ તો (**नित्यमुक्तः**) નિત્યમુકત (**न**) રહે નહિ.

"**गर्हासमुच्चयप्रश्नशङ्कासंभावनास्वपि**" અમરકોષ

અર્થ:—એ પ્રમાણથી **अपि** નો અર્થ સમુચ્ચય થાય છે. માટે આ સૂત્રમાં **अपि** નો અર્થ "અને" કર્યો છે.

જો ઇશ્વરમાં રાગ માનીએ તો તે નિત્ય મુકત રહી શકે નહિ. " **शुद्धमपापविद्धम्** " યજુ. ૪૦-૮ એ મંત્રમાં ઇશ્વરને સદા રાગાદિ દોષોથી રહિત માન્યો છે. ॥ ૭ ॥

હવે જે લોકો ઇશ્વરને જગત્‌નું ઉપાદાન કારણ માને છે તેમના મતનું ખંડન કરે છે.

**प्रधानशक्तियोगाच्चेत्सङ्गापत्तिः ॥ ८ ॥**

અન્વિતપદાર્થ:—(चेत्) જો (प्रधानशक्तियोगात्) પ્રધાનમાં જે શક્તિ છે તેનો સંબંધ ઇશ્વરમાં માનીએ તો (सङ्गापत्तिः) સંગ એટલે પરિણામરૂપ દોષ આવે.

અર્થ:—પ્રકૃતિમાં જે ઉપાદાન શકિત છે તે જો ઇશ્વરમાં માનીએ તો ઇશ્વર પરિણામી અને વિકારી થાય અને વિકારી થવાથી નિત્ય નહી રહે માટે ઇશ્વરમાં પ્રકૃતિશક્તિનો યોગ નથી. ॥ ८ ॥

ઉપાદાન કારણ સિવાય ઇશ્વરમાં સર્વ ઐશ્વર્ય કેવી રીતે આવશે ?
ઉત્તર:—

**सत्तामात्राच्चेत् सर्वैश्वर्यम् ॥ ९ ॥**

અન્વિતપદાર્થ:—( चेत् ) જો ( सर्वैश्वर्यम् ) સર્વ ઐશ્વર્ય કહો તો તે ( सत्तामात्रात् ) કેવળ સત્તાથી.

અર્થ:—જો કહો કે ઉપાદાન કારણ સિવાય ઇશ્વરમાં સર્વૈશ્વર્ય કેવી રીતે આવી શકે ? તેનો ઉત્તર એ છે કે, ઇશ્વર કેવળ પોતાની સત્તાથી જ સર્વૈશ્વર્યવાન્ છે. ઇશ્વરના સંબંધથી પ્રકૃતિ કાર્યોન્મુખી બને છે તેથી જ પ્રકૃતિ ઉપર ઇશ્વરની સત્તા અને સર્વૈશ્વર્ય છે. ॥ ९ ॥

ઇશ્વરને ઉપાદાન કારણ માનવામાં કોઇપણ પ્રમાણ નથી, તે આ ત્રણ સૂત્રોથી બતાવે છે.

**प्रमाणाभावान्न तत्सिद्धिः ॥ १० ॥,**

અન્વિતપદાર્થ:—( प्रमाणाभावात् ) પ્રમાણ ન હોવાથી (तत्सिद्धिः) ઇશ્વરમાં જગત્‌ની ઉપાદાનતાની સિદ્ધિ (न) થતી નથી.

અર્થ:—ઇશ્વર પ્રત્યક્ષ ન હોવાથી, જગત્‌ના ઉપાદાન કારણત્વનું ઇશ્વરમાં પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. ॥ १० ॥

## सम्बन्धाभावान्नानुमानम् ॥ ११ ॥

અન્વિતપદાર્થઃ—( सम्बन्धाभावात् ) વ્યાપ્તિરૂપ સંબંધ ન હોવાથી ( अनुमानम् ) અનુમાન (न) નથી.

અર્થઃ—મહદાદિક કાર્યો અને ઇશ્વર એ બન્નેનો કાર્યકારણ ભાવરૂપ સંબંધ પ્રત્યક્ષ થતો નથી. માટે ઇશ્વરમાં ઉપાદાન કારણત્વનું અનુમાન પણ થઇ શકતું નથી. અગ્નિ અને ધૂમનો કાર્યકારણ ભાવરૂપ સંબંધ રસોડામાં પ્રત્યક્ષ થાય છે તેથી કોઇ ઠેકાણે એકલા ધૂમને જોઇ અગ્નિનું અનુમાન થઇ શકે છે તેમ પંચમહાભૂતોને જોઇ ઇશ્વિરમાં ઉપાદાન કારણતાનું અનુમાન થઇ શકતું નથી. ॥ ૧૧ ॥

## श्रुतिरपि प्रधानकार्यत्वस्य ॥ १२ ॥

અન્વિતપદાર્થઃ—( श्रुति ) શ્રુતિ ( अपि ) પણ (प्रधानकार्यत्वस्य) પ્રધાનનું કાર્ય હોવાની છે.

અર્થઃ— ઉપનિષદાદિ ગ્રન્થોમાં પણ પ્રધાનને જ ઉપાદાન કારણ માન્યું છે. **अजामेकां लोहितशुक्लकृष्णाम् ।**

**बह्वीः प्रजाः सृजमानां सरूपाः** ४–५ શ્વેતાશ્વર.

અનાદિ સત્વ, રજસ્ અને તમોગુણયુક્ત પ્રકૃતિ જ જગતનું ઉપાદાન કારણ છે. " **तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियते** " बृ १–४–७ પ્રધાન પ્રથમ અવ્યાકૃત એટલે કાચબો જેમ અંગોને સંકોચીને રહે છે તેમ સર્વકાર્યોને પોતામાં સંકોચીને રહ્યું હતું, પછી નામ રૂપથી વ્યકત થયું. આ પ્રમાણોથી પ્રકૃતિ જ ઉપાદાન કારણ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૧૨ ॥

સૃષ્ટિનું ઉપાદાન કારણ અવિદ્યા પણ નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## नाविद्याशक्तियोगो निःसङ्गस्य ॥ १३ ॥

અન્વિતપદાર્થઃ—( निःसङ्गस्य ) અજ્ઞાન આદિથી રહિત બ્રહ્મને ( अविद्याशक्तियोगः ) અવિદ્યાનામક શક્તિનો સંબંધ (न) નથી.

અર્થઃ—બ્રહ્મ અર્થાત્ પરમાત્મામાં અવિદ્યારૂપ શક્તિનો સંબંધ નથી. જ્ઞાનમય પરમાત્મામાં અવિદ્યા માનવી યોગ્ય નથી. " **अतस्मि-**

स्तदाकारताऽज्ञानम् " वस्तुने अन्यथा जाणुवी " એ અવિદ્યા કહેવાય છે. અભ્રાન્ત બ્રહ્મમાં ઉક્ત પ્રકારનું અજ્ઞાન માનવું એ યોગ્ય નથી. ॥ ૧૩ ॥

બીજો દોષ આપે છે.

**तद्योगे तत्सिद्धावन्योऽन्याश्रयत्वम् ॥ १४ ॥**

અન્વિતપદાર્થ:—(**तद्योगे**) અવિદ્યાનો સંબંધ હોય તો (**तत्सिद्धौ**) સૃષ્ટિની સિદ્ધિ થઇ શકવાથી (**अन्योऽन्याश्रयत्वम्**). અન્યોન્યાશ્રય દોષ થાય છે.

અર્થ:—જો બ્રહ્મમાં અવિદ્યા સિદ્ધ થાય તો સૃષ્ટિ થાય અને સૃષ્ટિ થયા પછી બ્રહ્મમાં અવિદ્યા માની શકાય. એ પ્રમાણે માનવાથી અન્યોન્યાશ્રય દોષ આવે છે, માટે એમ માની શકાય નહિ. ॥ ૧૪ ॥

**न बीजाङ्कुरवत् सादिसंसारश्रुतेः ॥ १५ ॥**

અન્વિતપદાર્થ:—(**सादिसंसारश्रुतेः**) સાદિ સંસારનું કથન હોવાથી (**बीजाङ्कुरवत्**) બીજ અને અંકુરની માફક (**न**) માની શકાય નહીં.

અર્થ:—બીજ અને અંકુરની પેઠે અવિદ્યાથી સૃષ્ટિ અને સૃષ્ટિથી અવિદ્યા એ પ્રમાણે અનાદિ કાળથી ચાલતું આવે છે, એમ માનીને પણ તમે અન્યોન્યાશ્રય દોષ દૂર કરી શકશો નહીં, કારણ કે, તમારા મતમાં સૃષ્ટિનો આદિ છે જેમકે:—"**यतो वा इमानि भूतानि जातानि**" જેમાંથી બધાં ભૂતો ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ પ્રમાણો આપી તમે સૃષ્ટિની શરૂઆત બતાવો છો, તો પછી સૃષ્ટિ અનાદિ કેવી રીતે માની શકાય? ॥ ૧૫ ॥

અન્ય દોષ આપે છે.

**विद्यातोऽन्यत्वे ब्रह्मबाधप्रसङ्गः ॥ १६ ॥**

અન્વિતપદાર્થ:—(**विद्यातः**) વિદ્યાથી (**अन्यत्वे**) ભિન્ન વસ્તુ સ્વરૂપ માનવાથી (**ब्रह्मबाधप्रसङ्गः**) બ્રહ્મનો બાધ થવો જોઇએ

અર્થ:—જો એમ કહો કે જે વિદ્યાથી ભિન્ન વસ્તુસ્વરૂપ હોય તે જ અવિદ્યા છે; તો તમે માનો છો કે જે વિદ્યાથી ભિન્ન હોવાથી તેનો

પણ વિદ્યાથી નાશ થવો જોઇએ. "**ब्रह्म विद्यया नाश्यते विद्याभिन्नत्वात् अविद्यावत्**" બ્રહ્મ વિદ્યાથી નાશ પામે છે, વિદ્યાથી ભિન્ન હોવાથી, અવિદ્યા પેઠે. એ પ્રમાણે અનુમાન વાકયનો પણ પ્રયોગ થઇ શકે છે. ॥ ૧૬ ॥

## अबाधे नैष्फल्यम् ॥ १७ ॥

અન્વિતપદાર્થ:—( **अबाधे** ) જો અવિદ્યાનો નાશ ન માનો તો ( **नैष्फल्यम्** ) વિદ્યાની નિષ્ફળતા છે.

અર્થ:—જો વિદ્યાથી અવિદ્યાનો નાશ ન માનો તો વિદ્યા નકામી છે, કારણ કે અવિદ્યાનો નાશ કરવા માટે જ વિદ્યા મેળવાય છે, અને જો તે અવિદ્યાનો નાશ ન કરે તો વિદ્યા શા માટે મેળવવી ? ॥ ૧૭ ॥

## विद्याबाध्यत्वे जगतोऽप्येवम् ॥ १८ ॥

અન્વિતપદાર્થ:—( **विद्याबाध्यत्वे** ) જો વિદ્યાથી બાધ માનશો તો (**जगतः**) જગત્‌રૂપ પ્રપંચનું (**अपि**) પણ (**एवम्**) અવિદ્યાપણું થશે.

અર્થ:—જો વિદ્યાથી અવિદ્યાનો નાશ માનશો તો જગતરૂપ જે પ્રપંચ છે, તેનો પણ તમે વિદ્યાથી બાધ માનો છો, તો જગતરૂપ પ્રપંચ પણ અવિદ્યા જ થશે. ॥ ૧૮ ॥

પૂર્વપક્ષ:—જગત્‌ને તો અમે અવિદ્યારૂપ જ માનીએ છીએ તેમાં શો દોષ છે ? ઉત્તર.

## तद्रूपत्वे सादित्वम् ॥ १९ ॥

અન્વિતપદાર્થ:—( **तद्रूपत्वे** ) અવિદ્યા સ્વરૂપ જો પ્રપંચને માનશો તો ( **सादित्वम्** ) તેનું સાદિપણું માનવું પડશે.

અર્થ:—જો તમે જગત્‌રૂપ પ્રપંચને અવિદ્યારૂપ માનશો તો જગત્ જેમ આદિવાળું છે તેમ અવિદ્યા પણ આદિવાળી થશે, અને અવિદ્યાને તો તમે અનાદિ માનો છો, એ કેવી રીતે બની શકે ? જગત્‌રૂપ પ્રપંચ અને અવિદ્યા તમારા મતમાં એક જ વસ્તુ થાય છે તો એક જ વસ્તુને સાદિ

અને અનાદિ માનવી એ ઉન્મત્ત પ્રલાપ સિવાય બીજું શું કહી શકાય? માટે બ્રહ્મમાં અવિદ્યાનો સંબંધ માની શકાય નહીં. ॥ १९ ॥

જે લોકો કર્મને નથી માનતા તેઓનો મત અયુકત છે, તે આ સૂત્રથી બતાવે છે. ધર્મનો અર્થ આ સૂત્રમાં કર્મ સમજવું.

**न धर्मापलापः प्रकृतिकार्यवैचित्र्यात् ॥ २० ॥**

અન્વિતપદાર્થ:—( **प्रकृतिकार्यवैचित्र्यात्** ) પ્રકૃતિનાં કાર્યોની વિવિધતાથી ( **धर्मापलापः** ) ધર્મનો અપલાપ (**न**) થઇ શકતો નથી.

અર્થ:—પ્રકૃતિનાં કાર્યોમાં જે વિવિધતા છે તે કર્મને લઇને છે. માટે કર્મ એટલે ધર્મનો અપલાપ થઇ શકતો નથી. કર્મને કેટલાક લોકો ધર્મ અને અદૃષ્ટ પણ કહે છે. ॥ २० ॥

ધર્મ હોવામાં બીજું પ્રમાણ આપે છે.

**श्रुतिलिङ्गादिभिस्तत्सिद्धिः ॥ २१ ॥**

અન્વિતપદાર્થ:—(**श्रुतिलिङ्गादिभिः**) શબ્દ અને અનુમાન પ્રમાણોથી ( **तत्सिद्धिः** ) ધર્મની સિદ્ધિ થાય છે.

અર્થ:—ધર્મ હોવામાં શબ્દ અને અનુમાન બે પ્રમાણ છે. આદિપદથી પ્રત્યક્ષ પણ સમજવું. ધર્મનું પ્રત્યક્ષ તો કેવળ યોગીઓને જ થાય છે.

ધર્મ હોવામાં શબ્દ પ્રમાણ "**पुण्यो वै पुण्येन कर्मणा भवति ।** **बृहदारण्यक** ५-२-१३ પુણ્ય કર્મથી મનુષ્ય પુણ્યવાન થાય છે.

અનુમાન પ્રમાણ:—**कार्यं सहेतुकम्, कादाचित्कत्वात्, भोजनजन्यतृप्तिवत्** । કાર્ય હેતુવાળું છે, ઉત્પત્તિવાળું અને વિનાશી હોવાથી, જે જે ઉત્પત્તિવાળું અને વિનાશી હોય તે તે સર્વ હેતુવાળું હોય છે, જેમકે ભોજનથી થતી તૃપ્તિ આ અનુમાનથી સિદ્ધ થાય છે કે જેમ તૃપ્તિનું કારણ ભોજન છે તેમ સાંસારિક સર્વ કાર્યોનું કારણ ધર્મ જ છે. કોઇ જન્મથી સુખી હોય છે, કોઇ દુઃખી હોય છે આ બધાનું કારણ ધર્મ જ છે. સંપૂર્ણ સૃષ્ટિ બનવામાં પણ જીવોનાં અદૃષ્ટ જ કારણ છે. ॥ २१ ॥

કાર્ય પ્રત્યે કારણ કેટલાં માનવાં? ઇશ્વરને પણ કારણ બતાવો છો, કર્મને પણ કારણ બતાવો છો, તો શું તેમની અમુક સંખ્યા છે કે નહીં? ઉત્તર

## न नियमः प्रमाणान्तरावकाशात् ॥ २२ ॥

અન્વિતપદાર્થઃ—(प्रमाणान्तरावकाशात्) બીજા પ્રમાણોનો અવકાશ હોવાથી (नियमः) નિયમ (न) નથી.

અર્થઃ—કાર્ય પ્રત્યે ઉપાદાન કારણ તો એકજ હોય છે, પણ નિમિત્ત કારણ અને સહકારી કારણોનો નિયમ હોતો નથી જેમ ઘડો બનાવવામાં ઉપાદાન કારણ માટી એકજ છે પણ નિમિત્ત કારણ તો કુંભાર, ચાકડો દંડ આદિ અનેક છે, કાળ આકાશ આદિ સહકારી કારણો પણ અનેક છે. ॥૨૨॥

જે યુકિત ધર્મ માનવામાં છે તેજ અધર્મ માનવામાં બતાવે છે.

## उभयत्राप्येवम् ॥ २३ ॥

અન્વિતપદાર્થઃ—(उभयत्र) બન્નેમાં (अपि) પણ (एवम्) એ પ્રમાણે છે.

અર્થઃ—જેમ ધર્મમાં લૌકિક પ્રત્યક્ષ પ્રમાણ ન હોવાથી તેનો અભાવ સિધ્ધ થતો નથી તેમ અધર્મમાં પણ લૌકિક પ્રત્યક્ષ ન હોવાથી તેનો અભાવ સિધ્ધ થતો નથી, અધર્મમાં પણ અનુમાન અને શબ્દ પ્રમાણ છે. ॥૨૩॥

ધર્મ અને અધર્મ બન્ને જુદાજ શામાટે માનવા એકજ કેમ ન માનવા? ઉત્તર

## अर्थात्सिद्धिश्चेत्समानमुभयोः ॥ २४ ॥

અન્વિતપદાર્થઃ—(अर्थात्) એકને માનવાથી બીજાની (चेत्) જો (सिद्धिः) સિદ્ધિ થતી હોય તો (उभयोः) બન્નેમાં (समानम्) સમાનતા.

અર્થઃ—ધર્મનો અભાવરૂપજ અધર્મ છે, એમ માનવાથી અધર્મની પણ સિદ્ધિ થઇ જશે, એટલે જે ધર્મ ન હોય તે અધર્મ તેનો ઉત્તર એ છે કે ત્યારે અધર્મનો અભાવજ ધર્મ માનીએ, ધર્મ અલગ શામાટે

માનવો જોઇએ? માટે એમ માની શકાય નહીં. ધર્મ અને અધર્મ બન્ને જુદીજ વસ્તુઓ છે. એકને માનવાથી બન્નેની સિધ્ધિ થઇ શકે નહીં ॥ ૨૪ ॥

ધર્મ અને અધર્મ આદિ ધર્મો પુરૂષના માનવા કે અંતઃકરણનાં? જો પુરૂષના માનીએ તો તેને પરિણામી માનવો જોઇએ એ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

## अन्तःकरणधर्मत्वं धर्मादीनाम् ॥ २५ ॥

અન્વિતપદાર્થ:—(धर्मादीनाम्) ધર્મ આદિ (अन्तःकरणधर्मत्वम्) અંતઃકરણના ધર્મો છે.

અર્થ:—ધર્મ, અધર્મ, સુખ દુઃખ આદિ બુધ્ધિના ધર્મો છે, પુરૂષના નહીં પુરૂષમાં તો માત્ર તેનો ભોગ છે. એ વાત चिद्वसानो भोगः ૧-૧૦૪ સૂત્રમાં કહેવામાં આવ્યું છે ॥ ૨૫ ॥

ત્યારે શું આત્મામાં સુખ દુઃખનો બીલકુલ આભાસ પણ થતો નથી? ઉત્તર

## गुणादीनां च नात्यन्तबाधः ॥ २६ ॥

અન્વિતપદાર્થ:—(गुणादीनाम्) સત્વ આદિ ગુણો તથા તેમના ધર્મોનો (अत्यन्तबाधः) અત્યંત બાધ (न च) નથીજ

અર્થ:—સુખ દુઃખ આદિનો આત્મામાં અત્યંત અભાવ નથી, બુધ્ધિનો સંબંધ આત્મા સાથે છે, તેથી બુધ્ધિના જે સુખ દુઃખ આદિ ધર્મો છે તેનો આભાસ આત્મામાં પણ થાય છે. આત્મામાં સાક્ષાત્સુખ દુઃખ આદિ ધર્મોની ઉત્પત્તિ નથી. સ્ફટિક પાસે જો લાલ પુષ્પ રાખ્યું હોય તો સ્ફટિક પણ લાલ દેખાય છે, પણ ખરી રીતે જોતાં લાલ ગુણ સ્ફટિકનો નથી, પણ સ્ફટિકની સાથે સંબંધ રાખનાર જે લાલ ફુલ છે, તેનો છે, તેવીજ રીતે આત્મા સાથે સંબંધ રાખનારી બુધ્ધિના ધર્મો આત્મામાં ભાસે છે, માટે સુખ દુઃખાદિ ગુણોનો આત્મામાં આભાસ પણ નથી એમ કહી શકાય નહિ, અર્થાત્ ગુણોનો આત્મામાં અત્યંત અભાવ નથી ॥ ૨૬ ॥

સુખ દુઃખનો અભાવરૂપ નથી પણ એક અતિરિકત પદાર્થ છે, માટે સુખની સિધ્ધિ કરે છે.

**पञ्चावयवयोगात् सुखसंवित्तिः ॥ २७ ॥**

અન્વિતપદાર્થઃ—( **पञ्चावयवयोगात्** ) પાંચ અવયવોના સંબંધમાં ( **सुखसंवित्तिः** ) સુખના અન્વયનો નિશ્ચય થાય છે.

અર્થઃ—કોઇપણ પદાર્થ સમજવાને તથા સમજાવવાને પાંચ અવયવ વાકય ઉપયોગી છે. તે પાંચ અવયોનાં નામ આ પ્રમાણે છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણુ, ઉપનય અને નિગમન. સાધ્યવાળા સ્થાનનો નિર્દેશ કરનારૂં જે વાકય તે પ્રતિજ્ઞા, કારણ વાચક પાંચમી વિભકિતવાળું જે વાકય તે હેતુ, વ્યાપ્તિ બતાવનારૂં જે વાકય તે ઉદાહરણ, વ્યાપ્તિવાળા હેતુને બતાવનારૂં જે વાકય તે ઉપનય, હેતુ અને સાધ્યયુકત સ્થાનનો નિર્દેશ કરનારૂં જે વાકય તે નિગમન.

પર્વત અગ્નિવાળો છે, ( પ્રતિજ્ઞા ) ધૂમવાળો હોવાથી, ( હેતુ. ) જે જે ધૂમવાળું સ્થાન હોય તેતે અગ્નિવાળું હોય, જેમકે રસોડું, ( ઉદાહરણુ ) અગ્નિ નિરૂપિત વ્યાપ્તિ યુકત ધૂમવાળું આ સ્થાન છે, ( ઉપનય ) તેથી આ પર્વત અગ્નિવાળો છે, ( નિગમન ) આ પ્રકારનાં પાંચ વાકયોને અવયવ વાકયો કહેછે અને તે અનુમાન કરવામાં ઉપયોગી છે સુખનું અનુમાન ઉકત પાંચ વાકયોથી થાય છે. જેમકે **सुखं सत्, अर्थक्रियाकारित्वात्, यत् यत् अर्थक्रिया कारि तत् तत् सत्. तथाच सुखम्. तस्मात् सुखम् सत्** સુખ સત્ય છે, અર્થક્રિયાકારી હોવાથી, જે જે અર્થક્રિયા કારી હોય તેતે સત્ હોય છે, જેમકે ઘટ. તથા સુખ પણ અર્થક્રિયાકારી છે માટે સુખ પણ સત્ય છે. એથી સિધ્ધ થાય છે સુખ અભાવરૂપ નથી પણ એક અતિરિકત પદાર્થ છે. ॥ ૨૭ ॥

બે પદાર્થોને એક સાથે એકજ વખત જોવાથી તે બેની વ્યાપ્તિ બાંધી શકાતી નથી તે આ સૂત્રમાં સમજાવે છે.

**न सकृद् ग्रहणात् सम्बन्धसिद्धिः ॥ २८ ॥**

અન્વિતપદાર્થઃ—( **सकृत्** ) એક વખત ( **ग्रहणात्** ) જોવાથી ( **सम्बन्धसिद्धिः** ) વ્યાપ્તિની સિધ્ધિ થતી ( **न** ) નથી.

**અર્થ**:—બે પદાર્થોને એક વખત એકસાથે જોવાથી તેમની વ્યપ્તિ બંધાય નહીં કોઇ વખત દેવદત્તના ઘર ઉપર કાગડાને બેઠેલો જોઇ એવું અનુમાન બાંધી શકાય નહીં કે જે જે ઘર ઉપર કાગડો બેઠો હોય તેતે દેવદત્તનુંજ ઘર હોવું જોઇએ. ॥ ૨૮ ॥

હવે વ્યાપ્તિનું સ્વરૂપ બતાવે છે.

**नियतधर्मसाहित्यमुभयोरेकतरस्य वा व्याप्तिः ॥ २९ ॥**

અન્વિતપદાર્થ:—(**उभयोः**) સાધ્ય અને સાધનનો (**नियत धर्मसाहित्यम्**) નિશ્ચિત સહચાર (**व्याप्तिः**) વ્યાપ્તિ છે અને તે (**उभयोः**) બન્નેનો (**वा**) અથવા (**एकतरस्य**) એકનો છે.

અર્થ:—બે પદાર્થનો અવ્યભિચરિત જે સંબંધ છે તેને વ્યાપ્તિ કહે છે. ધૂમ અગ્નિ સિવાય કદિપણ થઇ શકતો નથી માટે ધૂમનો અગ્નિ સાથે અવ્યભિચરિત સંબંધ છે. એ વ્યાપ્તિ કોઇ ઠેકાણે સાધ્ય અને સાધન બન્નેમાં રહેછે અને કોઇ ઠેકાણે માત્ર સાધનમાંજ રહે છે. **पृथिवी गन्धवत्वात्** આ ઠેકાણે બન્નેમાં વ્યાપ્તિ છે. **गिरिर्वह्निमान् धूमात्** એ ઠેકાણે માત્ર ધૂમમાં જ વ્યાપ્તિ છે. જયારે બન્નેમાં વ્યાપ્તિ હોય છે ત્યારે સમવ્યાપ્તિ કહેવાય છે, અને જયારે એકમાં વ્યાપ્તિ હોય છે ત્યારે વિષમવ્યાપ્તિ કહેવાય છે. ॥ ૨૯ ॥

વ્યાપ્તિમાં પદાર્થાન્તરત્વનો નિષેધ કરે છે.

**न तत्त्वान्तरं वस्तुकल्पनाप्रसक्तेः ॥ ३० ॥**

અન્વિતપદાર્થ:—(**तत्वान्तरम्**) અવ્યભિચરિત સંબંધથી અતિરિકત વ્યાપ્તિ (**न**) નથી (**वस्तुकल्पनाप्रसक्तेः**) વસ્તુની કલ્પના કરવાથી

અર્થ:—અવ્યભિચરિત સંબંધ રૂપ જે વ્યાપ્તિ છે, તે સાધ્ય અને સાધનથી અતિરિકત નથી. જે વસ્તુઓ પ્રમાણસિધ્ધ છે તેમનાથીજ અર્થ સિદ્ધ થાય છે તો પછી તેમનાથી અતિરિકત માનવાની શી જરૂર છે ? ॥ ૩૦ ॥

હવે બીજા આચાર્યોનો મત કહે છે.

## निजशक्त्युद्भवमित्याचार्यः ॥ ३१ ॥

અન્વિતપદાર્થઃ—( **निजशक्त्युद्भवम्** ) પોતાની શકિતની પ્રકટતા ( **इति** ) એમ ( **आचार्याः** ) આચાર્યોનું માનવું છે.

અર્થઃ—કેટલાક આચાર્યો વ્યાપ્તિને વસ્તુની સ્વભાવિક શકિત માને છે અને તે શકિત સાધ્ય અને સાધનને સાથે જોવાથી પ્રકટ થાય છે. ॥ ૩૧ ॥
પંચશિખ આચાર્યનો મત બતાવે છે.

## आधेयशक्तियोग इति पञ्चशिखः ॥ ३२ ॥

અન્વિતપદાર્થઃ— ( **आधेयशक्तियोगः** ) આધેયની શકિતનેજ વ્યાપ્તિ ( **इति पञ्चशिखः** ) પંચશિખ આચાર્ય માને છે.

અર્થઃ—પંચશિખ આચાર્ય વ્યપ્તિનો જે આધાર છે તે આધારની આધરતાનેજ વ્યાપ્તિ કહે છે. ॥ ૩૨ ॥

## न स्वरूपशक्तिर्नियमः पुनर्वादप्रसक्तेः ॥ ३३ ॥

અન્વિતપદાર્થઃ—( **स्वरूपशक्तिः** ) સ્વરૂપ શકિત ( **नियमः** ) વ્યાપ્તિ ( **न** ) નહીં, ( **पुनर्वादप्रसक्तेः** ) પુનરુકિત દોષ આવવાથી.

અર્થઃ—પદાર્થનું જે સ્વરૂપ છે તેજ વ્યાપ્તિ નથી, અર્થાત અગ્નિ નિરૂપિત ધૂમમાં જે વ્યાપ્તિ છે તે ધૂમસ્વરૂપ નથી, જો ધૂમ સ્વરૂપ માનીએ તો પુનરુકિત દોષ આવે, જેમકે ધૂમ વ્યાપ્ય છે. એ પ્રયોગમાં ધૂમ વ્યાપ્યથી પુનરુકત થાય છે કારણ કે જે અર્થ ધૂમથી સમજાય છે તેજ અર્થ વ્યાપ્યથી સમજાય છે, માટે પુનરુકિત દોષ દૂર કરવા માટે વ્યાપ્તિને વ્યાપ્ય સ્વરૂપથી અતિરિકત માનવી જોઇએ. ॥ ૩૩ ॥

## विशेषणानर्थक्यप्रसक्तेः ॥ ३४ ॥

અર્થઃ—જો વ્યાપ્તિને વ્યાપ્ય સ્વરૂપ માનીએ તો વ્યાપ્યને વિશેષણ આપી શકાય નહીં, કારણ કે પુનરુકિત દોષ આવે છે. ઉદાહરણ ઉપરના સૂત્રમાં બતાવી આપ્યું છે.

**पल्लवादिष्वनुपपत्तेश्च ॥ ३५ ॥**

(**च**) અને (**पल्लवादिषु**) પાંદડાં આદિમાં (**अनुपपत्तेः**) અસિદ્ધિ થવાથી

અર્થ:—ઝાડ સાથે લાગેલાં પાંદડાંને જોઇ વૃક્ષનું અનુમાન થવાથી પાંદડાંમાં વૃક્ષનિરૂપિત વ્યાપ્ય જે પાંદડાં છે, તેમનામાં રહેલી વ્યાપ્તિ જો વ્યાપ્ય સ્વરૂપ એટલે પાંદડાં સ્વરૂપ હોય તો, રસ્તામાં પડેલાં પાંદડાથી પણ વૃક્ષનું અનુમાન થવું જોઇએ, પણ એ પાંદડાથી વૃક્ષનું અનુમાન થતું નથી માટે વ્યાપ્તિ વ્યાપ્યસ્વરૂપ નથી. જો આધેયશકિતને વ્યાપ્તિ માનીએ તો ઉકતદોષ આવતો નથી કારણ કે રસ્તામાં પડેલાં પાંદડાં વૃક્ષનાં આધેય ન હોવાથી તેમાં વ્યાપ્તિ નથી અને તેથી અનુમાન થતું નથી, માટે વ્યાપ્યથી વ્યાપ્તિને અતિરિકત માનવી જોઇએ. ॥ ૧૩૫ ॥

**आधेयशक्तिसिद्धौ निजशक्तियोगः समानन्यायात् ॥ ३६ ॥**

અન્વિત પદાર્થ:—(**आधेयशक्तिसिद्धौ**) આધેય શકિત વ્યાપ્તિરૂપે સિધ્ધ થવાથી (**निजशक्तियोगः**) નિજ શકિત સ્વરૂપ વ્યાપ્તિ પણ સિધ્ધ થાય છે. (**समानन्यायात्**) બન્નેમાં સમાનયુકિત હોવાથી

અર્થ:—આધેયશકિત અને નિજશકિત બંન્નેનો એકજ અર્થ છે, માટે અધેય શકિતરૂપ વ્યાપ્તિ થવાથી નિજ શકિતરૂપ વ્યાપ્તિ પણ સિધ્ધ થાય છે. આધેય શકિતરૂપ વ્યાપ્તિ માનવામાં આવેછે, તેજ યુકિતએ નિજ-શકિતરૂપ વ્યાપ્તિ માનવામાં છે, માટે બંન્નેમાં એક સરખોજ ન્યાય છે. ॥૩૬॥

હવે શબ્દ અને અર્થના સંબંધનો વિચાર કરે છે.

**वाच्यवाचकभावः सम्बन्धः शब्दार्थयोः ॥ ३७ ॥**

અન્વિતપદાર્થ:—(**शब्दार्थयोः**) શબ્દ અને અર્થનો (**वाच्यवाचकभावः**) વાચ્યવાચકભાવ (**सम्बन्धः**) સંબંધ છે.

અર્થ:— શબ્દ અને અર્થનો વાચ્યવાચકભાવ સંબંધ છે. શબ્દ વાચક છે અને અર્થ વાચ્ય છે. શબ્દમાં વાચકતા શકિત અને અર્થમાં વાચ્યતા શકિત છે, એ શકિતજ બન્નેનો સંબંધ છે. અમુક શબ્દનો

અમુકજ અર્થ છે એવા જ્ઞાનથી અર્થનું સ્મરણ થાય છે. જો ગાય શબ્દનો અર્થ અમુક પશુ છે, એવું જ્ઞાન પ્રથમ ન હોયતો ગાય શબ્દથી ગાયરૂપ અર્થનું ભાન થાય નહીં. શબ્દ અને અર્થનો જે સંબંધ છે તે સંયોગ કે તાદાત્મ્ય નથી, પણ વાચકતા કે વાચ્યતા રૂપજ છે. ॥ ૩૭ ॥

હવે સંબંધ જ્ઞાનનો ઉપાય બતાવે છે.

## त्रिभिः सम्बन्धसिद्धिः ॥ ३८ ॥

અન્વિતપદાર્થઃ--( **त्रिभिः** ) ત્રણ ઉપયોગથી ( **सम्बन्धसिद्धिः** ) સંબંધનું જ્ઞાન થાય છે.

અર્થ.—આપ્ત પુરૂષના વાકયથી, વિદ્વાન્ પુરૂષોના વ્યવહારથી અને પ્રસિધ્ધપદના સામાનાધિકરણ્યથી શબ્દ અને અર્થના સંબંધનું જ્ઞાન થાય છે. યથાર્થજ્ઞાનીને આપ્ત કહે છે, તેના ઉપદેશથી શબ્દાર્થનું જ્ઞાન થાય છે, જેને ગાય શબ્દના અર્થનું જ્ઞાન નથી તે માણસ ગાય શબ્દના અર્થને જાણનાર માણસોના વ્યવહારથી જાણી શકે છે કે અમુક અર્થનું નામ ગાય છે. "કમળમાં મધુકર રસ ચુસે છે" આ ઉદાહરણમાં કમળ સાથે મધુકરનો સંબંધ હોવાથી મધુકરનો અર્થ ભ્રમર થાય છે એવું જ્ઞાન થાયછે. કારણ કે ભ્રમર સિવાય કમળનો રસ બીજો કોણ ચુસી શકે? ॥ ૩૮ ॥

કેટલાક વિદ્વાનો માને છે કે, વિદ્વાન્ પુરૂષોના વ્યવહારથી જે શકિત જ્ઞાન થાય છે તે તો ક્રિયાવિશિષ્ટજ અર્થમાં થાય છે. તેઓના મતનું ખંડન કરે છે.

## न कार्ये नियम उभयथा दर्शनात् ॥ ३९ ॥

અન્વિતપદાર્થઃ—( **उभयथादर्शनात्** ) કાર્ય અને અકાર્ય બન્નેમાં શકિતજ્ઞાન થવાથી ( **कार्ये** ) કાર્યમાંજ એટલે ક્રિયાવિશિષ્ટમાંજ શકિત છે એવો ( **नियमः** ) નિયમ ( **न** ) નથી

અર્થઃ—ગાય લાવ, ગાય લઇજા. ઇત્યાદિ વ્યવહારથી જે શકિત જ્ઞાન થાય છે, તે શકિત લાવવારૂપ ક્રિયાવિશિષ્ટજ ગાયમાં થાય છે એવો

કોઇ નિયમ નથી. ક્રિયારહિત ગાયમાં પણ શકિતજ્ઞાન થાય છે, માટે વિદ્વાન પુરૂષોના વ્યવહારથી જે શકિતજ્ઞાન થાય છે તે શકિત કાર્યમાં અને અકાર્યમાં પણ છે સંક્ષેપ શારીરક ભાષ્યમાં સર્વજ્ઞાત્મમુનિ પણ લખે છે કે

**तस्मादसंगतमिदं यदुशन्ति केचित् ।**
**कार्यान्वितार्थविषयैव तु शब्दशक्तिः ॥**
**तत्र प्रयोगमभिवीक्ष्य तथा प्रतीतिः ।**
**कल्प्येति वर्णितनिजेष्टविघातहेतोः ॥ १-३५६**

ભાવાર્થ ઉપર બતાવ્યો છે. ॥ ૩૯ ॥

હવે વૈદિક શબ્દશકિતના જ્ઞાનનો પ્રકાર બતાવે છે.

**लोके व्युत्पन्नस्य वेदार्थप्रतीतिः ॥ ४० ॥**

અન્વિતપદાર્થ:—( **लोके** ) લૌકિક સંસ્કૃત ભાષામાં ( **व्युत्पन्नस्य** ) વ્યુત્પન્ન પુરૂષને ( **वेदार्थप्रतीतिः** ) વેદાર્થનું જ્ઞાન થાય છે.

અર્થ:—લૌકિક સંસ્કૃત શબ્દોની વ્યુત્પત્તિ જેને સારી રીતે આવડે છે, તથા જેણે શબ્દ શકિતનું જ્ઞાન ઉત્તમ રીતે મેળવ્યું છે તેને વેદના અર્થનું જ્ઞાન થઇ શકે છે. લૌકિક સંસ્કૃત શબ્દોની તથા વૈદિક સંસ્કૃત શબ્દોની શકિત એકજ પ્રકારની છે. શબ્દ શકિત જાણવાના જે ઉપાયો લૌકિક ભાષામાં છે તેજ ઉપાયો વૈદિક ભાષામાં છે. ॥ ૪૦ ॥

હવે ઉકત સૂત્રમાં પૂર્વપક્ષકારની શંકા બતાવે છે.

**न त्रिभिरपौरुषेयत्वाद्वेदस्य तदर्थस्यातीन्द्रियत्वात् ॥ ४१ ॥**

( **त्रिभिः** ) આપ્ત પુરૂષના વાકયથી, વિદ્વાન્ પુરૂષોના વ્યવહારથી અને પ્રસિદ્ધપદના સામાનાધિકરણ્યથી ( **न** ) વૈદિક શબ્દોની શકિતનું જ્ઞાન થતું નથી. ( **वेदस्य** ) વેદ ( **अपौरुषेयत्वात्** ) અપૌરુષેય હોવાથી અને ( **तदर्थस्य** ) તેના અર્થો ( **अतीन्द्रियत्वात्** ) અતીન્દ્રિય હોવાથી.

અર્થ:—સૂત્ર ૩૮ માં બતાવેલા શક્તિજ્ઞાનના ત્રણ ઉપાયોથી વૈદિક શબ્દોની શક્તિ જાણી શકાતી નથી, કારણ કે વેદ અપૌરુષેય હોવાથી તે આપ્ત પુરૂષનો ઉપદેશ હોય શકે નહિ, અને વેદના અર્થો અતીન્દ્રિય હોવાથી તેમાં વિદ્વાનોનો વ્યવહાર અને પ્રસિદ્ધ પદનું સામાનાધિકરણ્ય પણ સંભવી શકે નહી; માટે લોકવ્યુત્પન્ન પુરૂષને વેદના અર્થનું જ્ઞાન થઈ શકે છે એ કથન અસંગત છે. ॥ ૪૧ ॥

હવે ઉક્ત શંકાનું સમાધાન કરે છે. વેદના બધા અર્થો અતીન્દ્રિય છે એ મતનું પ્રથમ ખંડન કરે છે.

**न, यज्ञादेः स्वरूपतो धर्मत्वं वैशिष्ट्यात् ॥ ४२ ॥**

અન્વિતપદાર્થ:—(**न**) ઉક્ત શંકા ઠીક નથી, (**यज्ञादेः**) યજ્ઞ આદિ (**स्वरूपतः**) સ્વરૂપે જ (**धर्मत्वम्**) ધર્મ છે (**वैशिष्ट्यात्**) પ્રકૃષ્ટ ફળદાયક હોવાથી.

અર્થ:—વેદના સર્વ અર્થો અતીન્દ્રિય હોવાથી શક્તિજ્ઞાન થઇ શકતું નથી એ જે શંકા કરી તે ઠીક નથી કારણ કે, વેદપ્રતિપાદિત યજ્ઞ યાગ આદિ પ્રત્યક્ષ છે અને યજ્ઞ યાગ આદિ પોતે જ ધર્મ છે. યજ્ઞજન્ય અતીન્દ્રિય અપૂર્વનામક કોઇ પદાર્થ નથી, માટે યજ્ઞ યાગાદિ જ ધર્મ હોવાથી ધર્મ અતીન્દ્રિય નથી. ॥ ૪૨ ॥

હવે બીજી શંકાનું સમાધાન કરે છે.

**निजशक्तिर्व्युत्पत्त्या व्यवच्छिद्यते ॥ ४३ ॥**

અન્વિતપદાર્થ:—(**निजशक्तिः**) સ્વાભાવિક શક્તિ (**व्युत्पत्त्या**) વ્યુત્પત્તિથી (**व्यवच्छिद्यते**) સમજાવી શકાય છે.

અર્થ:—વેદ અપૌરુષેય હોવા છતાં પણ વૈદિક શબ્દની જે સ્વાભાવિક એટલે નિત્ય શક્તિ છે તેને ઋષિ મહર્ષિઓ વ્યુત્પત્તિ દ્વારા શિષ્યોને સમજાવી શકે છે, માટે વેદને કોઇ પુરૂષ વિશેષનો ઉપદેશ માનવાની જરૂર નથી. ॥ ૪૩ ॥

વેદના બધા અર્થો ભલે અતીન્દ્રિય ન હોય પણ જે જે અતીન્દ્રિય અર્થો છે તેમાં શક્તિગ્રહ કેવી રીતે થશે ?

**योग्यायोग्येषु प्रतीतिजनकत्वात् तत्सिद्धिः ॥ ४४ ॥**

અન્વિતપદાર્થઃ—( **योग्यायोग्येषु** ) પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ પદાર્થોમાં ( **प्रतीतिजनकत्वात्** ) પદનિષ્ઠ પ્રતીતિજનકત્વ રૂપ સામાન્ય ધર્મથી ( **तत्सिद्धिः** ) શક્તિજ્ઞાનની સિદ્ધિ થઇ શકે છે.

અર્થ:—જેટલાં પદો છે તે બધાં અર્થજ્ઞાનનાં ઉત્પાદક હોય છે, માટે પદોમાં ( શબ્દોમાં ) પ્રતીતિજનકત્વ રૂપ સામાન્ય ધર્મ છે, તેથી સામાન્ય ધર્મરૂપે સર્વ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ અર્થોનો બોધ વૈદિક પદોથી થઇ શકે છે. જે અર્થો અતીન્દ્રિય છે તેમનું અનુમાનદ્વારા તથા યોગજ ધર્મદ્વારા વિશેષરૂપે પણ શક્તિજ્ઞાન થઇ શકે છે. ઉદાહરણ તરીકે જેમકે આત્મા. આત્મા એ પદ અમુક અર્થનું અવશ્ય વાચક છે, પછી પરાર્થત્વાદિ અનુમાનથી આત્માનો અર્થ ચેતન છે એમ નિર્ણય કરવામાં આવે છે. એ પ્રમાણે આત્મા શબ્દનો ખાસ વિશેષ અર્થમાં શક્તિગ્રહ થાય છે. ॥ ૪૪ ॥

હવે જે લોકો એમ માને છે કે વેદ કદિપણ ઉત્પન્ન થયા નથી, તેથી નિત્ય છે તેઓના મતનું ખંડન કરે છે.

**न नित्यत्वं वेदानां कार्यत्वश्रुतेः ॥ ४५ ॥**

અન્વિતપદાર્થ:—( **कार्यत्वश्रुतेः** ) કાર્ય હોવાથી ( **वेदानाम्** ) વેદોની ( **नित्यत्वम्** ) નિત્યતા ( **न** ) નથી.

અર્થ:—"**तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे यजुः**" ३१-९ "એ પરમાત્માથી ઋગાદિ ચારે વેદો ઉત્પન્ન થયા." ઇત્યાદિ મંત્રોથી સ્પષ્ટ જણાય છે કે વેદોની ઉત્પત્તિ છે. જેની ઉત્પત્તિ હોય છે તે નિત્ય હોય શકે નહિ માટે વેદ કાર્ય છે. ॥ ૪૫ ॥

હવે વેદ પૌરુષય કેમ નથી, તેનો વિચાર કરે છે.

**न पौरुषेयत्वं तत्कर्त्तुः पुरुषस्याभावात् ॥ ४६ ॥**

અન્વિતપદાર્થ:—( **तत्कर्त्तुः** ) વેદનો રચનાર (**पुरुषस्य**) કોઇ જીવાત્મા (**अभावात्**) ન હોવાથી ( **पौरुषेयत्वम्** ) પૌરૂષેય (**न**) નથી.

અર્થ:—વેદોનો રચનાર કોઇ જીવાત્મા ન હોવાથી તે પૌરૂષેય એટલે પુરૂષના રચેલા નથી. વેદોમાં પ્રકૃતિ, આત્મા આદિ અતીન્દ્રિય પદાર્થોનું વર્ણન આવેછે, તેનું જ્ઞાન અલ્પજ્ઞ જીવાત્મામાં ન હોવાથી કોઇ પણ જીવાત્મા વેદનો રચનાર નથી ॥ ૪૬ ॥

બીજો હેતુ આપે છે.

**मुक्तामुक्तयोरयोग्यत्वात् ॥ ४७ ॥**

અન્વિતપદાર્થ:—(**मुक्तामुक्तयोः**) મુકત અને બદ્ધમાં (**अयोग्यत्वात्**) અયોગ્યતા હોવાથી.

અર્થ:—મુકત જીવમાં અને બદ્ધ જીવમાં વેદ બનાવવાની યોગ્યતા ન હોવાથી બદ્ધ કે મુક્ત જીવ વેદનો રચનાર થઇ શકે નહીં. ભાવાર્થ એ છે કે જીવાત્મા બદ્ધ છે તે અજ્ઞાની હોવાથી વેદ કેવી રીતે બનાવી શકે ? અને મુક્ત જીવાત્મા શરીર રહિત હોવાથી વેદનો રચનાર કેવી રીતે થઇ શકે ? વળી બીજી શંકા એ છે કે વિવેકજ્ઞાનથી મુક્ત થવાય છે અને તે વિવેકજ્ઞાન વેદમાંથી મેળવાય છે. વેદની ઉત્પત્તિમાં મુક્તાત્મા કારણ, મુક્ત થવામાં વિવેકજ્ઞાન કારણ અને વિવેકજ્ઞાન થવામાં વેદ કારણ; એ પ્રમાણે ચક્રક નામનો દોષ આવે છે; માટે વેદ પૌરુષેય નથી. ॥ ૪૭ ॥

હવે વેદ નિત્ય છે કે અનિત્ય તેની ઉપર વિચાર કરે છે.

**नापौरुषेयत्वान्नित्यत्वमङ्कुरादिवत् ॥ ४८ ॥**

અન્વિતપદાર્થ:—(**अपौरुषेयत्वात्**) પૌરૂષેય ન હોવાથી (**नित्यत्वम्**) નિત્યતા (**न**) સિદ્ધ થતી નથી ( **अङ्कुरादिवत्** ) અંકુરાદિ પેઠે.

અર્થ:—જેમ અંકુરો પુરુષનિર્મિત ન હોવા છતાં નિત્ય ઠરતાં નથી, તેમ વેદો અપૌરુષેય હોવા છતાં નિત્ય ઠરતા નથી. આજ અધ્યાયના ૪—૫ સૂત્રમાં વેદની ઉત્પત્તિ બતાવી છે. વેદનો રચનાર કોઇ જીવાત્મા ન હોવા છતાં સર્વજ્ઞ અને સર્વ કર્ત્તા ઇશ્વરે વેદો બનાવ્યા છે. જીવાત્માની અપેક્ષાએ વેદને અપૌરુષેય કહ્યા છે. પ્રત્યેક સૃષ્ટિની શરૂઆતમાં વેદ ઉત્પન્ન થાયછે, માટે વેદ અનિત્ય છે પણ પ્રવાહરૂપે તો તે નિત્ય છે. સાંખ્ય મતમાં કોઇપણ વસ્તુનો અત્યન્ત નાશ થતોજ નથી માત્ર આવિર્ભાવ તિરોભાવ જ થયા કરેછે માટે વેદના પણ આવિર્ભાવ તિરોભાવ થયા કરેછે. ॥ ૪૮ ॥

જેમ વેદનો કર્ત્તા કોઇ જીવાત્મા નથી તેમ અંકુરાદિનો કર્ત્તા પણ કોઇ જીવાત્મા નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**तेषामपि तद्योगे दृष्टबाधादिप्रसक्तिः ॥ ४९ ॥**

અન્વિતપદાર્થ:—( **तेषाम्** ) અંકુરાદિને ( **अपि** ) પણ ( **तद्योगे** ) મનુષ્યકર્તૃકત્વનો સંબંધ માનવામાં આવે તો ( **दृष्टबाधादिप्रसक्तिः** ) દૃષ્ટબાધ આદિ દોષોની પ્રાપ્તિ થશે.

અર્થ:—અંકુરાદિમાં મનુષ્યકર્તૃકત્વનો સાક્ષાત્ બાધ છે, કારણ કે તેમનો કર્ત્તા કોઇપણ મનુષ્ય જોવામાં આવતો નથી. જો મનુષ્ય કર્તા હોય તો તે શરીરી હોવાથી દૃષ્ટિગોચર થવો જોઇએ, પણ થતો નથી માટે અંકુરાદિ અમનુષ્યકર્તૃક છે. ॥ ૪૯ ॥

હવે પૌરૂષેયત્વ અને અપૌરૂષેયત્વ જાણવાનો પ્રકાર બતાવે છે.

**यस्मिन्नदृष्टेऽपि कृतबुद्धिरुपजायते तत्पौरुषेयम् ॥ ५० ॥**

અન્વિતપદાર્થ:—( **यस्मिन्** ) જે ( **अदृष्टे** ) અદૃષ્ટમાં ( **अपि** ) પણ ( **कृतबुद्धिः** ) કાર્યજ્ઞાન ઉત્પન્ન થાય ( **तत्** ) તે ( **पौरुषेयम्** ) પૌરુષેય જાણવું.

અર્થ:—કર્ત્તા અદૃષ્ટ હોય છતાં પણ કોઇ ગ્રન્થ જોવાથી એમ માલુમ પડે કે આનો રચનાર કોઇ બુદ્ધિમાન્ પુરૂષ અવશ્ય છે તો, તેને

પૌરુષેય જાણવો. મહાભારત રામાયણ આદિ જોવાથી એમ નિઃસંદેહ પ્રતીતિ થાયછે કે આનો રચનાર કોઈ બુદ્ધિમાન્ માણસ છે માટે તે પૌરુષેય છે. વેદ જોવાથી એવી પ્રતીતિ થતી નથી કે આનો રચનાર કોઇ પુરુષ છે માટે તે અપૌરુષેય છે, કારણ કે વેદ પ્રતિપાદિત અતીન્દ્રિય વિષયોનું યથાર્થજ્ઞાન મનુષ્યમાં સંભવી શકે નહિ ॥ ૫૦ ॥

હવે વેદના સ્વતઃપ્રામાણ્યનો વિચાર કરે છે.

**निजशक्त्यभिव्यक्तेः स्वतः प्रामाण्यम् ॥ ५१ ॥**

અન્વિતપદાર્થઃ—( **निजशक्त्यभिव्यक्तेः** ) પોતાની સ્વાભાવિક શક્તિની અભિવ્યક્તિથી ( **स्वतः प्रामाण्यम्** ) વેદનું પ્રામાણ્ય સ્વતઃ છે.

અર્થઃ—વેદની જ્ઞાનજનક સામગ્રી રૂપ સ્વાભાવિક શકિતથી જ વેદનું પ્રામાણ્ય ઉત્પન્ન થાય છે માટે વેદ સ્વતઃ પ્રમાણ છે, એટલે વેદના જ્ઞાનની સત્યતા માટે કોઇ અન્ય ગ્રન્થની અપેક્ષા રાખવી પડતી નથી. જેમ સૂર્યને પ્રકાશિત થવામાં કોઇ પ્રકાશાન્તરની જરૂર પડતી નથી તેમ વેદના પ્રામાણ્યને ગ્રન્થાન્તરની જરૂર પડતી નથી માટે વેદ સ્વતઃ પ્રમાણ છે. ॥ ૫૧ ॥

હવે અસત્ખ્યાતિનું ખંડન કરે છે.

**नासतः ख्यानं नृशृङ्गवत् ॥ ५२ ॥**

અન્વિતપદાર્થઃ—( **नृशृङ्गवत्** ) નરશૃંગ પેઠે ( **असत** ) અવિદ્યમાન પદાર્થની ( **ख्यानम्** ) પ્રતીતિ ( **न** ) થતી નથી.

અર્થઃ—નરશૃંગ અવિદ્યમાન હોવાથી જેમ તેની પ્રતીતિ થતી નથી તેમ અવિદ્યમાન વસ્તુની કદિપણ પ્રતીતિ થતી નથી.

છીપમાં જ્યારે રૂપાનો ભ્રમ થાય છે ત્યારે છીપમાં "આ રૂપું છું" એવું અસત્ય જ્ઞાન થાયછે. એવે સ્થળે કેટલાક વિદ્વાનો માને છે કે છીપમાં જે રૂપાનો અત્યંતાભાવ છે તે જ રૂપું અસત્ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. સાંખ્યશાસ્ત્રકાર માને છે કે છીપમાં રૂપાનો અત્યન્ત અભાવ હોવાથી અસત્ રૂપું ભ્રમજ્ઞાનને ઉત્પન્ન કરી શકે નહિ. ॥ ૫૨ ॥

હવે સત્ખ્યાતિનું ખંડન કરે છે.

**न सतो बाधदर्शनात् ॥ ५३ ॥**

અન્વિતપદાર્થ:—(**सतः**) સત્યથી (**न**) જ્ઞાન થતું નથી (**बाधदर्शनात्**) બાધ થવાથી.

અર્થ:—છીપમાં "આ રૂપું છે." એ જે જ્ઞાન થાય છે, તેને સત્ય રૂપું પણ ઉત્પન્ન કરતું નથી કારણ કે, જો સત્ય રૂપાએ ઉત્પન્ન કર્યું હોય તો તેનો બાધ થવો ન જોઇએ. ઉક્ત સ્થળે તો "આ રૂપું નથી" એવો બાધ પછીથી થાય છે, રૂપાનો વિષય કરનારૂં "આ રૂપું છે" એવું જ્ઞાન અસત્ય કેમ થઇ શકે? ॥ ૫૩ ॥

હવે અનિર્વચનીય ખ્યાતિનું ખંડન કરે છે.

**नानिर्वचनीयस्य तदभावात् ॥ ५४ ॥**

અન્વિતપદાર્થ:—(**तदभावात्**) તેનો અભાવ હોવાથી (**अनिर्वचनीयस्य**) સત્ અને અસત્થી વિલક્ષણની પ્રતીતિ (**न**) થતી નથી.

અર્થ:—જો કહો કે ઉક્ત સ્થળે સત્ય અને અસત્યથી જે જુદા જ પ્રકારનું અનિર્વચનીય રૂપું છે તે જ અસત્ય જ્ઞાનને ઉત્પન્ન કરે છે તો તે ઠીક નથી કારણ કે એવો અનિર્વચનીય કોઇ પદાર્થ જ નથી, માટે અનિર્વચનીય ખ્યાતિ પણ નથી. ॥ ૫૪ ॥

**नान्यथाख्यातिः स्ववचोव्याघातात् ॥ ५५ ॥**

અન્વિતપદાર્થ:—(**स्ववचोव्याघातात्**) પોતાના વચનમાં જ વિરોધ આવવાથી (**अन्यथाख्यातिः**) અન્યથા ખ્યાતિ (**न**) નથી.

અર્થ:—"આ રૂપું છે" એવા જ્ઞાનમાં છીપ પોતે જ રજતસ્વરૂપે ભાસી શકતી નથી. અન્ય વસ્તુ અન્ય આકારે ભાસતી નથી એમ એક વખત માની, ભ્રમ સ્થળમાં અન્ય વસ્તુ અન્ય આકારે ભાસે છે એમ

માનવું એ પોતાનું વચન પોતાના જ વચનનું ખંડન કરતું હોવાથી સ્વવચોવ્યાઘાત નામક દોષ આવે છે, માટે અન્યથાખ્યાતિ પણ માનવી યોગ્ય નથી. ॥ ૫૫ ॥

હવે પોતાનો મત બતાવે છે.

**सदसत्ख्यातिर्बाधाबाधात् ॥ ५६ ॥**

અન્વિતપદાર્થ:—( **बाधाबाधात्** ) બાધ થાય છે અને બાધ નથી પણ થતો તેથી ( **सदसत्ख्यातिः** ) સદસત્ખ્યાતિ છે.

અર્થ:—ઉકત સ્થળમાં "આ રૂપું છે" એ જ્ઞાન પુરોવર્ત્તી પદાર્થનો વિષય કરે છે તેથી સત્ છે, અને દુકાનમાં રૂપું સત્ય છે તેના સંસર્ગનો આ ઠેકાણે વિષય કરે છે તેથી અસત્ છે, માટે છીપમાં "આ રૂપું છે" એ જ્ઞાનને સદસત્ખ્યાતિ માનવી એ જ યોગ્ય છે. ॥ ૫૬ ॥

હવે શબ્દ ઉપર વિચાર કરે છે.

સંસ્કૃત વૈયાકરણો કખાદિ વર્ણોથી અતિરિકત એક અખંડ શબ્દ માને છે અને તેજ અર્થબોધક હોવાથી તેને તેઓ સ્ફોટ નામ આપેછે. "**स्फुटति अर्थो यस्मात् स स्फोटः**" જેનાથી અર્થનો સ્ફોટ એટલે બોધ થાય તે સ્ફોટ" એ પ્રમાણે તેની વ્યુત્પત્તિ કરે છે. સાંખ્ય શાસ્ત્રકાર સ્ફોટનામક શબ્દને માનતા નથી માટે લખે છે કે–

**प्रतीत्यप्रतीतिभ्यां न स्फोटात्मकः शब्दः ॥ ५७ ॥**

અન્વિતપદાર્થ:—( **प्रतीत्यप्रतीतिभ्याम्** ) પ્રતીતિ થવાથી અને ન થવાથી ( **स्फोटात्मकः** ) સ્ફોટ સ્વરૂપ ( **शब्दः** ) શબ્દ (**न**) નથી.

અર્થ:—"ઘટ" એ શબ્દમાં જે વર્ણો અનુક્રમે ગોઠવાયા છે તેનાથીજ અર્થનું જ્ઞાન થાય છે. તમે માનેલા સ્ફોટનામક શબ્દથી નહીં, માટે સ્ફોટનામક **घ्, अ, ट्, अ** એ ચાર વર્ણોથી જુદો અખંડ કોઇ શબ્દ નથી. જો કે **घ्** આદિ પ્રત્યેક વર્ણમાં ઘટરૂપ અર્થને જણાવવાની શકિત નથી પણ, ઉકત ચાર વર્ણોથી શબ્દાર્થના સંબંધનું સ્મરણ થાય છે અને તેથી પદાર્થનું જ્ઞાન થાય છે એમ માનવામાં કશો દોષ આવતો નથી. ॥ ૫૭ ॥

હવે શબ્દની નિત્યતા અનિત્યતા ઉપર વિચાર કરે છે.

**न शब्दनित्यत्वं कार्यताप्रतीतेः ॥ ५८ ॥**

અન્વિતપદાર્થ:—( **कार्यताप्रतीतेः** ) કાર્ય હોવાથી ( **शब्दनित्यत्वम्** ) શબ્દ નિત્ય (**न**) નથી.

અર્થ:—ગ ઉત્પન્ન થયો, ગ નષ્ટ થયો એવી પ્રતીતિ થવાથી શબ્દ કાર્ય છે એવું અનુમાન થાય છે અને કાર્ય હોવાથી શબ્દ નિત્ય નથી, જો નિત્ય હોય તો તેમાં ઉત્પત્તિ કે નાશનું જ્ઞાન ન થવું જોઇએ. ॥ ૫૮ ॥

શબ્દને નિત્ય માનનારાઓની શંકા બતાવે છે.

**पूर्वसिद्धसत्त्वस्याभिव्यक्ति र्दीपेनेव घटस्य ॥ ५९ ॥**

અન્વિતપદાર્થ:—( **दीपेन इव** ) જેમ દીવાથી ( **घटस्य** ) ઘડાની અભિવ્યક્તિ થાય છે તેમ ( **पूर्वसिद्धसत्त्वस्य** ) પૂર્વથી જ જેની સત્તા હતી તે જ શબ્દની ( **अभिव्यक्तिः** ) અભિવ્યક્તિ થાય છે.

અર્થ:—શબ્દની ઉત્પત્તિ નથી, પણ જે શબ્દ વિદ્યમાન હોય છે તેની જ અભિવ્યક્તિ એટલે પ્રકટતા થાય છે. જેમ અંધકારમાં ઘડો વિદ્યમાન જ હોય છે પણ અંધારાને લઇ દેખાતો નથી અને દીવો કરવાથી દેખાય છે, તેમ વિદ્યમાન શબ્દ જ પ્રકટ થાય છે માટે શબ્દ અનિત્ય નથી, કિન્તુ નિત્ય છે. ॥ ૫૯ ॥

હવે એ શંકાનો ઉત્તર આપે છે.

**सत्कार्यसिद्धान्तश्चेत्सिद्धसाधनम् ॥ ६० ॥**

અન્વિતપદાર્થ:—( **चेत्** ) જો ( **सत्कार्यसिद्धान्तः** ) સત્કાર્યના સિદ્ધાંત પ્રમાણે માનતા હો તો ( **सिद्धसाधनम्** ) સિદ્ધનું જ સાધન છે.

અર્થ:—જો તમે અનાગત ( ભાવિ ) અવસ્થા છોડી કાર્યનું વર્તમાન અવસ્થામાં આવવું એને જ અભિવ્યક્તિ કહેતા હો તો તે સત્કાર્યવાદ થયો અને તે પ્રમાણે તો અમે સર્વ પદાર્થને નિત્ય માનીએ છીએ માટે એવી રીતે શબ્દની નિત્યતા અમને ઇષ્ટ છે, પણ જો તમે માનતા હો કે, શબ્દ તો સર્વથા વિદ્યમાન જ છે, માત્ર તેનું જ્ઞાન થવું

એ જ અભિવ્યક્તિ છે, તો તે ઠીક નથી. કારણ કે, શબ્દની ઉત્પત્તિ અને વિનાશ પ્રત્યક્ષ સિદ્ધ છે. શબ્દ ઉત્પન્ન કરવામાં પ્રયત્ન પણ કરવો પડે છે, જો તે સર્વથા વિદ્યમાન જ હોય તો તેની ઉત્પત્તિ માટે પ્રયત્ન શા સારૂ જોઇએ ? માટે શબ્દ સર્વથા અત્યન્ત નિત્ય નથી. ॥ ૬૦ ॥

હવે અદ્વૈત મતનું નિરાકરણ કરે છે.

## नाद्वैतमात्मानो लिङ्गात् तद्भेदप्रतीतेः ॥ ६१ ॥

અન્વિતપદાર્થ:—( **लिङ्गात्** ) સુખ દુઃખ આદિ હેતુઓથી ( **तद्भेद-प्रतीतेः** ) આત્મામાં ભેદજ્ઞાન થવાથી ( **आत्मनः** ) આત્માનું ( **अद्वैतम्** ) અદ્વૈત (**न**) નથી.

અર્થ:—કોઇ સુખી, કોઇ દુઃખી, કોઈ બાળક, કોઈ જુવાન અને કોઇ ઘરડો હોવાથી જણાય છે કે આત્મા એક જ નથી. જો આત્મા એક જ હોત તો સર્વત્ર એક જ પ્રકાર હોત, પણ એમ જોવામાં આવતું નથી માટે આત્માઓ અનેક છે. ॥ ૬૧ ॥

જડ સાથે પણ આત્માનું અદ્વૈત નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## नानात्मनापि प्रत्यक्षबाधात् ॥ ६२ ॥

અન્વિતપદાર્થ:—( **प्रत्यक्षबाधात्** ) પ્રત્યક્ષ બાધ હોવાથી (**अनात्मना**) જડ સાથે ( **अपि** ) પણ (**न**) અદ્વૈત એટલે એકતા નથી.

અર્થ:—ઘટ પટાદિ જડ પદાર્થોમાં સુખ દુઃખનો ભોગ જોવામાં આવતો નથી, અર્થાત્ ઘડો સુખી, દુઃખી, જ્ઞાની કે મૂર્ખ છે એવું કોઇને પણ જ્ઞાન થતું નથી, માટે ઘટાદિ જડ પદાર્થો સાથે પણ આત્માની એકતા નથી. ॥ ૬૨ ॥

## नोभाभ्यां तेनैव ॥ ६३ ॥

અન્વિતપદાર્થ:—( **उभाभ्याम्** ) સજાતીય અને વિજાતીય સાથે ( **तेन** ) ઉપર બતાવેલા હેતુદ્વયથી ( **एव** ) જ (**न**) એકતા નથી.

અર્થ:—જડ સાથે પ્રત્યક્ષ બાધ જોવાથી અને આત્માઓમાં સુખ દુઃખાદિનું વૈષમ્ય જોવાથી આત્મામાં સજાતીય કે વિજાતીય અદ્વૈત નથી. ॥ ૬૩ ॥

તો પછી "आत्मैवेदं सर्वम्" આ બધું આત્મા જ છે ( છાંદો-ગ્ય ૭–૨૫ ૨ ) ઇત્યાદિ આર્ષ વાકયનો અર્થ શો ?

ઉત્તરઃ—

**अन्यपरत्वमविवेकानां तत्र ॥ ६४ ॥**

અન્વિતપદાર્થઃ—( **तत्र** ) ઉક્ત વાકયમાં જે અદ્વૈત કહ્યું છે તે ( **अविवेकानाम्** ) જેઓને વિવેક જ્ઞાન નથી થયું તેઓને માટે ( **अन्यपरत्वम्** ) લાક્ષણિક પ્રયોગ કર્યો છે.

અર્થઃ—જેઓને પ્રકૃતિ અને પુરૂષનું વિવેક જ્ઞાન નથી થયું તેઓનું મન ઉપાસનામાં સ્થિર થાય એ હેતુથી એકતા બતાવવામાં આવી છે. આ બધું આત્મા જ છે એમ સમજીને ઉપાસના કરનારના મનમાં બીજી વસ્તુનો ઉપાસ્ય તરીકે આભાસ ન થવાથી મન સ્થિર થાય છે. ઉપાસનાને ખાતર જે એકતા બતાવી છે તે વાસ્તવિક એકતા સમજવી નહીં. ઉપાસકનું મન જ્યારે સ્થિર થઇ જાય છે ત્યારે તેને ભેદ જણાવવામાં આવે છે. જેમકે

**यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिद मुपासते ॥**

**केनोपनिषद्.**

જેની યોગી લોકો ઉપાસના કરે છે, જે મનથી જાણી શકાતું નથી પણ જે મનને જાણે છે તેને જ તું બ્રહ્મ સમજ પણ **इदं न** આ જે જડ વર્ગ છે તે બ્રહ્મ નથી." ॥ ૬૪ ॥

હવે આત્મા કે અવિદ્યા જગત્‌નું ઉપાદાન કારણ નથી તે આ સૂત્રમાં બતાવે છે.

**नात्माविद्या नोभयं जगदुपादानकारणं निःसङ्गत्वात् ॥ ६५ ॥**

અન્વિતપદાર્થઃ—( **आत्मा** ) આત્મા ( **अविद्या** ) અવિદ્યા અથવા ( **उभयम्** ) બન્ને મળીને પણ ( **जगदुपादानकारणम्** ) જગત્‌નું ઉપાદાન કારણ ( **न** ) નથી ( **निःसङ्गत्वात्** ) આત્મા સંગ રહિત હોવાથી,

અર્થ:—આત્મા પરિણામનો સંગી ન હોવાથી જગતનું ઉપાદાન કારણ નથી, અવિદ્યા અભાવ સ્વરૂપ હોવાથી અથવા અસત્ય સ્વરૂપ હોવાથી જગતનું ઉપાદાન કારણ નથી. આત્મામાં અવિદ્યાનો સંગ ન હોવાથી અવિદ્યા અને આત્મા બન્ને મળીને પણ જગતનું ઉપાદાન કારણ થઇ શકતાં નથી, માટે પ્રકૃતિને જ જગતનું ઉપાદાન કારણ માનવું યોગ્ય છે. ॥ ૬૫ ॥

હવે જીવાત્માની આનંદરૂપતાનું નિરાકરણ કરે છે.

## नैकस्यानन्दचिद्रूपत्वे द्वयोर्भेदात् ॥ ६६ ॥

અન્વિતપદાર્થ:—( द्वयोः ) જીવાત્મા અને પરમાત્માનો ( भेदात ) ભેદ હોવાથી ( एकस्य ) જીવાત્માને ( आनन्दचिद्रूपत्वे ) આનંદ અને ચિદ્રૂપતા ( न ) નથી.

અર્થ:—પરમાત્મા અને જીવાત્મામાં ભેદ હોવાથી જીવાત્મા આનંદરૂપ અને ચિદ્રૂપ નથી. જીવાત્મા સદ્રૂપ અને ચિદ્રૂપ છે, પરમાત્મા સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ છે, અને પ્રકૃતિ કેવળ સદ્રૂપ છે. ॥ ૬૬ ॥

ત્યારે જીવાત્મામાં જે આનંદની પ્રતીતિ થાય છે તેનો શો અર્થ ?

## दुखनिवृत्तेर्गौणः ॥ ६७ ॥

અન્વિતપદાર્થ:—( दुखनिवृत्तेः ) દુ:ખની નિવૃત્તિ થવાથી (गौणः) ગૌણ છે.

અર્થ:—જીવાત્મામાં આનંદવિષયક જે પ્રયોગ થાય છે તે દુ:ખ નિવૃત્તિમાં થાય છે. અમુક માણસ અત્યારે આનંદમાં છે તેનો અર્થ એટલો જ થાય છે કે તેને દુ:ખ નથી. કોઇ રોગી જ્યારે સારો થાય છે ત્યારે તે કહે છે કે હવે "હું સુખી થયો." એનો અર્થ એ જ છે કે હવે એને રોગજન્ય દુ:ખ નથી, માટે જીવાત્મામાં આનંદ શબ્દનો પ્રયોગ દુ:ખનિવૃત્તિપરક હોવાથી લાક્ષણિક છે, ॥ ૬૭ ॥

બીજી યુક્તિ કહે છે.

## विमुक्तिप्रशंसा मन्दानाम् ॥ ६८ ॥

અન્વિતપદાર્થ:—( मन्दानाम् ) જેઓને વિવેક જ્ઞાન નથી થયું તેઓ પ્રત્યે ( विमुक्तिप्रशंसा ) મુક્તિની પ્રશંસા કરી છે.

અર્થ:—મુક્તિ અવસ્થામાં જીવાત્માને આનંદ સ્વરૂપ કહેવામાં આવે છે, તે તો અવિવેકી પુરૂષોને માત્ર પ્રરોચના માટે છે. ભેદ નિત્ય હોવાથી જીવાત્મા કદિપણ આનંદ સ્વરૂપ નથી. ॥ ૬૮ ॥

હવે મનના પરિમાણનો વિચાર કરે છે.

**न व्यापकत्वं मनसः करणत्वादिन्द्रियत्वाच्च ॥ ६९ ॥**

અન્વિતપદાર્થ:—( **करणत्वात्** ) કરણ હોવાથી ( **इन्द्रियत्वात् च** ) અને ઇન્દ્રિય હોવાથી ( **मनसः** ) મનની ( **व्यापकत्वम्** ) વ્યાપકતા ( **न** ) નથી.

અર્થ:—કરણ અને ઇંદ્રિય હોવાથી મન વ્યાપક નથી. ફાડવા રૂપક્રિયામાં કુહાડો કરણ હોવાથી જેમ વ્યાપક નથી તથા, શ્રોત્રાદિ ઇંદ્રિયો જેમ વ્યાપક નથી તેમ, કરણસ્વરૂપ અને ઇંદ્રિયસ્વરૂપ મન પણ વ્યાપક નથી. ॥ ૬૯ ॥

બીજો હેતુ આપે છે.

**सक्रियत्वाद् गतिश्रुतेश्च ॥ ७० ॥**

અન્વિતપદાર્થ:—( **सक्रियवात्** ) ક્રિયાવાન્ હોવાથી ( **च** ) અને ( **गतिश्रुतेः** ) ગતિ હોવાથી.

અર્થ:—મનમાં ક્રિયા હોવાથી અને ગતિ હોવાથી તે વ્યાપક નથી જે જે ક્રિયાવાળું તથા ગતિવાળું હોય તે વ્યાપક હોય શકે નહીં. મનમાં ગતિ હોવાનું છાંદોગ્ય ઉપનિષદ્‌માં લખ્યું છે. ॥ ૭૦ ॥

**न निर्भागत्वं तद्योगाद् घटवत् ॥ ७१ ॥**

અન્વિતપદાર્થ:—( **तद्योगात्** ) અવયવોનો સંબંધ હોવાથી ( **निर्भागत्वम्** ) નિરવયવ ( **न** ) નથી ( **घटवत्** ) ઘટ પેઠે.

અર્થ:—મનમાં અવયવો હોવાથી તે નિરવયવ એટલે અણુ પરિમાણ વાળું નથી અર્થાત્ સાવયવ ઘટ જેમ મધ્યમ પરિમાણ વાળો છે તેમ સાવયવ મન પણ મધ્યમ પરિમાણવાળું છે. ॥ ૭૧ ॥

હવે નિત્ય અને અનિત્યનો વિવેક કરે છે.

## प्रकृतिपुरुषयोरन्यत् सर्वमनित्यम् ॥ ७२ ॥

અન્વિતપદાર્થ:—( प्रकृतिपुरुषयोः ) પ્રકૃતિ અને પુરૂષથી ( अन्यत् ) બીજું ( सर्वम् ) બધું ( अनित्यम् ) અનિત્ય છે.

અર્થ:—પ્રકૃતિ અને પુરૂષ સિવાય બીજા બધા પદાર્થો અનિત્ય છે. આ સૂત્રમાં પુરૂષપદથી જીવાત્મા અને પરમાત્મા બન્ને સમજવા, માટે પરમાત્મા, જીવાત્મા, પ્રકૃતિ એ ત્રણ પદાર્થોજ નિત્યછે, બીજા બધા સાવયવ અનિત્ય છે. ॥ ૭૨ ॥

હવે પુરૂષનું નિરવયવપણું બતાવે છે.

## न भागलाभो भोगिनो निर्भागत्वश्रुतेः ॥ ७३ ॥

અન્વિતપદાર્થ:—( निर्भागत्वश्रुतेः ) આત્મા નિરવયવ છે એમ આર્ષ ગ્રન્થોમાં લખેલું હોવાથી ( भोगिनः ) આત્માને ( भागलाभः ) અવયવનો યોગ ( न ) નથી.

અર્થ:—પુરૂષ સાવયવ નથી કારણકે આર્ષ ગ્રન્થોમાં તેને નિરવયવ કહ્યો છે. अशरीरं शरीरेषु । कठोपनिषद् २-२०, न जीवो म्रियते । છા. ૬-૧૧-૩ ઇત્યાદિ, અને સાવયવ ન હોવાથી તે નિત્ય છે. ॥ ૭૩ ॥

હવે મુક્તિનો વિચાર કરે છે.

## नानन्दाभिव्यक्तिर्मुक्तिर्निर्धर्मत्वात् ॥ ७४ ॥

અન્વિતપદાર્થ:—( निर्धर्मत्वात् ) જીવનો ધર્મ આનંદ ન હોવાથી ( आनन्दाभिव्यक्तिः ) આનંદની અભિવ્યક્તિ એ ( मुक्तिः ) મુકિત ( न ) નથી.

અર્થ:—કેટલાક વિદ્વાનો માને છે કે જીવાત્મામાં આનંદ સ્વાભાવિક છે પણ સાંસારિક અવસ્થામાં તે અનેક વાસનાથી યુકત હોવાથી તેને આનંદની અભિવ્યકિત થતી નથી પણ જયારે તે મુકત થાયછે ત્યારે તેમાં આનંદ પ્રકટ થાયછે. સાંખ્ય શાસ્ત્રકાર કહેછે કે એ મત ઠીક નથી કારણકે, આનંદ એ જીવનો સ્વભાવ નથી. જો

જીવનો આનન્દ સ્વભાવ હોયતો જેમ તેમાં ચૈતન્ય નિત્ય પ્રકટજ રહેછે તેમ આનંદ પણ નિત્ય પ્રકટજ રહેવો જોઇએ માટે જીવાત્મામાં આનંદની અભિવ્યકિત એ મુકિત નથી. ॥ ७४ ॥

અન્ય મતનું ખંડન કરેછે

**न विशेषगुणोच्छित्तिस्तद्वत् ॥ ७५ ॥**

અન્વિતપદાર્થ:—( **विशेषगुणोच्छित्तिः** ) વિશેષ ગુણોનો નાશ (**न**) મુકિત નથી ( **तद्वत्** ) તેની પેઠે.

અર્થ:—જ્ઞાનાદિ ઔપાધિક વિશેષ ગુણોનો નાશ થવો એ પણ મુકિત નથી, જેમ આનંદની અભિવ્યકિત મુકિત નથી તેમ વિશેષ ગુણનો નાશ પણ આત્માનો ધર્મ ન હોવાથી તે પણ મુકિત થઇ શકે નહિ. ॥ ७५ ॥

**न विशेषगतिर्निष्क्रियस्य ॥ ७६ ॥**

અન્વિતપદાર્થ:—( **निष्क्रियस्य** ) ક્રિયા રહિત આત્માને ( **विशेष गतिः** ) ઉત્તમ લોકની પ્રાપ્તિ થવી એ પણ મુકિત (**न**) નથી

અર્થ:—જીવાત્માને ઉત્તમ લોકની પ્રાપ્તિ થવી તે પણ મુકિત નથી. ॥ ७६ ॥

**नाकारोपरागोच्छित्तिः क्षणिकत्वादिदोषात् ॥ ७७ ॥**

અન્વિતપદાર્થ:—( **क्षणिकत्वादिदोषात्** ) ક્ષણિકત્વ આદિ દોષોથી ( **आकारोपरागोच्छित्तिः** ) વાસના રૂપ સંબંધનો નાશ (**न**) મુકિત નથી.

અર્થ:—બૌદ્ધના મત પ્રમાણે વાસનાના સંબંધનો નાશ થવો તે પણ મુકિત નથી, કારણ કે તેના મતમાં સર્વ ક્ષણિક હોવાથી વાસનાના સંબંધનો નાશ પણ ક્ષણિક જ થશે અને તેથી મુકિત પણ ક્ષણિક જ થઇ જશે માટે તે પરમપુરુષાર્થ કહી શકાય નહીં. ॥ ७७ ॥

**न सर्वोच्छित्तिरपुरुषार्थत्वादिदोषात् ॥ ७८ ॥**

અન્વિતપદાર્થ:—( **अपुरुषार्थत्वादिदोषात्** ) અપુરુષાર્થતા રૂપ દોષ આવવાથી ( **सर्वोच्छित्तिः** ) સર્વનો ઉચ્છેદ થવો તે પણ (**न**) મુકિત નથી.

અર્થ:--બૌધ્ધો માને છે કે જ્ઞાન સ્વરૂપ જ આત્મા છે અને જ્ઞાનનો નાશ થવો તે મુક્તિ છે. સાંખ્યશાસ્ત્રકાર કહે છે કે તે ઠીક નથી કારણ કે, પોતાનો નાશ થવો એ મુક્તિ નથી, કારણ કે પોતેજ જ્યારે નાશ પામે છે ત્યારે મુક્તિ ભોગવનાર કોણ? ॥ ૭૮ ॥

## एवं शून्यमपि ॥ ७९ ॥

અન્વિતપદાર્થ:--(**एवम्**) એ પ્રમાણે (**शून्यम्**) શૂન્ય (**अपि**) પણ મુક્તિ નથી.

અર્થ:--સર્વ શૂન્ય એ પણ મુક્તિ નથી. બૌધ્ધોના મતમાં કોઇ પણ રીતે મોક્ષ સિદ્ધ થઇ શકતો નથી. ॥ ૭૯ ॥

## संयोगाश्च वियोगान्ता इति न देशलाभोऽपि ॥ ८० ॥

અન્વિતપદાર્થ:--(**च**) અને (**संयोगाः**) સંયોગ (**वियोगान्ताः**) વિયોગવાળા હોવાથી (**देशलाभः**) દેશ વિશેષનો લાભ થવો (**अपि**) તે પણ મુક્તિ (**न**) નથી.

અર્થ:--સારા દેશની અથવા કોઇપણ દ્રવ્યની પ્રાપ્ત થવી તે પણ મુક્તિ નથી કારણ કે જેની જેની પ્રાપ્તિ થાય છે તેનો તેનો અવશ્ય વિયોગ થાય છે. ॥ ૮૦ ॥

## न भागियोगो भागस्य ॥ ८१ ॥

અન્વિતપદાર્થ:--(**भागस्य**) જીવનો (**भागियोगः**) ઇશ્વરમાં લય થવો તે (**न**) મુક્તિ નથી,

અર્થ:--જે લોકો એમ માને છે કે જીવ ઇશ્વરનો ભાગ છે અને તે ભાગનો ભાગવાન્ ઇશ્વરમાં લય થવો તે જ મુક્તિ છે. તેઓનું માનવું પણ ઠીક નથી કારણ કે, ઇશ્વર નિરવયવ હોવાથી તેનો ભાગ થઇ શકતો નથી માટે જીવનો ઇશ્વરમાં લય થવો એ મુક્તિ કહેવાય નહિ. ॥ ૮૧ ॥

**नाणिमादियोगोऽप्यवश्यंभावित्वात्तदुच्छित्तेरितरयोगवत् ॥ ८२ ॥**

અન્વિતપદાર્થ:—( **अणिमादियोगः** ) અણિમાદિ સિદ્ધિઓની પ્રાપ્તિ ( **अपि** ) પણ ( **न** ) મુકિત થઇ શકિત નથી ( **इतरयोगवत्** ) અન્ય ઐશ્વર્યની માફક ( **तदुच्छित्तेः** ) તેનો વિનાશ ( **अवश्यंभावित्वात्** ) અવશ્ય થવાથી.

અર્થ:—જેમ બીજા ઐશ્વર્યનો નાશ અવશ્ય થાય છે તેમ અણિમા, મહિમા પ્રાકામ્ય આદિ આઠ સિદ્ધિઓનો પણ નાશ અવશ્ય થાય છે માટે સિદ્ધિઓ પણ મુકિત થઇ શકતી નથી. ॥ ૮૨ ॥

**नेन्द्रादिपदयोगोऽपि तद्वत् ॥ ८३ ॥**

અન્વિતપદાર્થ:—( **तद्वत्** ) તે પ્રમાણે ( **इन्द्रादिपदयोगः** ) ઇંદ્ર આદિના અધિકારની પ્રાપ્તિ ( **अपि** ) પણ (**न**) મુકિત થઇ શકતી નથી.

અર્થ:—ઇંદ્ર આદિનો જે અધિકાર છે તેની પ્રાપ્તિ થવી તે પણ મુકિત નથી કારણ કે તેપણ અવશ્ય વિનાશી છે. ॥ ૮૩ ॥

હવે ઇંદ્રિયોનું ભૌતિક હોવાનું ખંડન કરે છે.

**न भूतप्रकृतित्वमिन्द्रियाणामाहङ्कारिकत्वश्रुतेः ॥ ८४ ॥**

અન્વિતપદાર્થ:—( **आहङ्कारिकत्वश्रुतेः** ) અહંકારમાંથી ઉત્પન્ન થવાથી ( **इन्द्रियाणाम्** ) ઇંદ્રિયોની ( **भूतप्रकृतित्वम्** ) ભૂતોમાંથી ઉત્પત્તિ (**न**) નથી.

અર્થ:—ઇંદ્રિયોનું ઉપાદાન કારણ અહંકાર જ છે, પાંચ મહાભૂતો નહીં. ॥ ૮૪ ॥

હવે મુકિતના અયોગ્ય ઉપાયોનું ખંડન કરે છે.

**न षट्पदार्थनियमस्तद्बोधान्मुक्तिः ॥ ८५ ॥**

અન્વિતપદાર્થ:—( **षट्पदार्थनियमः** ) છ જ પદાર્થો છે એવો નિયમ (**न**) નથી તથા ( **तद्बोधात्** ) તેના બોધથી ( **मुक्तिः** ) મુકિત થાય છે એવો

પણ નિયમ નથી.

અર્થ:—જેઓ એમ કહે છે કે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ છ જ પદાર્થો છે અને તેને જાણવાથી મુક્તિ મળે છે, તે ખોટું છે, કારણ કે છ જ પદાર્થો છે એવો કોઇ નિયમ નથી. છ કરતાં વધારે પણ શક્તિ આદિ પદાર્થો છે, માટે છ જ પદાર્થના જ્ઞાનને મુક્તિનો ઉપાય માનવો તે ઠીક નથી. ॥ ૮૫ ॥

**षोडशादिष्वप्येवम् ॥ ८६ ॥**

અન્વિતપદાર્થ:—( **एवम्** ) એ પ્રમાણે (**षोडशादिषु**) સોળ પદાર્થોમાં ( **अपि** ) પણ જાણવું.

અર્થ:—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતણ્ડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન એ સોળ પદાર્થો જાણવાથી મુક્તિ મળે છે એમ જે નૈયાયિકનું માનવું છે તે પણ ઠીક નથી, કારણ કે પદાર્થો સોળ જ છે એવો કોઇ નિયમ નથી. ॥ ૮૬ ॥

હવે અણુઓની નિત્યતાનું ખંડન કરે છે.

**नाणुनित्यता तत्कार्यत्वश्रुतेः ॥ ८७ ॥**

અન્વિતપદાર્થ:—(**तत्कार्यत्वश्रुतेः**) અણુઓમાં કાર્યતા હોવાથી (**अणुनित्यता**) અણુઓ નિત્ય (**न**) નથી.

અર્થ:—અણુઓમાં કાર્યતા હોવાથી તે નિત્ય નથી. "**अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः**" મનુસ્મૃતિ. એ પ્રમાણથી અણુઓમાં કાર્યતા હોવાનું સિદ્ધ થાય છે. ॥ ૮૭ ॥

**न निर्भागत्वं कार्यत्वात् ॥ ८८ ॥**

અન્વિતપદાર્થ:—( **कार्यत्वात्** ) કાર્ય હોવાથી (**निर्भागत्वम्**) અણુઓ નિરવયવ (**न**) નથી.

અર્થ:—અણુઓમાં કાર્યત્વ હોવાથી તે નિરવયવ નથી પણ સાવયવ છે ॥ ૮૮ ॥

હવે જે લોકો વસ્તુનું પ્રત્યક્ષ થવામાં રૂપને કારણ માને છે તેમના મતનું ખંડન કરે છે.

**न रूपनिबन्धात् प्रत्यक्षनियमः ॥ ८९ ॥**

અન્વિતપદાર્થ:—( **रूपनिबन्धात्** ) રૂપને લઇને જ ( **प्रत्यक्षनियमः** ) પ્રત્યક્ષ થાય છે એવો નિયમ (**न**) નથી.

અર્થ:—વસ્તુમાં રૂપ હોય તો જ તેનું પ્રત્યક્ષ થાય એવો કોઇ નિયમ નથી, કારણ કે અણુઓમાં રૂપ છે પણ તેનું પ્રત્યક્ષ થતું નથી, આત્મામાં રૂપ નથી છતાં પણ તેનું માનસ પ્રત્યક્ષ થાય છે, માટે બાહ્યેન્દ્રિય-જન્ય પ્રત્યક્ષમાં જ ઉદ્‌ભૂતરૂપ અને મહત્ત્વને કારણ માનવું ઠીક છે સર્વત્ર નહિં. ॥૮૯॥

હવે પરિમાણની ચાર સંખ્યાનું ખંડન કરે છે.

**न परिमाणचातुर्विध्यं द्वाभ्यां तद्योगात् ॥ ९० ॥**

અન્વિતપદાર્થ:—( **द्वाभ्याम्** ) બે પરિમાણ માનવાથી જ (**तद्योगात्**) વ્યવહારની સિદ્ધિ થવાથી ( **परिमाणचातुर्विध्यम्** ) પરિમાણ ચાર (**न**) નથી.

અર્થ:—નૈયાયિકો કહે છે, કે અણુ (નાનું), મહત્ (મોટું), દીર્ઘ અને હ્રસ્વ એ ચાર પરિમાણો છે, પણ તે માનવું ઠીક નથી. કારણ કે અણુ અને મહત્ બેજ પરિમાણો માનવાથી વ્યવહાર સિદ્ધિ થઇ શકે છે. હ્રસ્વ અને દીર્ઘ તો અણુ અને મહત્‌નાજ ભેદો છે, માટે બે પરિમાણો માનવા ઠીક છે. ॥ ૯૦ ॥

હવે સામાન્ય રૂપ જાતિની સિદ્ધિ કરે છે.

**अनित्यत्वेऽपि स्थिरतायोगात् प्रत्यभिज्ञानं सामान्यस्य ॥ ९१ ॥**

અન્વિતપદાર્થ:—( **अनित्यत्वे** ) વ્યક્તિઓ અનિત્ય હોવા છતાં ( **अपि** ) પણ ( **सामान्यस्य** ) સામાન્યની (**स्थिरतायोगात्**) સ્થિરતા હોવાથી ( **प्रत्यभिज्ञानम्** ) પ્રત્યભિજ્ઞાન થાય છે.

અર્થ:—ગવાદિ વ્યક્તિઓ અનિત્ય છે, છતાં પણ "આ ગાય છે, આ ગાય છે," એવી જે સામાન્યાકાર બુદ્ધિ થાય છે, તે સામાન્યરૂપ જાતિને સિદ્ધ કરે છે, ધારો કે કોઇને સિંહ કોને કહેવો તે ખબર નથી, પણ તેને સંગ્રહસ્થાનમાં લઇ જઇ સિંહ બતાવી કહ્યું કે આ સિંહ છે. પછી તે માણસ અન્યસ્થળે બીજા સિંહને જોઇ કહે છે, કે આ સિંહ છે, એ જે તેને જ્ઞાન થાય છે તે શાથી થાય છે? પ્રથમ સિંહમાં જે સિંહત્વનું પ્રત્યક્ષ કર્યું હતું તેજ સિંહત્વરૂપ જાતિ આ સિંહમાં પણ હોવાથી તેને ઉક્તજ્ઞાન થાય છે, માટે અનુગત બુધ્ધિ જ સામાન્યરૂપ જાતિની સાધક છે. ॥ ૯૧ ॥

## न तदपलापस्तस्मात् ॥ ९२ ॥

અન્વિતપદાર્થઃ—( तस्मात् ) અનુગતજ્ઞાન થવાથી ( तदपलापः ) સામાન્યરૂપ જાતિ નથી એમ (न) કહી શકાય નહી.

અર્થ:—અનુગતજ્ઞાન થવાથી સામાન્યરૂપ જાતિનો નિષેધ કરી શકાય નહી. ॥ ૯૨ ॥

એ સામાન્યને જો અતદ્વ્યાવૃત્તિરૂપ, એટલે આવ્યક્તિ સિંહેતર નથી, એવી બુધ્ધિનું કારણ માનીએ તો સામાન્યને ભિન્ન પદાર્થ માનવો પડે નહી, કારણ કે એવી બુદ્ધિનું કારણ અન્યોન્યાભાવજ છે, માટે સામાન્યને અન્યોન્યાભાવ રૂપ માનીએ તો શો વાંધો ? ઉત્તર

## नान्यनिवृत्तिरूपं भावप्रतीतेः ॥ ९३ ॥

અન્વિતપદાર્થઃ—( अन्यनिवृत्तिरूपम् ) અન્યોન્યાભાવરૂપ (न) નથી ( भावप्रतीतेः ) ભાવરૂપની પ્રતીતિ થવાથી.

અર્થ:—સિંહમાં "આ સિંહેતર વ્યક્તિ નથી, અશ્વમાં આ અશ્વેતર વ્યક્તિ નથી, ઘટમાં "આ ઘટેતર વ્યક્તિ નથી" એવી અભાવ વિષયક પ્રતીતિ થતી નથી, પણ આ સિંહ છે, આ અશ્વ છે, આ ઘટ છે, એવી ભાવ વિષયક પ્રતીતિ થાય છે, માટે સામાન્યને અન્યોન્યાભાવરૂપ માની શકાય નહી ॥૯૩॥

હવે સાદૃશ્યનો વિચાર કરે છે

**न तत्त्वान्तरं सादृश्यं प्रत्यक्षोपलब्धेः ॥ ९४ ॥**

અન્વિતપદાર્થ:—( प्रत्यक्षोपलब्धेः ) પ્રત્યક્ષ પદાર્થનીજ ઉપલબ્ધિ થવાથી ( सादृश्यम् ) સાદૃશ્ય (तत्त्वान्तरम्) કોઇ અતિરિકત તત્વ(न) નથી.

અર્થ:—ફટકડી સાકર જેવી દેખાય છે, અહીં ફટકડીમાં જે સાકરનું સાદૃશ્ય છે તે ફટકડીથી કોઇ અતિરિક્ત પદાર્થ નથી, માટે સાદૃશ્ય સદૃશ વસ્તુનું સ્વરૂપજ છે. ॥ ૯૪ ॥

બીજો હેતુ આપે છે.

**निजशक्त्यभिव्यक्तिर्वा वैशिष्ट्यात् तदुपलब्धेः ॥ ९५ ॥**

અન્વિતપદાર્થ:—(वा) અથવા (वैशिष्ट्यात्) શકિતના સંબધથી (तदुपलब्धेः) સાદૃશ્ય જ્ઞાનની સિધ્ધિ થવાથી (निजशक्त्यभिव्यक्तिः) પદાર્થમાં રહેલી શક્તિજ સાદૃશ્ય છે.

અર્થ:—દરેક પદાર્થમાં શકિત છે, અને તે શકિત એક આકારવાળી શકિત જોયા પછી તેવાજ આકારવાળી અન્ય વ્યકિત જોવાથી આ વ્યકિત પુર્વદૃષ્ટ વ્યકિત જેવી છે એવી બુધ્ધિને ઉત્પન્ન કરે છે, માટે પદાર્થમાં રહેલી અમુક પ્રકારની શકિતથી અતિરિકત કોઇ સાદૃશ્ય નામક પદાર્થ નથી ॥ ૯૫ ॥

ત્રીજો હેતુ આપે છે.

**न संज्ञासंज्ञिसम्बन्धोऽपि ॥ ९६ ॥**

અન્વિતપદાર્થ:—( संज्ञासंज्ञिसम्बन्धः ) શબ્દ અને અર્થનો સંબધ (अपि) પણ (न) સાદૃશ્ય નથી.

અર્થ:—જે સાદૃશ્ય છે તે શબ્દ અને અર્થના સંબંધ સ્વરૂપ પણ નથી. કારણ કે ફટકડીનું નામ નહી જાણનારને પણ આ સાકર જેવો પદાર્થ છે એવું જ્ઞાન થાય છે. ॥ ૯૬ ॥

હવે નૈયાયિકોએ માનેલા સમવાયનામક નિત્ય સંબધનું ખંડન કરે છે.

## न सम्बन्धनित्यतोभयानित्यत्वात् ॥ ९७ ॥

અન્વિતપદાર્થ:—( उभयानित्यत्वात् ) બન્ને સંબંધીઓ અનિત્ય હોવ.થી ( सम्बन्धनित्यता ) સંબંધની નિત્યતા ( न ) નથી.

અર્થ:—નૈયાયિકો માને છે કે ઘટ અને ઘટના રૂપનો એટલે દ્રવ્ય અને ગુણનો સંબંધ નિત્ય છે અને તેજ સમવાય સંબંધ છે. સાંખ્ય શાસ્ત્રકાર કહે છે કે ઘટ અને ઘટનું રૂપ એટલે બન્ને સંબંધીઓ અનિત્ય હોવાથી સંબંધ નિત્ય હોય શકે નહી, માટે કોઇ પણ સંબંધ નિત્ય નથી. ॥૯૭॥

હવે સંબંધની અનાદિતાનું ખંડન કરે છે.

## नाजः सम्बन्धो धर्मिग्राहकमानबाधात् ॥ ९८ ॥

અન્વિતપદાર્થ:—( धर्मिग्राहकमानबाधात् ) અનાદિ સંબંધ માનવામાં કોઇ પણ પ્રમાણ ન હોવાથી ( अजः )અનાદિ ( सम्बन्धः ) સંબંધ ( न ) નથી.

અર્થ:—અનાદિ સંબંધ માનવામાં કોઇ પણ પ્રમાણ ન હોવાથી સંબંધ અનાદિ સિધ્ધ થઇ શકતો નથી. પૃથક્ વસ્તુઓને જે જોડે તેજ સંબંધ કહી શકાય. પરમાણુ અને પરમાણુત્વ એ બે પદાર્થો કોઇપણ વખતે જુદા હતાજ નહી તો તેનું જોડાણ કેવી રીતે માનવું? માટે અનાદિ કોઇ સંબંધજ નથી. ॥૯૮॥

ત્યારે શું સમવાય સંબંધ નથી? ઉત્તર

## न समवायोऽस्ति प्रमाणाभावात् ॥ ९९ ॥

અન્વિતપદાર્થ:—(प्रमाणाभावात्) પ્રમાણ ન હોવાથી (समवायः) સમવાય ( न ) નથી.

અર્થ:—પ્રમાણ ન હોવાથી સમવાય નામક કોઇ પણ સંબંધ નથી. ॥૯૯॥

**उभयत्रान्यथासिद्धेर्न प्रत्यक्षमनुमानं वा ॥ १०० ॥**

અન્વિતપદાર્થ:— ( **उभयत्र**) બન્ને ઠેકાણે ( **अन्यथासिद्धेः**) બીજી રીતે સિદ્ધ થવાથી (**प्रत्यक्षम्**)પ્રત્યક્ષ (**वा**) અથવા (**अनुमानम्**) અનુમાન ( **न** ) નથી.

અર્થ:—ગુણ અને ગુણીનું જે વિશિષ્ટ જ્ઞાન થાય છે તે સ્વરૂપ સંબંધને લઇને થાય છે. "**शुक्लो घटः** સફેદ ઘડો" એવું જે વિશેષણ અને વિશેષ્યના સંબંધને વિષય કરનારૂં જ્ઞાન થાય છે, તે સંબંધ સ્વરૂપ સંબંધ જ છે. જેમ નૈયાયિકના મતમાં વસ્ત્રના સમવાયથી જોડાયેલ સુતર છે, એ ઠેકાણે સમવાય અને સુતરને જોડનાર સ્વરૂપથી અતિરિક્ત કોઇ સંબંધ નથી તેમ સફેદ ઘડો, ગાય જાય છે ઇત્યાદિ ગુણ ગુણી અને ક્રિયા ક્રિયાવાનનો સંબંધ સ્વરૂપ જ છે. ॥ ૧૦૦ ॥

હવે ક્રિયા પ્રત્યક્ષનો વિષય છેકે નહીં તેનો વિચાર કરે છે.

**नानुमेयत्वमेव क्रियाया नेदिष्ठस्य तत्तद्वतोरेवापरोक्षप्रतीतेः॥१०१॥**

અન્વિતપદાર્થ:—( **क्रियायाः** ) ક્રિયાનું ( **अनुमेयत्वम्** ) અનુમેયપણું (**एव**) જ (**न**) નથી ( **नेदिष्ठस्य** ) અતિસમીપસ્થ માણસને ( **तत्तद्वतोः** ) ક્રિયા અને ક્રિયાવાનનું ( **अपरोक्षप्रतीतेः** ) પ્રત્યક્ષ જ્ઞાન થવાથી.

અર્થ:—ક્રિયા અનુમાન પ્રમાણથી જ જાણી શકાય છે એવો કોઇ નિયમ નથી, કારણ કે ક્રિયાવાળી વસ્તુ પાસે ઉભા રહેલા માણસને ક્રિયા અને ક્રિયાવાનનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. દોડતી ગાડી પાસે ઉભા રહેલા માણસને ગાડી અને ગાડીમાં થતી ક્રિયાનું પ્રત્યક્ષ થાય છે તેથી જ તે કહે છે કે ગાડી દોડે છે. પૃથ્વી, ચંદ્ર, તારા આદિમાં જે ક્રિયા થાય છે તે પ્રત્યક્ષ ન થવાથી તેનું અનુમાન કરવામાં આવે છે માટે સર્વ ક્રિયા અનુમેય જ છે એવો નિયમ નથી. ॥ ૧૦૧ ॥

હવે શરીરનો વિચાર કરે છે.

**न पाञ्चभौतिकं शरीरं बहूनामुपादानायोगात् ॥ १०२ ॥**

અન્વિતપદાર્થ:—( **बहूनाम्** ) અનેક વસ્તુઓ ( **उपादानायोगात्** ) ઉપાદાન કારણ ન થવાથી ( **शरीरम्** ) શરીર ( **पाञ्चभौतिकम्** ) પાંચ-ભૌતિક (**न**) નથી.

અર્થ:—શરીરમાં પાંચે મહાભૂતો ઉપાદાન કારણ થઇ શકતાં નથી, માટે શરીરનું ઉપાદાન કારણ પૃથ્વીજ છે અને બીજા ચાર સહાયક તરીકે છે. ॥ ૧૦૨ ॥

**न स्थूलमिति नियम आतिवाहिकस्यापि विद्यमानत्वात् ॥१०३॥**

અન્વિતપદાર્થ:—(**आतिवाहिकस्य**) લિંગ શરીરની (**विद्यमानत्वात्**) વિદ્યમાનતા હોવાથી શરીર ( **स्थूलम्** ) સ્થૂળ જ છે ( **इति** ) એવો (**नियमः**) નિયમ (**न**) નથી.

અર્થ—લિંગ શરીર પણ હોવાથી સ્થૂળ શરીર જ છે એવો કોઇ નિયમ નથી. લિંગ શરીરની સિદ્ધિ આગળ કરી આવ્યા છીએ ॥ ૧૦૩ ॥

હવે ઇંદ્રિયોથી જે જ્ઞાન થાયછે તે કેવી રીતે થાયછે? ઇંદ્રિયોનો વિષય સાથે સંબંધ થાય છે કે નહી?

**नाप्राप्तप्रकाशकत्वमिन्द्रियाणामप्राप्तेः सर्वप्राप्तेर्वा ॥ १०४ ॥**

અન્વિતપદાર્થ:—( **इन्द्रियाणाम्** ) ઇંદ્રિયોની (**अप्राप्तप्रकाशकत्वम्**) વિષય સાથે પ્રાપ્ત થયા સિવાય પ્રકાશકતા ( **न** ) ન થઇ શકે, ( **अप्राप्तेः** ) જો પ્રાપ્ત થયા સિવાય જ્ઞાન થાય તો ( **सर्वप्राप्तेः वा** ) સર્વ પદાર્થોનું જ્ઞાન થવું જ જોઇએ.

અર્થ:—જો ઇંદ્રિયોને વિષય સાથે સંબંધ થયા સિવાય વિષયનું જ્ઞાન કરાવનારી માનીએ તો તે બની શકે નહિ, કારણ કે સૂર્યનો પ્રકાશ

જો પદાર્થ ઉપર ન પડે તો તે પદાર્થ પ્રકાશિત થતો નથી, તેમ જો ઇંદ્રિયોનો સંબંધ વિષય સાથે ન માનીએ તો વિષયનું જ્ઞાન થઇ શકે નહિ. બીજો દોષ એ છે કે જો ઇંદ્રિયો વિષય સાથે સંબંધ પામ્યા સિવાય જ્ઞાન કરાવે તો દુનીયામાં જેટલી વસ્તુએ છે તે બધીનું જ્ઞાન થવું જોઇએ અને સર્વ જીવાત્માઓ સર્વજ્ઞ થવા જોઇએ, પણ એમ બનતું નથી માટે ઇંદ્રિયો વિષય સાથે સંબંધ પામીને જ જ્ઞાન ઉત્પન્ન કરાવે છે. ॥ १०४ ॥

## न तेजोऽपसर्पणात् तैजसं चक्षुर्वृत्तितस्तत्सिद्धेः ॥ १०५ ॥

અન્વિતપદાર્થ:—( **तेजोपसर्पणात्** ) તેજનો ફેલાવ થવાથી (**चक्षुः**) આંખ ( **तैजसम्** ) તેજનું કાર્ય (**न**) નથી ( **वृत्तितः** ) વૃત્તિથી ( **तत्सिद्धेः** ) તેની સિદ્ધિ થવાથી.

અર્થ:—જેમ સૂર્ય દૂર હોવા છતાં પોતાના પ્રકાશને ફેલાવી પદાર્થો ને પ્રકાશિત કરે છે તેમ ચક્ષુ દૂર રહેલા પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન કરી શકે છે માટે ચક્ષુનો પ્રકાશ વિષયના ઠેકાણા સુધી ફેલાવો જોઇએ અને એ પ્રમાણે તેજનો ફેલાવ થવાથી ચક્ષુ ઇંદ્રિય તેજનું કાર્ય હોવું જોઇએ. એ શંકાનો શાસ્ત્રકાર ઉત્તર આપે છે કે ચક્ષુ પોતાની વૃત્તિથીજ દૂરસ્થિત પદાર્થના જ્ઞાનને ઉત્પન્ન કરે છે. ચક્ષુનું તેજ વિષયના દેશ સુધી જતું નથી, કારણ કે ઇંદ્રિયો તો અહંકારનું કાર્ય છે, તે તેજનું કાર્ય કેમ માની શકાય? દૂર સ્થિત પદાર્થનું આંખમાં પ્રતિબિંબ પડવાથી જ્ઞાન થાય છે, માટે ઇંદ્રિયો અને વિષયનો સંબંધ થવાથી જ જ્ઞાન થાય છે. ॥१०५॥

હવે વૃત્તિ માનવામાં અનુમાન પ્રમાણ બતાવે છે.

## प्राप्तार्थप्रकाशलिङ्गाद् वृत्तिसिद्धिः ॥ १०६ ॥

અન્વિતપદાર્થ:—( **प्राप्तार्थप्रकाशलिङ्गात्** ) પદાર્થનો ઇંદ્રિય સાથે સંબંધ થવાથી જ્ઞાન થાય છે માટે તે જ્ઞાન રૂપ હેતુથી ( **वृत्तिसिद्धिः** ) વૃત્તિની સિદ્ધિ થાય છે.

અર્થ:—પ્રાપ્ત પદાર્થના જ્ઞાનનું અસ્તિત્વ જ વૃત્તિ હોવામાં પ્રમાણ છે. વસ્તુ સમીપ હોય, છતાં પણ ઇંદ્રિયની વૃત્તિ તે વસ્તુના આકારમાં

પરિસ્રુત ન થાય તો જ્ઞાન થતું નથી માટે વૃત્તિ છે એમ અનુમાન થાય છે. વિષયનું ઇંદ્રિયમાં પ્રતિબિંબ પડવું તે જ્ઞાન અને પ્રતિબિંબ ગ્રાહક જે શક્તિ છે તે જ વૃત્તિ છે, આંધળા માણસની અંખમાંથી તે શકિતરૂપ વૃત્તિ નષ્ટ થવાથી તે જોઇ શકતો નથી. ॥ ૧૦૬ ॥

એ વૃત્તિ દ્રવ્ય છે કે ગુણ ? ઉત્તર.

**भागगुणाभ्यां तत्त्वान्तरं वृत्तिः सम्बन्धार्थं सर्पतीति ॥ १०७ ॥**

અન્વિતપદાર્થ:—( **भागगुणाभ्याम्** ) ભાગ અને ગુણથી ( **वृत्तिः** ) વૃત્તિ ( **तत्त्वान्तरम्** ) જુદી જ વસ્તુ છે અને તે ( **सम्बन्धार्थम्** ) બાહ્ય પદાર્થના સંબંધ કરવા માટે ( **सर्पति इति** ) પરિણામ પામે છે.

અર્થ:—જેમ અગ્નિનો તણખો અગ્નિનો એક ભાગ છે તેમ વૃત્તિ ઇંદ્રિયનો અમુક ભાગ નથી, તેમ ગુણ પણ નથી. વૃત્તિ તો એક જુદી જ શકિત છે અને તે વિષયના જ્ઞાન કરાવવા માટે પરિણામરૂપે વર્ત્તે છે. જેનાથી ઇંદ્રિય વિષયોને પ્રતિબિંબરૂપે ગ્રહણ કરે છે તે જ વૃત્તિ છે, તે જ પ્રમાણે બુદ્ધિને પણ વૃત્તિ છે. ॥ ૧૦૭ ॥

વૃત્તિ દ્રવ્યરૂપે નથી તે આ સૂત્રમાં સમજાવે છે.

**न द्रव्यनियमस्तद्योगात् ॥ १०८ ॥**

અન્વિતપદાર્થ:—( **तद्योगात्** ) ક્રિયાનો સંબંધ હોવાથી ( **द्रव्य-नियमः** ) વૃત્તિ દ્રવ્ય છે એવો નિયમ ( **न** ) નથી.

અર્થ:—જેમાં ક્રિયા હોય તે દ્રવ્ય જ હોય એવી પરિભાષા અમારા મતમાં નથી માટે વૈશેષિક શાસ્ત્રમાં માનેલાં નવ દ્રવ્યોમાંથી પાંચ ક્રિયા-વાળાં દ્રવ્યોમાંનું એક દ્રવ્ય જ વૃત્તિ છે એમ સિદ્ધ થઇ શકતું નથી. ॥ ૧૦૮ ॥

સર્વત્ર ઇંદ્રિયોનું ઉપાદાન કારણ અહંકાર જ છે તે આ સૂત્રમાં બતાવે છે.

**न देशभेदेऽप्यन्योपादानताऽस्मदादिवन्नियमः ॥ १०९ ॥**

અન્વિતપદાર્થ:—( **अस्मदादिवत्** ) આપણી ઇંદ્રિયોની પેઠે ( **नियमः** )

અહંકારજન્યતાનો નિયમ છે માટે ( देशभेदे ) બીજા દેશમાં ( अपि ) પણ ( अन्योपादानता ) બીજું ઉપાદાન કારણ (न) નથી.

અર્થ:—જેમ આપણી ઇંદ્રિયોનું ઉપાદાન કારણ અહંકાર છે તેમ લોકાન્તરમાં અને દેશાન્તરમાં પણ ઇંદ્રિયોનું ઉપાદાન કારણ અહંકાર જ છે એમ સમજવું. ॥ ૧૦૯ ॥

શરીરનું ઉપાદાન કારણ માત્ર એક મહાભૂત છે તો શરીરને પાંચભૌતિક કેમ કહેવાય છે ? ઉત્તર.

## निमित्तव्यपदेशात्तद्व्यपदेशः ॥ ११० ॥

અન્વિતપદાર્થ:—( निमित्तव्यपदेशात् ) નિમિત્તને લઇને કથન હોવાથી ( तद्व्यपदेशः ) પાંચ ભૌતિક કહેવાનો વ્યવહાર પડી ગયો છે.

અર્થ:—શરીરનું ઉપાદાન કારણ તો માત્ર એક જ મહાભૂત છે પણ બીજા ચાર નિમિત્ત કારણ હોવાથી પાંચ ભૌતિક કહેવાનો વ્યવહાર છે, તેથી એમ નહી સમજવું કે શરીરનાં પાંચ ઉપાદાન કારણ છે. ॥ ૧૧૦ ॥

હવે શરીરના પ્રકારો બતાવે છે.

## ऊष्मजाण्डजजरायुजोद्भिज्जसांकल्पिकसांसिद्धिकं चेति न नियमः १११

અન્વિતપદાર્થ.—( च ) અને ( ऊष्मजाण्डजजरायुजोद्भिज्जसांकल्पिकसांसिद्धिकम् इति ) ઉષ્મજ, અંડજ, જરાયુજ, ઉદ્ભિજ્જ, સાંકલ્પિક અને સાંસિદ્ધિક શરીરો હોવાથી ( नियमः ) શરીર એક જ પ્રકારનું છે એવો નિયમ ( न ) નથી.

અર્થ:—સૂક્ષ્મ જંતુના શરીર ગરમીથી થાય છે તેથી ઉષ્મજ, પંખીનાં શરીર ઇંડામાંથી થાય છે તેથી તે અંડજ, મનુષ્ય અને પશુનાં શરીર ગર્ભમાં થાય છે તેથી તે **જરાયુજ**, વૃક્ષનાં શરીર પૃથ્વી ફાડીને નીકળે છે તેથી તે ઉદ્ભિજ્જ, સૃષ્ટિની શરૂઆતમાં અયોનિજ શરીર હોવાથી તે સાંકલ્પિક અને સાંસિદ્ધિક કહેવાય છે માટે શરીર ઉત્પન્ન થવાથી એક જ રીત છે એમ કહી શકાય નહિ. ॥ ૧૧૧ ॥

## सर्वेषु पृथिव्युपादानमसाधारण्यात् तद्व्यपदेश ॥ ११२ ॥

અન્વિતપદાર્થ:—( सर्वेषु ) બધાં શરીરોમાં ( पृथिव्युपादानम् )

પૃથ્વી જ ઉપાદાન છે અને તેથી ( **असाधारण्यात्** ) પૃથ્વી જ મુખ્ય હોવાથી ( **तद्व्यपदेशः** ) પૃથ્વીથી જ વ્યવહાર થાય છે ( **पूर्ववत्** ) પ્રથમ પેઠે.

**અર્થ**:—સર્વ શરીરોમાં પૃથ્વી જ મુખ્ય આરંભક હોવાથી શરીર પાર્થિવ છે, એ વાત ૧૧૦ સૂત્રમાં બતાવી છે. ॥ ૧૧૨ ॥

શરીરનો આરંભક પ્રાણ છે એમ કોઇ માને છે તેનું ખંડન કરે છે.

## न देहारम्भकस्य प्राणत्वमिन्द्रियशक्तितस्तत्सिद्धेः ॥ ११३ ॥

અન્વિતપદાર્થઃ—( **देहारम्भकस्य** ) દેહનો જે આરંભક છે તે ( **प्राणत्वम्** ) પ્રાણ ( **न** ) નથી ( **इन्द्रियशक्तितः** ) ઇંદ્રિયોની શક્તિ હોવાથી ( **तत्सिद्धेः** ) તેની સિદ્ધિ થાય છે.

**અર્થ**:—શરીરનું જે આરંભક એટલે ઉપાદાન કારણ છે તે પ્રાણ નથી કારણ કે, તે તો અંતઃકરણ અને ઇંદ્રિયોની વિશેષ શકિતથી ઉત્પન્ન થાય છે. ઇંદ્રિયો અને અંતઃકરણનો નાશ થવાથી પ્રાણનો નાશ જોવામાં આવે છે. મૃત શરીરમાં કોઇ પણ કરણ ન રહેવાથી પ્રાણ રહેતો નથી. જેના રહેવાથી જે રહે અને ન રહેવાથી ન રહે તે તેનું કાર્ય છે એમ માનવામાં આવે છે, માટે પ્રાણ તો અંતઃકરણ અને ઇંદ્રિયોનો વ્યાપાર હોવાથી શરીરનું ઉપાદાન કારણ નથી. ॥ ૧૧૩ ॥

શરીર ઉત્પન્ન થઇ ગયા પછી જીવાત્મા શરીરમાં આવે છે કે આત્મા આવ્યા પછી શરીરનું નિર્માણ થવું શરૂ થાય છે ? એ શંકાનું સમાધાન કરે છે.

## भोक्तुरधिष्ठानाद्भोगायतननिर्माणमन्यथापूतिभावप्रसक्तेः॥११४॥

અન્વિતપદાર્થઃ—( **भोक्तुः** ) જીવાત્માના ( **अधिष्ठानात्** ) અધિષ્ઠાનથી જ ( **भोगायतननिर्माणम्** ) શરીરનું નિર્માણ થાય છે ( **अन्यथा** ) નહીં તો ( **पूतिभावप्रसक्तेः** ) ગળી જવું જોઇએ.

**અર્થ**:—માતાના શરીરમાં બાળકનું જે શરીર બને છે, તેમાં જીવાત્મા પ્રથમથી જ આવે છે. જીવાત્મા હોવાથી જ શરીરનું નિર્માણ થાય છે. જો જીવાત્મા ન હોય તો તે શુક્રશોણિતમય પિંડ પડી નષ્ટ થવો જોઇએ, માટે આત્માને લઇને જ શરીરનું નિર્માણ થાય છે. ॥ ૧૧૪ ॥

શરીર ઉપર જીવાત્માનું જે અધિષ્ઠાન છે તે સાક્ષાત્ નથી પણ લિંગ શરીરદ્વારા જ છે તે આ સૂત્રમાં બતાવે છે.

**भृत्यद्वारा स्वाम्याधिष्ठितिर्नैकान्तात् ॥ ११५ ॥**

અન્વિતપદાર્થ:—( **भृत्यद्वारा** ) લિંગ શરીરદ્વારા ( **स्वाम्यधिष्ठितिः** ) જીવનું અધિષ્ઠાન છે ( **एकान्तात्** ) સાક્ષાત્ ( **न** ) નથી.

અર્થ:—જીવાત્માનું શરીર ઉપર જે અધિષ્ઠાન છે તે લિંગ શરીરને લઇને છે. લિંગ શરીર સિવાય સાક્ષાત્ જીવ શરીરનો અધિષ્ઠાતા નથી. રાજા જેમ પોતાના નોકર ચાકરદ્વારા રાજ્યનો અધિષ્ઠાતા છે તેમ જીવાત્મા પણ લિંગ શરીરદ્વારાજ શરીરનો અધિષ્ઠાતા છે. ॥ ૧૧૫ ॥

સમાધિમાં, સુષુપ્તિમાં અને મોક્ષમાં જીવ જે સ્વરૂપે રહે છે તે સ્વરૂપ બતાવે છે.

**समाधिसुषुप्तिमोक्षेषु ब्रह्मरूपता ॥ ११६ ॥**

અન્વિતપદાર્થ:—( **समाधिसुषुप्तिमोक्षेषु** ) સમાધિ, સુષુપ્તિ અને મોક્ષમાં જીવાત્માની ( **ब्रह्मरूपता** ) બ્રહ્મના જેવી અવસ્થા હોય છે.

અર્થ:—સમાધિ, સુષુપ્તિ એટલે ગાઢ નિદ્રામાં અને મુક્તિમાં જીવાત્મા બ્રહ્મના જેવા રૂપે રહે છે. બ્રહ્મ જેમ દુઃખ રહિત છે તેમ તે અવસ્થાઓમાં જીવાત્મા દુઃખ રહિત છે. આ ઉપરથી બ્રહ્મના બધા ધર્મો તે અવસ્થાઓમાં જીવાત્મામાં આવે છે તેમ માનવાની કશી જરૂર નથી. જગત્કર્તૃત્વાદિ ધર્મો જીવાત્મામાં કદિપણ આવી શકતા નથી એમ સર્વ શાસ્ત્રકારો સ્વીકારે છે " **जगद्व्यापारवर्जं प्रकरणादसंनिहित्वाच्च** " વેદાન્ત ૪-૪-૧૭. ઇત્યાદિ વાકયોથી સમજાય છે કે જગત્કર્તૃત્વાદિ ધર્મો જીવમાં નથી. ॥ ૧૧૬ ॥

જ્યારે ત્રણે અવસ્થાઓમાં જીવને બ્રહ્મરૂપતા છે તો પછી મુક્તિમાં ઉત્કૃષ્ટતા શી રહી ? ઉત્તર.

**द्वयोः सबीजमन्यत्र तद्धतिः ॥ ११७ ॥**

અન્વિતપદાર્થ:—( **द्वयोः** ) સમાધિ અને સુષુપ્તિમાં ( **सबीजम्** )

કારણુસહિત બ્રહ્મરૂપપણું ( अन्यत्र ) મુક્તિમાં ( तद्धतिः ) કારણ રહિત છે.

અર્થ:—સમાધિ અને સુષુપ્તિ અવસ્થામાં જીવને જે બ્રહ્મરૂપતા છે તે થોડીવારને માટે છે કારણ કે, દુઃખનું કારણ જે અવિદ્યા છે તે એ બે અવસ્થામાં નાશ પામતી નથી, પણ તમોગુણની અધિકતાને લઇને સુષુપ્તિમાં અને ધ્યેયાકારતાની પ્રબલતાથી સમાધિમાં અવિદ્યા દબાઇ જાય છે. સમાધિ અને સુષુપ્તિ ઉતરી ગયા પછી પાછો દુઃખનો આવિર્ભાવ થાય છે. મુક્તિમાં અવિદ્યા રહેતી નથી માટે સમાધિ અને સુષુપ્તિ કરતાં મુક્તિ ઉત્તમ છે. ॥ ૧૧૭ ॥

સમાધિ અને સુષુપ્તિનો અનુભવ તો જીવ આ શરીરમાં કરી શકે છે પણ મુકિતનો અનુભવ તો આ શરીરમાં કરી શકતો નથી. મહર્ષિ પતંજલિએ સમાધિ અને સુષુપ્તિનાં આ પ્રમાણે લક્ષણ પણ બાંધ્યાં છે. " **तदेवार्थमात्रनिर्मासं स्वरूपशून्यमिव समाधिः** । ૩-૩ ધ્યાન પોતે જ જાણે સ્વરૂપ શૂન્ય થયું હોય તેમ ધ્યેયના જ આકારમાં જ્યારે ભાસે છે ત્યારે સમાધિ કહેવાય છે." **अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा** ॥ ૧-૧૦ ॥ જ્યારે વૃત્તિ અભાવાકાર થાય છે ત્યારે નિદ્રા એટલે સુષુપ્તિ કહેવાય છે. આ જ સૂત્ર ઉપર વાચસ્પતિમિશ્ર લખે છે કે " **बुद्धिसत्त्वे हि त्रिगुणे यदा सत्त्वरजसी अभिभूय समस्तकारणावरकमाविरस्ति तमस्तदा बुद्धेर्विषयाकारपरिणामाभावादुद्भूततमोमयीं बुद्धिमवबुध्यमानः पुरुषः सुषुप्तो; ऽन्तःसंज्ञ इत्युच्यते** ॥ ત્રિગુણમયી બુદ્ધિમાં જ્યારે સત્વ અને રજોગુણને દાબી તમોગુણ પ્રકટ થાય છે અને બુદ્ધિ બાહ્ય વિષયોને નથી જાણતી ત્યારે પુરુષ સુષુપ્તિવાળો અને અંતઃસંજ્ઞ કહેવાય છે. એ જ બન્ને અવસ્થાનો અનુભવ જીવ આ જ શરીરમાં અનુભવ કરી શકે છે, માટે તે પ્રત્યક્ષ છે, પણ મુક્તિ હોવામાં શું પ્રમાણ છે? તેનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

**द्वयोरिव त्रयस्यापि दृष्टत्वान्न तु द्वौ ॥ ११८ ॥**

અન્વિતપદાર્થ:—( **द्वयोः** ) બે અવસ્થાની ( **इव** ) માફક ( **त्रयस्य** )

ત્રણેની ( **अपि** ) પણ ( **दृष्टत्वात्** ) પ્રામાણિકતા હોવાથી ( **त्रौ** ) એ ( **तु** ) જ ( **न** ) નથી.

અર્થ:—સમાધિ અને સુષુપ્તિમાં જેમ પ્રત્યક્ષ પ્રમાણ છે તેમ મુકિતમાં પણ અનુમાન અને શબ્દ પ્રમાણ હોવાથી મુકિત છે. મુકિતમાં અનુમાન થાય છે સમાધિ અને સુષુપ્તિમાં, જે બ્રહ્મરૂપતા છે તે અવિદ્યા સહિત હોવાથી ક્ષણિક છે, પણ જો વિવેક જ્ઞાનથી અવિદ્યાનો નાશ થઇ ગયો હોય તો તે બ્રહ્મરૂપતા સ્થિર કાયમ રહે છે અને બ્રહ્મરૂપતાનું કાયમ રહેવું એજ મુકિત છે. શબ્દ પ્રમાણ પણ છે. " **तमेव विदित्वाति-मृत्युमेति** ॥ ૩૧-૧૮ યજુર્વેદ **यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम्** ॥ ૬-૧૦ કઠોપનિષદ્ **आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन** ॥ યજુર્વેદીય તૈત્તિરીય ઉપનિષદ્ ૨-૮ ઇત્યાદિ પ્રમાણોથી મુકિત પણ સિદ્ધ થાય છે.

સર્વ વૃત્તિઓનો નિરોધ થવાથી સમાધિમાં બ્રહ્મરૂપતા માની શકાય છે પણ સુષુપ્તિમાં વાસનારૂપ દોષ હોવાથી બ્રહ્મરૂપતા કેવી રીતે માની શકાય ? ઉત્તર.

**वासनयानर्थख्यापनं दोषयोगेऽपि न निमित्तस्य प्रधानबाधकत्वम् ॥ ११९ ॥**

અન્વિતપદાર્થ:—( **दोषयोगे** ) નિદ્રારૂપી દોષના સંબંધમાં ( **अपि** ) પણ ( **वासनया** ) વાસનાથી ( **अनर्थख्यापनम्** ) વિષયનું સ્મરણ કરાવી શકાતું નથી કારણ કે ( **निमित्तस्य** ) સંસ્કારને ( **प्रधानबाधकत्वम्** ) નિદ્રારૂપ બળવાન્ દોષની બાધકતા ( **न** ) નથી.

અર્થ:—જેમ સમાધિમાં ધ્યેયાકાર ધ્યાનની પ્રબળતા હોવાથી વાસનારૂપ સંસ્કાર વિષયનું ભાન કરાવી શકતો નથી તેમ નિદ્રારૂપી બળવાન્ દોષને લીધે સુષુપ્તિમાં પણ વાસનારૂપ સંસ્કાર વિષયનું જ્ઞાન કરાવી શકતો નથી માટે સુષુપ્તિમાં પણ જીવને બ્રહ્મરૂપતા માનવામાં કશો દોષ આવતો નથી. ॥ ૧૧૯ ॥

આયુષની જે હદ છે તે એક જ સંસ્કારથી બંધાય છે કે અનેક સંસ્કારોથી ? ઉત્તર.

**एकः संस्कारः क्रियानिर्वर्तको न तु प्रतिक्रियं संस्कारभेदा बहुकल्पनाप्रसक्तेः ॥ १२० ॥**

અન્વિતપદાર્થ:—( **एकः** ) એક ( **संस्कारः** ) સંસ્કાર ( **क्रियानिर्वर्तकः** ) ક્રિયાનો સાધક છે ( **तु** ) પણ ( **प्रतिक्रियम्** ) દરેક ક્રિયા દીઠ ( **संस्कारभेदाः** ) જુદા જુદા સંસ્કારો ( **न** ) નથી ( **बहुकल्पनाप्रसक्तेः** ) અનેક સંસ્કારોની કલ્પના કરવામાં ગૌરવ દોષ આવવાથી.

અર્થ:—જેમ બંદુકની ગોળી જે વેગ લઇ બંદુકમાંથી નીકળે છે તે વેગ ગોળી જમીન ઉપર પડે ત્યાં સુધી રહે છે, ક્ષણે ક્ષણે તેમાં જુદા જુદા વેગો માનવામાં આવતા નથી, તેમ આયુષરૂપ ક્રિયામાં પણ એક જ સંસ્કાર છે અને તે સંસ્કાર આયુષ નાશ પામે ત્યાં સુધી રહે છે. આયુષ એ અનેક પ્રકારની ક્રિયાનો સમૂહ છે, અને દરેક ક્રિયા પ્રત્યે જુદા જુદા સંસ્કારો માનીએ તો નકામું ગૌરવ થાય છે. એક વખત ચક્રમાં જે વેગ આવ્યો તે ચક્રનું ફરવું બંધ પડે ત્યાં સુધી રહે છે. ક્ષણે ક્ષણે જુદા જુદા વેગ માનવામાં કોઇ પણ પ્રમાણ નથી. જીવન્મુક્ત પુરૂષના આયુષ પ્રત્યે પણ જે સંસ્કાર છે તે તેના આયુષના નાશ સુધી રહે છે, નહીં તો વિવેકજ્ઞાન થાય કે તરત જ સંસ્કાર નાશ થવાથી તેનું શરીર પડી જવું જોઇએ, પણ આયુષ જનક સંસ્કાર આયુષ પૂર્ણ થાય ત્યાં સુધી રહે છે, માટે સંસ્કાર પ્રારબ્ધ ભોગની સમાપ્તિ સુધી રહે છે. ॥ ૧૨૦ ॥

આગળ કહેવામાં આવ્યું છે કે ઉદ્ભિજ્જ પણ એક શરીર છે તેમાં કેટલાક વિદ્વાનોની શંકા છે કે મનુષ્યાદિ પ્રાણીઓ બાહ્ય પદાર્થોને જાણી શકે છે તેમ વૃક્ષાદિ જાણી શકતાં નથી માટે વૃક્ષાદિમાં જીવ છે એ કેમ માની શકાય ? ઉત્તર.

**न बाह्यबुद्धिनियमो वृक्षगुल्मलतौषधिवनस्पतितृणवीरुधानामपि भोक्तृभोगायतनत्वं पूर्ववत् ॥ १२१ ॥**

અન્વિતપદાર્થ:—( **बाह्यबुद्धिनियमः** ) બાહ્ય પદાર્થનું જ્ઞાન થવું એ જ જીવ હોવાનો નિયમ ( **न** ) નથી તેથી ( **वृक्षगुल्मलतौषधिवनस्पतितृणवीरुधानाम्** ) વૃક્ષ, ગુલ્મ, લતા, ઔષધિ, વનસ્પતિ, તૃણ અને

વીરુધોને ( **अपि** ) પણ ( **भोक्तृभोग्यत्वम्** ) જીવના ભોગનું સ્થાન-પણું છે ( **पूर्ववत्** ) પૂર્વ બતાવ્યું છે તે પ્રમાણે.

અર્થ:—વૃક્ષાદિ જો બહારના પદાર્થોને જાણે તો તેમાં જીવ માનવો નહીં તો નહીં, એવો કોઇ નિયમ નથી. જે સુખ દુઃખનો ભોગ કરે જ જીવાત્મા અને જેમાં રહી કરે તે જ તેનું શરોર. જેમ મનુષ્યાદિ શરીરમાં રહી જીવાત્મા હવા, પાણી અને ખોરાક લે છે તેમ, વૃક્ષાદિમાં પણ રહી હવા, પાણી અને ખોરાક લઇ સુખ દુઃખ ભોગવી શકે છે, માટે વૃક્ષાદિ પણ શરીર છે અને તેમાં જીવાત્મા પણ છે એ વાત ૫-૧૧૪ સૂત્રમાં બતાવી છે. જેમ મનુષ્યાદિ શરીરમાં જીવ ન રહે તો તે શરીર ગંધાઈ જાય છે અને નાશ પામે છે. છાંદોગ્ય ઉપનિષદ્માં પણ લખ્યું છે કે "**अस्य यदेकां शाखां जीवो जहात्यथ सा शुष्यति, द्वितीयां जहात्यथ सा शुष्यति तृतीयां जहात्यथ सा शुष्यति, सर्वं जहाति सर्वः शुष्यत्येवमेव विद्धीति होवाच** ૬-૧૦-૨.

જીવ જે જે શાખાને તજે છે તે તે શાખા સુકાઇ જાય છે અને જો સર્વ વૃક્ષને છોડી દે તો, તે આખું સુકાઇ જાય છે."

આ પ્રમાણથી વૃક્ષમાં જીવ છે એમ સિદ્ધ થાય છે અને વૃક્ષ એ એક શરીર છે તે પણ સિદ્ધ થાય છે.

કેટલાક કહે છે કે વૃક્ષાદિમાં પ્રાણ (Life) છે પણ આત્મા (Soul) નથી એ માનવું ઠીક નથી કારણ કે, પ્રાણ આત્મા સિવાય સંભવી શકે જ નહી, આત્મા સિવાય જો પ્રાણથી હવા, પાણી અને ખોરાક લેવાતા હોય તો કીડી માકડ તથા બીજા ક્ષુદ્ર પ્રાણીઓમાં પણ આત્મા શા માટે માનવો ? અને કીડી આદિનું જે પિંડ દેખાય છે તેને શરીર પણ શા માટે માનવું ? માટે વૃક્ષાદિમાં જીવ છે અને વૃક્ષાદિ ઉર્દ્ભિજ્જ શરીર પણ છે. ॥ ૧૨૧ ॥

બીજો હેતુ આપે છે.

**स्मृतेश्च ॥ १२२ ॥**

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **स्मृते** ) સ્મૃતિમાં પણ કહ્યું છે.

અર્થ:—મન્વાદિ સ્મૃતિઓમાં પણ કહ્યું છે કે વૃક્ષાદિ શરીરો છે.

" शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः।
वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ मनुः

શારીરક દોષને લઇ જીવ સ્થાવર શરીર પામે છે, વાણીના દોષને લઇ પંખીના શરીરને અને માનસિક દોષને લઇ ચાંડાલના શરીરને પામે છે." ઇત્યાદિ શબ્દ પ્રમાણોથી પણ વૃક્ષાદિ શરીર છે એમ સિદ્ધ થાય છે. ॥ ૧૨૨ ॥

જેમ મનુષ્યોમાં કોઇ ધાર્મિક અને કોઇ પાપી છે તેમ વૃક્ષાદિમાં પણ છે કે નહીં? ઉત્તર.

## न देहमात्रतः कर्माधिकारित्वं वैशिष्ट्यश्रुतेः ॥ १२३ ॥

અન્વિતપદાર્થઃ—( **देहमात्रतः** ) શરીર હોવાથી જ જીવને ( **कर्माधिकारित्वम्** ) કર્મનો અધિકાર ( **न** ) હોતો નથી. ( **वैशिष्ट्यश्रुतेः** ) તે અધિકાર તો વિશિષ્ટ શરીરવાળાને જ થાય છે.

અર્થઃ—કર્મ કરવાનો અધિકાર મનુષ્યોને જ છે, સર્વ જીવોને નહીં. ॥ ૧૨૩ ॥

હવે કર્માધિકારી અને ભોગાધિકારી શરીરોનો ભેદ બતાવે છે.

## त्रिधा त्रयाणां व्यवस्था कर्मदेहोपभोगदेहोभयदेहाः ॥ १२४ ॥

અન્વિતપદાર્થઃ—( **कर्मदेहोपभोगदेहोभयदेहाः** ) કર્મ શરીરવાળા અને ઉભય શરીરવાળા મળી ( **त्रयाणाम्** ) ત્રણ પ્રકારના જીવોને ( **त्रिधा** ) ત્રણ પ્રકારની ( **व्यवस्था** ) વ્યવસ્થા છે.

અર્થ:—નિષ્કામ કર્મ કરનાર જનક આદિ રાજર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ કર્મદેહી, કર્મફળની ઇચ્છા રાખનાર મનુષ્યો કર્મદેહી અને ઉપભોગદેહી અને પશુ પંખી આદિ ભોગદેહી કહેવાય છે. જનકાદિ કર્મફળની ઇચ્છા રાખ્યા સિવાય કર્મ કરતા હતા તેથી તે કર્મદેહી, સાધારણ મનુષ્યો કર્મફળની ઇચ્છા રાખીને કર્મ કરે છે માટે તે ઉપભોગદેહી પણ કહેવાય છે. ॥ ૧૨૪ ॥

## न किञ्चिदनुशयिनः ॥ १२५ ॥

અન્વિતપદાર્થ:—( **अनुशयिनः** ) મુકત પુરૂષને ( **किञ्चित्** ) ઉપર કહેલા ત્રણ શરીરોમાંથી એકપણ ( **न** ) નથી.

અર્થ:—મુકત આત્માને ઉપર બતાવેલાં ત્રણ શરીરોમાંથી એકપણ નથી. ॥ ૧૨૫ ॥

## न बुद्ध्यादिनित्यत्वमाश्रयविशेषेऽपि ॥ १२६ ॥

અન્વિતપદાર્થ:—( **आश्रयविशेषे** ) આશ્રય વિશેષમાં ( **अपि** ) પણ ( **बुद्ध्यादिनित्यत्वम्** ) નિત્ય બુદ્ધિ (**न**) નથી.

અર્થ:—વિષયના સંબંધથી જે જ્ઞાન થાય છે તે કોઇપણ જીવાત્મામાં નિત્ય નથી અર્થાત્ સર્વ જીવાત્માઓને જ્ઞાન તો અનિત્ય જ છે. ॥ ૧૨૬ ॥

## आश्रयासिद्धेश्च ॥ १२७ ॥

અન્વિતપદાર્થ:—( **च** ) અને ( **आश्रयासिद्धेः** ) આશ્રયની અસિદ્ધિ હોવાથી

અર્થ:—બુદ્ધિવૃત્તિ જેમાં નિત્ય થઇને રહે એવો કોઇ આશ્રય જ નથી. ॥ ૧૨૭ ॥

હવે યોગની જે સિદ્ધિઓ છે તે સત્ય છે તે આ સુત્રમાં બતાવે છે.

## योगसिद्धयोऽप्यौषधादिसिद्धिवन्नापलपनीयाः ॥ १२८ ॥

અન્વિતપદાર્થ:--( **औषधादिसिध्धिवत्** ) ઔષધાદિની સિદ્ધિ માફક ( **योगसिद्धयः** ) યોગની સિદ્ધિઓ ( **अपि** ) પણ ( **अपलपनीयाः** ) ખંડન કરવા યોગ્ય ( **न** ) નથી.

અર્થ:--જેમ ઔષધની સિદ્ધિઓ સત્ય છે તેમ યોગની સિદ્ધિઓ પણ સત્ય છે માટે તેમનું ખંડન થઇ શકતું નથી. સાંખ્ય શાસ્ત્રકાર યોગશાસ્ત્રમાં જે સિધ્ધિઓ બતાવી છે તેને સત્ય માને છે. ॥ ૧૨૮ ॥

હવે ભૂતમાં ચૈતન્ય માનનારનું ખંડન કરે છે.

**न भूतचैतन्यं प्रत्येकादृष्टेः सांहित्येऽपि च सांहित्येऽपि च ॥१२९॥**

અન્વિતપદાર્થ:--( **प्रत्येकादृष्टेः** ) પ્રત્યેક ભૂતમાં નહીં જોવાથી ( **भूतचैतन्यम्** ) પૃથ્વી આદિ મહાભૂતોમાં ચૈતન્ય નથી અને તેથી ( **सांहित्ये अपि च २** ) સમુદિત ભૂતોમાં પણ ચૈતન્ય નથી.

અર્થ:--પૃથ્વી આદિ એક એક મહાભૂતમાં ચૈતન્ય ન હોવાથી મહાભૂતોના સમૂહમાં અને તેનાં કાર્યમાં પણ ચૈતન્ય નથી, માટે ચૈતન્ય મહાભૂતથી ભિન્ન વસ્તુ છે અને તે નિત્ય છે. પ્રથમ ત્રીજા અધ્યાયમાં મહાભૂતોમાં ચૈતન્યનો નિરાસ કરવામાં આવ્યો છે, તે પોતાના સિદ્ધાંતના સ્થાપનને માટે છે અને આ ઠેકાણે પ્રતિપક્ષના ખંડનને માટે છે. આ સૂત્રમાં " **सांहित्येऽपिच** । પ્રયોગની આવૃત્તિ કરી છે તે અધ્યાયની સમાપ્તિ સૂચવે છે. ॥ १२९ ॥

**इति गुर्जरभाषाटीकायुते कापिलसांख्यशास्त्रे पञ्चमोऽध्यायः ॥**



# अथ षष्ठोऽध्यायः ॥

આ શાસ્ત્રનો જે પ્રતિપાદ્ય વિષય હતો તે પ્રથમ ચાર અધ્યાયમાં કહેવાય ગયો છે અને પાંચમાં અધ્યાયમાં પ્રતિપક્ષનું ખંડન કર્યું છે. હવે આ અધ્યાયમાં ફરીથી શાસ્ત્રીય વિષય સંક્ષેપમાં કહી ઉપસંહાર કરે છે, અને વિષય સાધક જે યુક્તિઓ નથી બતાવી તે પણ બતાવે છે. પ્રથમ આત્માની સિદ્ધિ કરે છે.

**अस्त्यात्मा नास्तित्वसाधनाभावात् ॥ १ ॥**

અન્વિતપદાર્થ:--( नास्तित्वसाधनाभावात् ) આત્માનાં નિષેધ સાધક પ્રમાણ ન હોવાથી ( आत्मा ) આત્મા ( अस्ति ) છે.

અર્થ:--આત્માનું અસ્તિત્વ સર્વ સ્વીકારે છે. આત્મા કોને માનવો એમાં જ માત્ર વિવાદ છે. કોઇ શરીરને, કોઇ પાંચ ભૂતોની અમુક પ્રકારની શક્તિને, અને કોઇ શરીરથી અતિરિક્ત ચેતનને આત્મા માને છે. આત્માનો અભાવ તો નથી જ કારણ કે, અભાવ સાધક કોઇ પણ પ્રમાણ નથી.

હવે આત્મા શરીરથી જુદો છે, તે સિદ્ધ કરે છે.

**देहादिव्यतिरिक्तोऽसौ वैचित्र्यात् ॥ २ ॥**

અન્વિતપદાર્થ:--( असौ ) આત્મા ( देहादिव्यतिरिक्तः ) શરીરાદિથી જુદો છે ( वैचित्र्यात् ) શરીર કરતાં તેમાં વિલક્ષણતા હોવાથી.

અર્થ:--શરીરાદિમાં પરિણામિત્વ, દશ્યત્વ અને જડત્વ ધર્મો છે જ્યારે આત્મામાં તેનાથી વિરૂદ્ધ અપરિણામિત્વ, દ્રષ્ટૃત્વ અને ભોક્તૃત્વ ધર્મો છે તેથી શરીરાદિથી આત્મા જુદો છે. ॥ ૨ ॥

**षष्ठीव्यपदेशादपि ॥ ३ ॥**

અન્વિતપદાર્થ:--( षष्ठीव्यपदेशात् ) છઠ્ઠી વિભક્તિથી કથન હોવાથી ( अपि ) પણ.

અર્થ:--"આ મારૂં શરીર છે" આ ઠેકાણે "મારૂં" એ છઠ્ઠી વિભકિતવાળું પદ છે. જો શરીર જ આત્મા હોય તો "હું શરીર છું" એ પ્રમાણે કથન થવું જોઇએ. માટે આત્મા શરીરથી જુદો છે. ॥ ૩ ॥

"આ પત્થરની પૂતળી છે" અહીં આ પત્થર અને પૂતળી એક જ હોવા છતાં છઠ્ઠી વિભકિત વપરાય છે માટે છઠ્ઠી વિભકિત ભેદ હોય ત્યાં જ વપરાય છે એવો નિયમ નથી, તેથી છઠ્ઠી વિભકિતનો પ્રયોગ ભેદ સાધક નથી. એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

## न शिलापुत्रवद् धर्मिग्राहकमानबाधात् ॥ ४ ॥

અન્વિતપદાર્થ:—( धर्मिग्राहकमानबाधात् ) ભેદ ગ્રાહક પ્રમાણ ન હોવાથી ( शिलापुत्रवत् ) પત્થરની પૂતળી માફક ( न ) નથી.

અર્થ:--"પત્થરની પૂતળી" એ ઠેકાણે તો પ્રત્યક્ષ પ્રમાણથી જ ભેદનો બાધ થાય છે અર્થાત્ પત્થર અને પૂતળી એક જ છે એમ પ્રત્યક્ષ પ્રમાણથી જોઇ શકાય છે, પણ "આ મારૂં શરીર છે" એ ઠેકાણે જુદાઇ બતાવનારી જે ષષ્ઠી વિભકિતનો પ્રયોગ છે તેનો બાધ થઇ શકતો નથી. હું અને શરીર એ બેનું એકપણું બતાવનારૂં કોઇ પણ પ્રમાણ નથી, માટે આત્મા શરીરથી જુદો જ છે. ॥ ૪ ॥

હવે આત્માની કૃતકૃત્યતા શામાં છે તે બતાવે છે.

## अत्यन्तदुःखनिवृत्त्या कृतकृत्यता ॥ ५ ॥

અન્વિતપદાર્થ:--( अत्यन्तदुःखनिवृत्त्या ) દુઃખની અત્યંત નિવૃત્તિ થવાથી ( कृतकृत्यता ) કૃતાર્થતા થાય છે.

અર્થ:—વિવેકજ્ઞાનથી દુઃખની અત્યંત નિવૃત્તિ જ્યારે થાય છે ત્યારે આત્મા કૃતાર્થ થાય છે. ॥ ૫ ॥

હવે સુખ કરતાં દુઃખ પ્રબળ છે તે બતાવે છે.

## यथा दुःखात्क्लेशः पुरुषस्य न तथा सुखादभिलाषः ॥ ६ ॥

અન્વિતપદાર્થ:—( यथा ) જેમ ( दुःखात् ) દુઃખથી ( पुरुषस्य ) પુરૂષને ( क्लेशः ) કલેશ થાય છે ( तथा ) તેમ ( सुखात् ) સુખથી ( अभिलाषः ) અભિલાષ ( न ) થતો નથી.

અર્થ:--મને સુખ મળો તેનાં કરતાં મને દુઃખ ન થાઓ, એમ સર્વ પ્રાણીઓ ઇચ્છે છે. રોગી માણસ ઇચ્છે છે કે સુખ મળવું હોય તો મળે પણ આ રોગ નાશ પામે તો ઘણું સારૂં. એથી સિધ્ધ થાય છે કે સુખ કરતાં દુઃખ જ વધારે બળવાન્ છે અને તેથી સુખ પ્રાપ્તિ કરતાં દુઃખ નિવૃત્તિ વધારે ઇષ્ટ છે માટે દુઃખની અત્યંત નિવૃત્તિમાં જ કૃતકૃત્યતા છે. ॥ ૬ ॥

સંસારમાં સુખ કરતાં દુઃખ વધારે છે તેથી દુઃખ નિવૃત્તિ જ ઇષ્ટ છે તે આ સૂત્રમાં બતાવે છે.

## कुत्रापि कोऽपि सुखी ॥ ७ ॥

અન્વિતપદાર્થ:--( **कुत्र** ) કોઇક ( **अपि** ) જ ઠેકાણે ( **कः** ) કોઇ ( **अपि** ) જ ( **सुखी** ) સુખી હોય છે.

અર્થ:—સંસારમાં કોઇક જ ઠેકાણે કોઇક જ સુખી હોય છે. કોઇ માણસ બહુ ધનવાન હોય તેથી તે સર્વથા સુખી છે એમ માનવું નહીં. કારણ કે તેના મોઢામાંથી પણ એવો શબ્દ નીકળે છે કે હું બહુ દુઃખી છું, માટે સુખ કરતાં દુનીઆમાં દુઃખ વધારે છે. ॥ ૭ ॥

સુખ પણ દુઃખ મિશ્રિત હોવાથી દુઃખ જ છે તે આ સૂત્રમાં બતાવે છે.

## तदपि दुःखशबलमिति दुःखपक्षे निःक्षिपन्ते विवेचकाः ॥ ८ ॥

અન્વિતપદાર્થ:--( **तदपि** ) સંસારમાં જે સુખ છે તે પણ ( **दुःखशबलम्** ) દુઃખ યુક્ત હોય છે (**इति**) તેથી (**विवेचकाः**) વિવેકી પુરૂષો તેને–સુખને ( **दुःखपक्षे** ) દુઃખપક્ષમાં ( **निःक्षिपन्ते** ) નાખે છે.

અર્થ:--સાંસારિક બધાં સુખો દુઃખ મિશ્રિત હોવાથી વિવેકી પુરૂષો સાંસારિક ક્ષણિક દુઃખયુકત સુખને દુઃખરૂપે જ ગણે છે. ॥ ૮ ॥

દુ:ખનો અભાવ પુરૂષાર્થ કેવી રીતે હોય શકે ? તેનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

**सुखलाभाभावादपुरुषार्थत्वमिति चेन्न द्वैविध्यात् ॥ ९ ॥**

અન્વિતપદાર્થ:—( **सुखलाभाभावात्** ) સુખની પ્રાપ્તિ સિવાય દુ:ખ નિવૃત્તિ ( **अपुरुषार्थत्वम्** ) પુરૂષાર્થ નથી ( **इति चेत्** ) જો એમ કહો તો ( **न** ) એ ઠીક નથી કારણ કે ( **द्वैविध्यात्** ) પુરૂષાર્થ બે પ્રકારના છે.

અર્થ:—પુરૂષાર્થ બે પ્રકારના છે એક સુખ અને બીજો દુ:ખનો અભાવ. જે લોકો રાગવાન્ છે તેને માટે સુખ પુરૂષાર્થ છે અને જે વીતરાગ છે તેને માટે દુ:ખનો અભાવ પુરૂષાર્થ છે. મુક્તિમાં જન્ય સુખ માનવા કરતાં દુ:ખનો અભાવ માનવો વધારે ઉત્તમ છે. ॥ ૯ ॥

**निर्गुणत्वमात्मनोऽसङ्गत्वादिश्रुतेः ॥ १० ॥**

અન્વિતપદાર્થ:—( **असङ्गत्वादिश्रुतः** ) પ્રાકૃતિક ગુણોનો સંબંધ ન હોવાથી ( **आत्मनः** ) આત્મા ( **निर्गुणत्वम्** ) નિર્ગુણ છે.

અર્થ:—પ્રકૃતિમાં સૃષ્ટિની ઉપાદાનતા, પરિણામિતા અને ભોગ્યતા આદિ જે ગુણો છે તે આત્મામાં નહી હોવાથી આત્મા નિર્ગુણ છે. ॥ ૧૦ ॥

**परधर्मत्वेऽपि तत्सिद्धिरविवेकात् ॥ ११ ॥**

અન્વિતપદાર્થ:—( **परधर्मत्वे** ) પ્રકૃતિના ધર્મ હોવા છતાં ( **अपि** ) પણ ( **अविवेकात्** ) અવિવેકને લીધે ( **तत्सिद्धिः** ) આત્મામાં તેની સિદ્ધિ થાય છે.

અર્થ:—જન્ય સુખ દુ:ખાદિ પ્રકૃતિના ધર્મ હોવા છતાં તે જે આત્મામાં ભાસે છે તે તો અવિવેક એટલે પ્રકૃતિ સાથે આત્માને જે અભેદ જ્ઞાન છે તેને લીધે છે. એ વાત "**गुणादीनां च नात्यन्त बाधः**" ૫-૨૬ સૂત્રમાં સ્પષ્ટ કરી છે. ॥ ૧૧ ॥

**अनादिरविवेकोऽन्यथा दोषद्वयप्रसक्तेः ॥ १२ ॥**

અન્વિતપદાર્થ:—(**अविवेकः**) અવિવેક જ્ઞાન આત્મામાં (**अनादिः**) અનાદિ કાળથી છે (**अन्यथा**) નહીં તો (**दोषद्वयप्रसक्तेः**) બે દોષ આવે છે.

અર્થ:—જો અવિવેકજ્ઞાનનો આદિ માનીએ તો તેનું કારણ માનવું જોઇએ અને તે કારણનું પણ કારણ માનવું જોઇએ એ પ્રમાણે કારણ ઉપર કારણ માનવાથી અનવસ્થા દોષ થાય છે. બીજો દોષ એ છે કે જ્યારે આત્મામાં અવિવેક નહોતો ત્યારે આત્મા બદ્ધ હતો કે મુક્ત ? જો મુકત માનીએ તો અનાદિ મુકત આત્માને કારણ સિવાય બંધન કેમ થયું ? જો બધ્ધ માનીએ તો અવિવેક જ્ઞાન સિવાય બધ્ધ કેવી રીતે ? બંધન હોય તો અવિવેકની સિધ્ધિ અને અવિવેક હોય તો બંધનની સિધ્ધિ એ પ્રમાણે અન્યોન્યાશ્રય દોષ આવે છે, માટે આત્મામાં અવિવેક અનાદિ જ માનવો યોગ્ય છે. ॥ ૧૨ ॥

**न नित्यः स्यादात्मवदन्यथानुच्छित्तिः ॥ १३ ॥**

અન્વિતપદાર્થ:—(**आत्मवत्**) આત્માની પેઠે (**नित्यः**) અવિવેક નિત્ય (**न**) નથી (**अन्यथा**) જો નિત્ય માનીએ તો (**अनुच्छित्तिः**) તેનો ઉચ્છેદ થઇ શકે નહીં.

અર્થ:—જો આત્મા પેઠે અવિવેકને પણ નિત્ય માનીએ તો જેમ આત્માનો નાશ થતો નથી તેમ અવિવેક જ્ઞાનનો પણ નાશ ન થવો જોઇએ માટે અવિવેક અનાદિ સાંત છે. ॥ ૧૩ ॥

અવિવેકના નાશનું કારણ બતાવે છે.

**प्रतिनियतकारणनाश्यत्वमस्य ध्वान्तवत् ॥ १४ ॥**

અન્વિતપદાર્થ;—(**अस्य**) આ અવિવેકજ્ઞાનનું (**ध्वान्तवत्**) અંધકાર પેઠે (**प्रतिनियतकारणनाश्यत्वम्**) પ્રતિનિયત કારણ જે વિવેક જ્ઞાન છે તેનાથી અવિવેકનો નાશ થાય છે.

અર્થ:—જેમ અંધકારનો નાશ પ્રકાશથીજ થાય છે તેમ અવિવેકનો નાશ વિવેક જ્ઞાનથી જ થાય છે. ॥ ૧૪ ॥

પ્રકાશમાં તો અન્વય વ્યતિરેક જોવાથી પ્રકાશ અન્ધકારના નાશનું કારણ થઇ શકે છે, પણ વિવેકજ્ઞાન અવિવેકના નાશનું કારણ કેવી રીતે થઇ શકે ?

**अत्रापि प्रतिनियमोऽन्वयव्यतिरेकात् ॥ १५ ॥**

અન્વિતપદાર્થ:—( **अत्र** ) અહીં ( **अपि** ) પણ ( **प्रतिनियमः** ) ચોક્કસ નિયમ છે ( **अन्वयव्यतिरेकात्** ) અન્વય અને વ્યતિરેકથી.

અર્થ:—જેમ પ્રકાશ અન્વય અને વ્યતિરેકથી અંધકારના નાશનું કારણ થઇ શકે છે, તેમ વિવેકજ્ઞાન પણ અન્વય અને વ્યતિરેકથી અવિવેકના નાશનું કારણ થઇ શકે છે. ॥ ૧૫ ॥

**प्रकारान्तरासंभवादविवेक एव बन्धः ॥ १६ ॥**

અન્વિતપદાર્થ:—( **प्रकारान्तरासंभवात्** ) બીજો કોઇ પ્રકાર ન હોવાથી ( **अविवेकः** ) અવિવેક ( **एव** ) જ ( **बन्धः** ) બંધન છે.

અર્થ:—બીજો કોઇ પણ હેતુ બંધન કારક ન થઇ શકવાથી અવિવેક જ બંધન કારક છે. ॥ ૧૬ ॥

**न मुक्तस्य पुनर्बन्धयोगोऽप्यनावृत्तिश्रुतेः ॥ १७ ॥**

અન્વિતપદાર્થ:—( **मुक्तस्य** ) મુક્ત આત્માને ( **पुनः** ) ફરી ફરીને ( **अपि** ) પણ ( **बन्धयोगः** ) બંધનનો સંબંધ ( **न** ) નથી ( **अनावृत्तिश्रुतेः** ) વારેવારે આગમનનું શ્રવણ ન હોવાથી.

અર્થ:—મુક્ત આત્માને અન્ય આત્મા પેઠે વારે વારે સંસારમાં આવવું પડતું નથી, કારણ કે ઉપનિષદાદિ ગ્રન્થોમાં મુક્ત આત્માની વારે વારે આવૃત્તિ લખેલી જોવામાં આવતી નથી. આ ઠેકાણે **अनावृत्ति** નો અર્થ અલ્પાવૃત્તિ એટલે પરાંતકાળ સુધી આવૃત્તિ થતી નથી એવો

કરવો યોગ્ય છે. જેમ વાચસ્પતિ મિશ્રે "**अपाम सोममऽमृता अभूम**" આ વાક્યમાં "**अमृत**" નો અર્થ લાંબા વખત સુધી મરણના અભાવ વાળા, કર્યો છે. જુઓ સાંખ્યતત્ત્વ કૌમુદી. તેમ અનાવૃત્તિનો અર્થ લાંબી વખત સુધી આવૃત્તિ ન થવી એજ કરવો યોગ્ય છે. ॥ ૧૭ ॥

## अपुरुषार्थत्वमन्यथा ॥ १८ ॥

અન્વિતપદાર્થ:—( **अन्यथा** ) નહીં તો ( **अपुरुषार्थत्वम्** ) પુરુષાર્થ બની શકે નહીં.

અર્થ:—જો મુક્તિ અવસ્થામાંથી વારે વારે પાછા જન્મ મરણના ફેરામાં આવવું પડતું હોય તો મુક્તિ પરમપુરુષાર્થ કહી શકાય નહીં. ॥૧૮॥

બીજો દોષ બતાવે છે.

## अविशेषापत्तिरुभयोः ॥ १९ ॥

અન્વિતપદાર્થ.—( **उभयोः** ) મુક્ત અને બદ્ધ આત્મામાં ( **अविशेषापत्तिः** ) કશો ભેદ રહે નહીં.

અર્થ:—જો મુક્તિ ક્ષણિક માનીએ તો બદ્ધ અને મુક્ત એક સરખા જ થઈ જાય. ॥ ૧૯ ॥

## मुक्तिरन्तरायध्वस्तेर्न परः ॥ २० ॥

અન્વિતપદાર્થ:—( **अन्तरायध्वस्तेः** ) વિઘ્નના નાશ સિવાય ( **परः** ) બીજો કોઇ ( **मुक्तिः** ) મુક્તિનામક પદાર્થ ( **न** ) નથી.

અર્થ:—આત્મામાં ઔપાધિક સુખ, દુ:ખ, કામ, ક્રોધ, લોભ અને મોહ આદિનો અત્યંત નાશ થવો એજ મુક્તિ છે, તેનાથી કોઇ બીજો પદાર્થ મુક્તિ નથી. મુક્તિનો શબ્દાર્થ છુટવું થાય છે, અને એ સાપેક્ષક શબ્દ હોવાથી શાથી છૂટવું ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય છે તો તેનો ઉત્તર એજ છે કે જેનાથી આત્મા દુ:ખી થતો હોય તેનાથી છૂટવું, દુ:ખ આપનાર કામ ક્રોધાદિ છે માટે તેનો અત્યંત નાશ થવો એજ મુક્તિ છે. ॥ ૨૦ ॥

## तत्राप्यविरोधः ॥ २१ ॥

અન્વિતપદાર્થ:—( तत्र ) મુક્તિમાં આનંદ માનવામાં ( अपि ) પણ ( अविरोधः ) વિરોધ નથી.

અર્થ:—મુક્તિમાં આનંદ માનવામાં પણ કશો વિરોધ નથી. મુક્તિમાં જીવાત્માને બ્રહ્મરૂપતા કહી છે, તેથી બ્રહ્મના સંબંધથી જો આનંદ માનવામાં આવે તો કશો પણ વાંધો નથી. "**सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता**" **तैत्तिरीय** १-२ મુક્ત પુરુષ બ્રહ્મસાથે રહી સર્વ આનંદ ભોગવે છે. ઇત્યાદિ વાક્યોથી મુક્તિમાં આનંદ માનવામાં કશો વિરોધ નથી. ॥ २१ ॥

મુક્તિ મેળવવાને બધાને એક સરખો જ વખત લાગતો નથી તે આ સૂત્રમાં બતાવે છે.

## अधिकारित्रैविध्यान्न नियमः ॥ २२ ॥

અન્વિતપદાર્થ:—( **अधिकारित्रैविध्यात्** ) ત્રણ પ્રકારના અધિકારી હોવાથી ( **नियमः** ) નિયમ ( **न** ) નથી.

અર્થ:—ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારના અધિકારી હોવાથી મુક્તિ મેળવવા માટે બધાને એક સરખો વખત લાગે છે એવો કોઈ નિયમ નથી. કોઇ જલદી મુક્તિ મેળવે છે અને કોઇ વિલંબથી મેળવે છે ॥ २२ ॥

## दार्ढ्यार्थमुत्तरेषाम् ॥ २३ ॥

અન્વિતપદાર્થ:—( **उत्तरेषाम्** ) શ્રવણ કર્યા પછી મનન અને નિદિધ્યાસનનો પણ ઉપયોગ ( **दार्ढ्यार्थम्** ) શ્રુત અર્થની દૃઢતા માટે છે.

અર્થ:—ગુરુ પાસેથી જે વિવેકજ્ઞાન સાંભળ્યું છે, તેમાં સંદેહ અને ભ્રમ દૂર કરવામાટે મનન અને નિદિધ્યાસનની પણ જરૂર છે. ॥ २३ ॥

**स्थिरसुखमासनमिति न नियमः ॥ २४ ॥**

અન્વિતપદાર્થ:—( **आसनम्** ) આસન ( **स्थिरसुखम्** ) જેનાથી પ્રાણાયામ આદિ સુખેથી થઇ શકે તે જ છે ( **इति** ) તેથી ( **नियमः** ) નિયમ ( **न** ) નથી.

અર્થ:—જેનાથી પ્રાણાયામ આદિ સુખેથી કરી શકાય તે જ આસન રાખવું. પદ્માસન, સ્વસ્તિકાસન કે મયૂરાસન આદિમાંથીજ અમુક આસન જોઇએ એવો કોઇ નિયમ નથી. ॥ ૨૪ ॥

**ध्यानं निर्विषयं मनः ॥ २५ ॥**

અન્વિતપદાર્થ:—( **निर्विषयम्** ) વૃત્તિ રહિત જે ( **मनः** ) મન છે તે જ ( **ध्यानम्** ) ધ્યાન છે.

અર્થ:—જ્યારે અંતઃકરણ વૃત્તિરહિત થાય છે ત્યારે જ ધ્યાનની સિદ્ધિ થાય છે. " **योगश्चित्तवृत्तिनिरोधः** " એ યોગસૂત્રનો અર્થ આ સૂત્રમાં છે. ॥ ૨૫ ॥

ચિત્તવૃત્તિનો નિરોધ સુષુપ્તિમાં અને સમાધિમાં પણ થાય છે, તો એ બેમાં શો ફેર ? ઉત્તર

**उभयथाऽप्यविशेषश्चेन्नैवमुपरागनिरोधाद्विशेषः ॥ २६ ॥**

અન્વિતપદાર્થ:—(**उभयथा**) બન્ને રીતે (**अपि**) પણ (**अविशेषः**) ફેર નથી (**इति**) જો એમ કહો તો (**न**) નહિ કારણ કે, (**उपरागनिरोधाद्**) વાસનાનો નિરોધ થવાથી (**विशेषः**) વિશેષ છે.

અર્થ:—સમાધિમાં વાસનાનો નિરોધ થાય છે અને સુષુપ્તિમાં થતો નથી માટે સુષુપ્તિ અને સમાધિ એક નથી. ॥ ૨૬ ॥

**निःसङ्गेऽप्युपरागोऽविवेकात् ॥ २७ ॥**

અન્વિતપદાર્થ:—(**निःसङ्गे**) આત્મા સંગરહિત હોવા છતાં (**अपि**) પણ ( **अविवेकात्** ) અજ્ઞાનથી.

અર્થ:--આત્મામાં ગૌરત્વાદિ ધર્મનો સંગ ન હોવા છતાં પણ શરીર સાથે તેને અભેદજ્ઞાન હોવાથી "હું ગૌર છું હું કાળો છું" એવું જ્ઞાન આત્માને થાય છે. ॥ ૨૭ ॥

## जवास्फटिकयोरिव नोपरागः किन्त्वभिमानः ॥ २८ ॥

અન્વિતપદાર્થ:—( **जवास्फटिकयो:** ) જવાપુષ્પનું સ્ફટિકમાં જેમ ( **उपरागः** ) પ્રતિબિંબ પડે છે તેમ આત્મામાં સુખ દુ:ખાદિનું પ્રતિબિંબ ( **न** ) પડતું નથી ( **किन्तु** ) પણ ( **अभिमानः** ) અભિમાન માત્ર છે.

અર્થ:—જવા પુષ્પનું પ્રતિબિંબ સ્ફટિકમાં જેમ પડે છે તેમ આત્મામાં દુ:ખાદિનું પ્રતિબિંબ પડતું નથી. "હું દુ:ખી છું" એવો માત્ર આત્મામાં અભિમાન જ છે.

હવે અભિમાનના નિરોધનો ઉપાય બતાવે છે.

## ध्यानधारणाभ्यासवैराग्यादिभिस्तन्निरोधः ॥ २९ ॥

અન્વિતપદાર્થ:-(**ध्यानधारणाभ्यासवैराग्यादिभि:**) ધ્યાન, ધારણા, અભ્યાસ અને વૈરાગ્યથી ( **तन्निरोधः** ) અભિમાનનો નિરોધ થાય છે.

અર્થ:—ધ્યાન, ધારણા, અભ્યાસ અને વૈરાગ્યથી આત્મસ્થ અભિમાનનો નાશ થાય છે. ॥ ૨૯ ॥

હવે બીજા આચાર્યનો મત બતાવે છે.

## लयविक्षेपयोर्व्यावृत्त्येत्याचार्याः ॥ ३० ॥

અન્વિતપદાર્થ:—( **लयविक्षेपयोः** ) સુષુપ્તિ અને જાગ્રત્ અવસ્થાના ( **व्यावृत्या** ) નિરોધથી અભિમાનની નિવૃત્તિ થાય છે ( **इति** ) એમ ( **आचार्याः** ) અન્ય આચાર્યો માને છે.

અર્થ:—કેટલાક આચાર્યો કહે છે કે નિદ્રાવૃત્તિ અને પ્રમાણવૃત્તિનો નિરોધ કરવાથી અભિમાનની નિવૃત્તિ થાય છે. ॥ ૩૦ ॥

હવે ધ્યાન કયે સ્થાને કરવું તેનો ઉત્તર આપે છે.

न स्थाननियमश्चित्तप्रसादात् ॥ ३१ ॥

અન્વિતપદાર્થ:—( चित्तप्रसादात् ) ચિત્તની પ્રસન્નતા હોવાથી ( स्थाननियमः ) સ્થાનનો નિયમ ( न ) નથી.

અર્થ:—જે ઠેકાણે મન પ્રસન્ન રહે તેજ ઠેકાણે ધ્યાન કરવું. અરણ્ય અથવા પર્વતની ગુફામાં જઇને જ ધ્યાન કરવું એવો કોઇ નિયમ નથી જે ઠેકાણે ચિત્ત પ્રસન્ન ન રહે તે ઠેકાણે ધ્યાન ન કરવું. ॥૩૧॥

હવે પુરુષના અપરિણામિત્વનો વિચાર કરે છે.

प्रकृतेराद्योपादानताऽन्येषां कार्यत्वश्रुतेः ॥ ३२ ॥

અન્વિતપદાર્થ:—( अन्येषाम् ) મહદાદિ ( कार्यत्वश्रुतेः ) કાર્ય હોવાથી ( प्रकृतेः ) પ્રકૃતિને ( आद्या ) મુખ્ય ( उपादानता ) ઉપાદાન કારણુતા છે.

અર્થ:—મહદ્ આદિ તત્વો કાર્ય હોવાથી મુખ્ય ઉપાદાન કારણુ પ્રકૃતિ જ છે. મહત્, અહંકાર પંચતન્માત્રા અને મહાભૂતમાં જે ઉપાદાનકારણુતા છે તે મુખ્ય નથી. જે કાર્ય હોય તે મુખ્ય ઉપાદાન કારણુ બની શકે નહિ. પ્રકૃતિ કાર્ય ન હોવાથી તેજ મુખ્ય ઉપાદાન કારણુ છે.

પુરુષ પણુ નિત્ય જ છે તો તે ઉપાદાન કારણુ કેમ નહીં ? ઉત્તર.

नित्यत्वेऽपि नात्मनो योग्यत्वाभावात् ॥ ३३ ॥

અન્વિતપદાર્થ:—( आत्मनः ) આત્મા ( नित्यत्वे ) નિત્ય હોવા છતાં ( अपि ) પણુ ( योग्यत्वाभावात् ) યોગ્યતા ન હોવાથી ( न ) ઉપાદાન કારણુ થઇ શકતો નથી.

અર્થ:—આત્મા વિકારી અને પરિણામી ન હોવાથી જગતનું ઉપાદાન કારણુ થઇ શકતો નથી. વિકાર અને પરિણામ રૂપ યોગ્યતા આત્મામાં નથી અને પ્રકૃતિમાં છે, માટે પ્રકૃતિજ ઉપાદાન કારણુ થઇ શકે છે આત્મા નહિ. ॥ ૩૪ ॥

## श्रुतिविरोधान्न कुतर्कापसदस्यात्मलाभः ॥ ३४ ॥

અન્વિતપદાર્થ:—( श्रुतिविरोधात् ) શ્રુતિમાં વિરોધ થવાથી ( कुतर्कापसदस्य ) દુષ્ટ તર્કનો ( आत्मलाभः ) અવકાશ ( न ) નથી.

અર્થ:—વેદમાં લખ્યું છે કે " शुद्धमपापविद्धम् " ૪૦-૮ યજું. પરમાત્મા વિકાર અને પરિણામથી રહિત છે, તેથી સ્પષ્ટ જણાય છે કે આત્મા જગતનું ઉપાદાન કારણ નથી. " अजामेकां लोहितशुक्लकृष्णाम् " " क्षरं प्रधानममृताक्षरं हरः " ઇત્યાદિ ઉપનિષદ્ વાકયોથી જણાય છે કે પ્રકૃતિજ ઉપાદાન કારણ છે હવે જો આત્માને ઉપાદાન કારણ માનીએ તો વેદમાં વિરોધ આવે છે, અનુમાનથી પણ સિદ્ધ થાય છે કે જડનું ઉપાદાન કારણ જડજ હોવું જોઇએ. ॥ ૩૪ ॥

વૃક્ષ આદિનું ઉપાદાન કારણ તો તેનાં બીજ જ જોવામાં આવે છે, તો તેઓનું ઉપાદાન કારણ પ્રકૃતિજ છે એમ કેમ માની શકાય? ઉત્તર

## पारम्पर्येऽपि प्रधानानुवृत्तिरणुवत् ॥ ३५ ॥

અન્વિતપદાર્થ:—( अणुवत् ) પરમાણુઓ પેઠે ( प्रधानानुवृत्ति ) પ્રધાનની અનુવૃત્તિ ( अपि ) પણ ( पारम्पर्ये ) પરંપરા સંબંધથી છે.

અર્થ:—જેમ પરમાણુ વાદીઓના મતમાં સર્વ કાર્યોનું ઉપાદાન કારણ પરંપરા સંબંધથી પરમાણુઓ છે તેમ, સાંખ્ય મતમાં પણ પરંપરા સંબંધથીજ વૃક્ષાદિનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે. પ્રકૃતિ સાક્ષાત્ ઉપાદાન કારણ તો મહત્ તત્ત્વનું જ છે અને બીજાં કાર્યોનું પરંપરા સંબંધથી છે. ॥ ૩૫ ॥

હવે પ્રકૃતિનું વિભુત્વ સિદ્ધ કરે છે.

## सर्वत्र कार्यदर्शनाद् विभुत्वम् ॥ ३६ ॥

અન્વિતપદાર્થ:—( सर्वत्र ) સર્વ ઠેકાણે ( कार्यदर्शनात् ) કાર્ય જોવાથી ( विभुत्वम् ) વિભુ છે.

અર્થ:—જ્યાં જ્યાં કાર્ય છે ત્યાં ત્યાં પ્રકૃતિ હોવાથી પ્રકૃતિ વિભુ એટલે વ્યાપક છે. જેમ ધૂમની અપેક્ષાએ અગ્નિ વ્યાપક છે તેમ પ્રકૃતિ કાર્યની અપેક્ષાએ વ્યાપક છે. પરમાત્મા પેઠે નિરપેક્ષ વ્યાપક નથી. ॥૩૬॥

પ્રકૃતિ સાપેક્ષક વ્યાપક હોવાથી તેમાં ગતિ પણ બતાવે છે.

## गतियोगेऽप्याद्यकारणताऽहानिरणुवत् ॥ ३७ ॥

અન્વિતપદાર્થ:—( **अणुवत्** ) પરમાણુ પેઠે ( **गतियोगे** ) પ્રકૃતિમાં ગતિ હોવા છતાં ( **अपि** ) પણ ( **आद्यकारणताऽहानिः** ) તેમાં મુખ્ય ઉપાદાન કારણુતાની હાનિ થતી નથી.

અર્થ:—પ્રકૃતિમાં ગતિ છે છતાં પણ તેમાં જે મુખ્ય ઉપાદાન કારણુતા છે તેનો બાધ થતો નથી. જેમ નૈયાયિકોના મતમાં પરમાણુમાં ગતિ અને આદ્ય ઉપાદાન કારણુતા છે તેમ પ્રકૃતિમાં પણ બન્ને છે. ॥૩૭॥

## प्रसिद्धाधिक्यं प्रधानस्य न नियमः ॥ ३८ ॥

અન્વિતપદાર્થ:—( **प्रधानस्य** ) પ્રકૃતિની ( **प्रसिद्धाधिक्यम्** ) પ્રસિદ્ધ અધિકતા છે તેથી ( **नियमः** ) ગતિના અભાવનો નિયમ ( **न** ) નથી.

અર્થ:—સર્વ કાર્ય કરતાં પ્રકૃતિ વ્યાપક છે તેથી તેમાં ગતિ ન હોવી જોઇએ એવો કોઇ નિયમ નથી. જે વ્યાપક હોય તેમાં ગતિ ન હોય એવો નિયમ નિરપેક્ષ વ્યાપક પદાર્થમાં છે સાપેક્ષક વ્યાપકમાં નહિ. ધૂમની અપેક્ષાએ અગ્નિ વ્યાપક હોવા છતાં તેમાં ગતિનો અભાવ નથી, માટે અધિકદેશવૃત્તિત્વરૂપ વ્યાપકત્વનો ગતિ સાથે કોઇ પણ જાતનો વિરોધ નથી. ॥ ૩૮ ॥

## सत्त्वादीनामतद्धर्मत्वं तद्रूपत्वात् ॥ ३९ ॥

અન્વિતપદાર્થ:—( **तद्रूपत्वात्** ) તદ્રૂપ હોવાથી ( **सत्त्वादीनाम्** ) સત્વાદિગુણો ( **अतद्धर्मत्वम्** ) પ્રકૃતિના ધર્મો નથી.

અર્થ:—સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણો પ્રકૃતિના ધર્મો નથી પણ એ ત્રણ ગુણો જ જ્યારે સામ્ય અવસ્થામાં હોય છે ત્યારે તેજ પ્રકૃતિ કહેવાય છે, માટે ઉક્ત ત્રણ ગુણો પ્રકૃતિના ધર્મો નથી ॥ ૩૯ ॥

## अनुपयोगेऽपि पुमर्थं सृष्टिः प्रधानस्योष्ट्रकुङ्कुमवहनवत् ॥४०॥

અન્વિતપદાર્થ:—( **उष्ट्रकुङ्कुमवहनवत्** ) ઊંટ જેમ કેસરનું વહન બીજાને માટે કરે છે તેમ ( **प्रधानस्य** ) પ્રકૃતિને ( **अनुपभोगे** ) ઉપભોગ ન હોવા છતાં ( **अपि** ) પણ તે ( **पुमर्थम्** ) પુરૂષને માટે ( **सृष्टिः** ) સૃષ્ટિ કરે છે.

અર્થ:—જેમ ઊંટ કેસરનો ઉપભોગ નથી કરતો છતાં પણ બીજાને માટે વહન કરે છે તેમ પ્રકૃતિ પોતે ઉપભોગ કરનારી ન હોવા છતાં પણ જીવાત્માને માટે જગત્ બતાવ્યા કરે છે. ॥ ૪૦ ॥

## कर्मवैचित्र्यात् सृष्टिवैचित्र्यम् ॥ ४१ ॥

અન્વિતપદાર્થ:—( **कर्मवैचित्र्यात्** ) કર્મની વિચિત્રતાથી ( **सृष्टि-वैचित्र्यम्** ) સૃષ્ટિમાં વિચિત્રતા આવે છે.

અર્થ:—જીવાત્માનાં કર્મો જુદી જુદી જાતનાં હોવાથી સંસાર પણ અનેક વિધ છે અર્થાત્ સૃષ્ટિ બનવામાં કર્મ હેતુ છે. ॥ ૪૧ ॥

હવે પ્રકૃતિના બે પ્રકારના પરિણામ બતાવે છે.

## साम्यवैषम्याभ्यां कार्यद्वयम् ॥ ४२ ॥

અન્વિતપદાર્થ:—( **साम्यवैषम्याभ्याम्** ) સરૂપ અને વિરૂપ પરિણામો હોવાથી ( **कार्यद्वयम्** ) સૃષ્ટિ અને પ્રલય બે કાર્યો થાય છે.

અર્થ:—પ્રકૃતિમાં બે પ્રકારના પરિણામ થાય છે એક સદૃશ અને બીજો વિસદૃશ. કાર્યનું જે કારણમાં લય થવું તે સદૃશ પરિણામ કહેવાય છે અને કારણમાંથી કાર્યનું જે બનવું તેને વિસદૃશ પરિણામ કહે છે સદૃશ પરિણામને સરૂપ પરિણામ કહે છે અને વિસદૃશ પરિણામને વિરૂપ પરિણામ કહે છે. સરૂપ પરિણામથી કાર્યનો લય થાય છે અને વિરૂપ પરિણામથી કાર્ય બને છે ॥ ૪૨ ॥

## विमुक्तबोधान्न सृष्टिः प्रधानस्य लोकवत् ॥ ४३ ॥

અન્વિતપદાર્થ:—( लोकवत् ) જેમ વ્યવહારમાં બને છે તેમ ( विमुक्तबोधात् ) જ્યારે પુરૂષને પાર્થક્યજ્ઞાન થાય છે ત્યારે (प्रधानस्य) પ્રકૃતિની ( सृष्टि ) રચના ( न ) થતી નથી.

અર્થ:—આત્મા જ્યારે સમજે છે કે હું પ્રકૃતિથી જુદો છું ત્યારે તેને વિવેકજ્ઞાન ઉત્પન્ન થાય છે અને પછી તે આત્મા પ્રત્યે પ્રકૃતિની સૃષ્ટિ થતી નથી કારણ કે તે વખતે પુરૂષ કૃતાર્થ થાય છે. ॥ ૪૩ ॥

## नान्योपसर्पणेऽपि मुक्तोपभोगो निमित्ताभावात् ॥ ४४ ॥

અન્વિતપદાર્થ:—( अन्योपसर्पणे ) અમુક્ત આત્મા પ્રત્યે પ્રધાનની સૃષ્ટિ હોવા છતાં ( अपि ) પણ ( मुक्तोपभोगः ) મુક્ત આત્માને ઉપભોગ ( न ) થતો નથી ( निमित्ताभावात् ) નિમિત્ત ન હોવાથી.

અર્થ:—બદ્ધ આત્મા પ્રત્યે પ્રકૃતિની સૃષ્ટિ ચાલુ રહેવા છતાં પણ મુક્ત આત્મા પ્રત્યે સૃષ્ટિનો વિરામ થાય છે કારણ કે ઉપભોગનું કારણ જે અવિવેકજ્ઞાન છે તે મુક્ત આત્મામાં હોતું નથી. ॥ ૪૪ ॥

## पुरुषबहुत्वं व्यवस्थातः ॥ ४५ ॥

અન્વિતપદાર્થ:—( व्यवस्थातः ) વ્યવસ્થા હોવાથી (पुरुषबहुत्वम्) પુરૂષો બહુ છે.

અર્થ:—કોઇ ધની, કોઇ ગરીબ, કોઇ મુર્ખ, કોઇ જ્ઞાની, કોઇ સુખી અને કોઇ દુ:ખી હોવાથી આત્મા અનેક છે એક નથી. ॥ ૪૫ ॥ ( અદ્વૈતવાદનું ખંડન કરે છે ).

## उपाधितश्चेत् तत्सिद्धौ पुनर्द्वैतम् ॥ ४६ ॥

અન્વિતપદાર્થ:—( चेत् ) જો ( उपाधितः ) ઉપાધિથી અનેક પણું માનશો તો ( तत्सिद्धौ ) ઉપાધિની સિદ્ધિ થવાથી ( पुनर्द्वैतम् ) દ્વૈત સિદ્ધ થશે.

અર્થ:—જો ઉપાધિથી આત્મામાં અનેક પણું માનશો તો ઉપાધિ અને આત્મા બે પદાર્થ માનવાથી અદ્વૈત સિદ્ધ થશે નહીં આ સૂત્રમાં "માત્ર એકજ બ્રહ્મ છે બીજું કશું નથી" એવું માનનારાઓના મતનું ખંડન છે. ॥ ૪૬ ॥

## द्वाभ्यामपि प्रमाणविरोधः ॥ ૪૭ ॥

અન્વિતપદાર્થ:—( **द्वाभ्याम्** ) બે વસ્તુઓ માનવાથી ( **अपि** ) પણ ( **प्रमाणविरोधः** ) પ્રમાણનો વિરોધ આવે છે.

અર્થ:—જો ઉપાધિને અવિદ્યાજન્ય માનશો તો પણ અવિદ્યા માનવાથી અવિદ્યા અને બ્રહ્મ એ બે વસ્તુઓ થવાથી અદ્વૈત રહેતું નથી, માટે અદ્વૈતવાદ અસત્ય છે. ॥ ૪૭ ॥

## द्वाभ्यामप्यविरोधान्न पूर्वमुत्तरं च साधकाभावात् ॥ ૪૮ ॥

અન્વિતપદાર્થ:—( **द्वाभ्याम्** ) બે વસ્તુઓ માનવાથી ( **अपि** ) પણ અમારા મત સાથે ( **अविरोधात्** ) વિરોધ ન હોવાથી ( **पूर्वम्** ) તમારો પૂર્વ પક્ષ બની શકતો ( **न** ) નથી ( **च** ) અને જો એકજ પદાર્થ માનશો તો ( **साधकाभावात्** ) સાધક પ્રમાણ ન હોવાથી ( **उत्तरम्** ) સિદ્ધાંત ( **न** ) બની શકતો નથી.

અર્થ:—જો બ્રહ્મવાદીઓ અવિદ્યા અને બ્રહ્મ બે પદાર્થ માને તો સાંખ્ય સાથે વિરોધ આવતો નથી કારણ કે સાંખ્ય મતમાં પણ સંક્ષેપથી પ્રકૃતિ અને પુરૂષ બેજ પદાર્થ છે અને જો બ્રહ્મ એકજ છે એમ માને તો બ્રહ્મની સિદ્ધિ કરવાને કોઈ પ્રમાણ ન હોવાથી બ્રહ્મસિદ્ધિ થઈ શકતી નથી. એકજ પદાર્થ માનવાથી પરપક્ષનું ખંડન અને સ્વપક્ષનું મંડન પણ થઈ શકતું નથી. ॥ ૪૮ ॥

બ્રહ્મ સ્વયં પ્રકાશસ્વરૂપ હોવાથી બ્રહ્મજ બ્રહ્મને સિદ્ધ કરે તો શી હાનિ ? એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

**प्रकाशतस्तत्सिद्धौ कर्मकर्तृविरोधः ॥ ४९ ॥**

અન્વિતપદાર્થઃ—( **प्रकाशतः** ) પ્રકાશરૂપ હોવાથી ( **तत्सिद्धौ** ) બ્રહ્મની સિદ્ધિ થાય તો ( **कर्मकर्तृविरोधः** ) કર્મ અને કર્તૃત્વનો વિરોધ થશે.

અર્થઃ—બ્રહ્મને પ્રકાશસ્વરૂપ માને તોપણ બ્રહ્મની સિદ્ધિ થઇ શકશે નહીં કારણ કે એકજ વસ્તુમાં એકજ વખતે કર્મત્વ અને કર્તૃત્વ સંભવી શકે નહીં. પ્રકાશક અને પ્રકાસ્ય એ બે પદાર્થો જુદાજ હોય છે. જેમ પ્રકાશસ્વરૂપ સૂર્ય અને ઘટાદિ પ્રકાસ્ય સ્વરૂપ ભિન્ન ભિન્ન છે તેમ પ્રકાશ સ્વરૂપ બ્રહ્મ અને પ્રકાસ્ય સ્વરૂપ બ્રહ્મેતર કોઇ ભિન્ન હોવો જોઇએ. ॥ ૪૯ ॥

હવે આત્મામાં પ્રકાશ્યત્વનું ખંડન કરે છે.

**जडव्यावृत्तो जडं प्रकाशयति चिद्रूपः ॥ ५० ॥**

અન્વિતપદાર્થઃ—( **जडव्यावृत्तः** ) જડવસ્તુથી અતિરિક્ત ( **चिद्रूपः** ) ચિત્સ્વરૂપ આત્મા ( **जडम्** ) જડ વસ્તુને ( **प्रकाशयति** ) પ્રકાશિત કરે છે.

અર્થઃ—ચિત્સ્વરૂપ આત્માજ જડને પ્રકાશિત કરે છે. આત્મા પોતે તો પ્રકાશસ્વરૂપ હોવાથી પ્રકાસ્ય નથી, માટે આત્મા પ્રકાશક અને જડ પ્રકાસ્ય એવા બે પદાર્થો માનવાજ જોઇએ. ॥ ૫૦ ॥

જો બે પદાર્થો માનીએ તો અદ્વૈત પ્રતિપાદક જે શ્રુતિ છે તેમાં વિરોધ આવશે, એ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

**न श्रुतिविरोधो रागिणां वैराग्याय तत्सिद्धेः ॥ ५१ ॥**

અન્વિતપદાર્થઃ—( ( **रागिणाम्** ) રાગવાન્ પુરૂષોને ( **वैराग्याय** ) વૈરાગ્ય ઉત્પન્ન કરાવવા માટે હોવાથી ( **तत्सिद्धेः** ) તેની સિદ્ધિ થવાથી ( **विरोधः** ) વિરોધ ( **न** ) નથી.

અર્થ:—" अथात आत्मादेश एवात्मैवाधस्तादात्मोपरिष्टात् " ઇત્યાદિ છાંદોગ્ય ૭-૨૫ " आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचन मिषत् " ઐતરેયોપનિદ્ ૧-૧ ઇત્યાદિ વાક્યોમાં આત્માનું જે અદ્વૈત પ્રતિપાદન કર્યું છે તે તો રાગવાન્ પુરૂષોને રાગ ઓછો કરવા માટે અને વૈરાગ્યની સિદ્ધિ કરવા માટે છે. જો સાધકને સર્વ આત્મા છે એવું જ્ઞાન થાય તો જડ પદાર્થમાં મોહ ઓછો થાય અને વૈરાગ્ય ઉત્પન્ન થાય એ હેતુથી અદ્વૈત વાદ બતાવ્યો છે, જડ વસ્તુનું મિથ્યાત્વ બતાવવા માટે નહિ, માટે અદ્વૈત પ્રતિપાદક આર્ષવાક્યમાં તથા વેદમાં વિરોધ આવતો નથી. ॥ ૫૧ ॥

હવે જગત્‌ના અસત્યત્વનું નિરાકરણ કરે છે.

**जगत्सत्यमदुष्टकारण जन्यत्वाद् बाधकाभावाच्च ॥ ५२ ॥**

અન્વિતપદાર્થ:—( **अदुष्टकारणजन्यत्वात्** ) અદુષ્ટકારણથી ઉત્પન્ન થવાથી ( **च** ) અને ( **बाधकाभावात्** ) બાધક જ્ઞાનનો અભાવ હોવાથી ( **जगत्** ) સંસાર ( **सत्यम्** ) સત્ય છે.

અર્થ:—સ્વપ્નમાં જે નગર પર્વતાદિનું જ્ઞાન થાય છે તે નિદ્રારૂપ દોષથી ઉત્પન્ન થવાથી, અને રજ્જુમાં જે સર્પ જ્ઞાન થાય છે તેનો થોડા વખત પછી આ સર્પ નથી એવું બાધક જ્ઞાન થવાથી અસત્ય છે, અને અસત્ય જ્ઞાનના વિષયભૂત પદાર્થો પણ અસત્ય છે, પણ જાગ્રત્ અવસ્થામાં સ્વસ્થચિત્ત અને નિર્દોષ ઇંદ્રિયવાળાને જે જગતનું જ્ઞાન થાય છે તેમાં ઉપર બતાવેલા બન્ને દોષોમાંનો એક પણ ન હોવાથી જગત્ સત્ય છે અને જગતનું જ્ઞાન પણ સત્ય છે. ॥ ૫૨ ॥

સતની જ ઉત્પત્તિ થાય છે, તે આ સૂત્રમાં બતાવે છે.

**प्रकारान्तरासंभवात् सदुत्पत्तिः ॥ ५३ ॥**

અન્વિત પદાર્થ:—( **प्रकारान्तरासंभवात्** ) અન્ય કોઇ પ્રકાર ન હોવાથી ( **सदुत्पत्तिः** ) વિદ્યમાન જગત્ જ ઉત્પન્ન થાય છે.

અર્થ:—અસત્‌ની ઉત્પત્તિ થઇ શકે, નહિ માટે સત્ જ ઉત્પન્ન થાય છે. જેમ કાચબામાંથી તેના સંકુચિત વિદ્યમાન જ અવયવો બહાર નીકળે છે તેમ સત્ પ્રકૃતિમાંથી સત્ જ જગત્ પ્રકટ થાય છે.

## अहङ्कारः कर्त्ता न पुरुषः ॥ ५४ ॥

અન્વિતપદાર્થ:—( अहङ्कारः ) અહંકાર ( कर्त्ता ) કર્ત્તા છે ( पुरुषः ) આત્મા ( न ) નહીં.

અર્થ:—" હું અમુક કામ કરૂં " એવો જ્યારે આત્મામાં અહંભાવ થાય છે ત્યારેજ આત્મા કંઇ પણ કાર્ય કરે છે માટે અહંકારવિશિષ્ટ આત્મા કર્ત્તા છે અને તેથી કર્તૃત્વરૂપ ધર્મ અહંકારનો છે.

## चिदवसाना भुक्तिस्तत्कर्मार्जितत्वात् ॥ ५५ ॥

અન્વિતપદાર્થ:—( तत्कर्मार्जितत्वात् ) અહંકારયુક્ત આત્માએ કર્મ કરેલાં હોવાથી ( भुक्तिः ) કર્મનાં ફળનો ભોગ ( चिदवसाना ) આત્મામાં જ થાય છે.

અર્થ:—અહંકારયુક્ત આત્માએ કર્મો કર્યાં છે તેથી તે કર્મફળનો ભોગ આત્માજ કરે છે, અહંકાર નહીં લડવારૂપ ક્રિયા સિપાઇઓમાં હોવા છતાં જય પરાજ્યરૂપ ફળનો ભોકતા તો રાજા જ હોય છે તેમ કર્ત્તા અહંકાર અને ભોકતા આત્મા છે.

## चन्द्रालोकेऽप्यावृत्तिर्निमित्तसद्भावात् ॥ ५६ ॥

અન્વિતપદાર્થ:—( चन्द्रालोके ) ચંદ્રાદિ લોકની પ્રાપ્તિ થવા છતાં ( अपि ) પણ ( निमित्तसद्भावात् ) અવિવેકજ્ઞાન રૂપ નિમિત્તનો સદ્‌ભાવ હોવાથી ( आवृत्तिः ) પુનર્જન્મ થાય છે.

અર્થ:—ચંદ્રાદિ ઉત્તમ લોકની પ્રાપ્તિ પણ મુકિત કહેવાય નહિ કારણ કે ત્યાંથી પણ આવૃત્તિ થાય છે. ॥ ૫૬ ॥

**लोकस्य नोपदेशात् सिद्धिः पूर्ववत् ॥ ५७ ॥**

અન્વિતપદાર્થઃ—( **लोकस्य** ) ચંદ્રલોકસ્થ માણુસને ( **पूर्ववत्** ) આ લોક પેઠે ( **उपदेशात्** ) ઉપદેશથી જ ( **सिद्धिः** ) સિદ્ધિ ( **न** ) થતી નથી.

અર્થ:—ચંદ્રાદિ લોકમાં પણુ કેવળ ઉપદેશથી સિદ્ધિ થતી નથી તેઓને પણુ મનન અને નિદિધ્યાસનની જરૂર છે. ॥ ૫૭ ॥

**पारम्पर्येण तत्सिद्धौ विमुक्तिश्रुतिः ॥ ५८ ॥**

અન્વિતપદાર્થ:--( **पारम्पर्येण** ) પરમ્પરાથી ( **तत्सिद्धौ** ) તેની સિદ્ધિ ( **विमुक्तिश्रुतिः** ) મુક્તિની સિદ્ધિ થાય છે.

અર્થ:--શ્રવણુ, મનન અને નિદિધ્યાસન વારંવાર કરવાથી વિવેકજ્ઞાન થાય છે અને વિવેકજ્ઞાન થયા પછી મુક્તિ મળે છે. ॥ ૫૮ ॥

**गतिश्रुतेश्च व्यापकत्वेऽप्युपाधियोगाद्भोगदेशकाल-
लाभो व्योमवत् ॥ ५९ ॥**

અન્વિતપદાર્થ:— ( **व्योमवत्** ) આકાશ પેઠે ( **व्यापकत्वे** ) પ્રકૃતિ વ્યાપક હોવા છતાં ( **अपि** ) પણુ તેમાં ( **गतिश्रुतेः**) ગતિ હોવાથી (**च**) અને ( **उपाधियोगात्** ) ચેતનના સંબંધરૂપ ઉપાધિને લીધે (**भोगदेश-काललाभः**) ભોગને માટે દેશ અને કાળનો લાભ થાય છે.

અર્થ:—પ્રકૃતિ વ્યાપક છે છતાં પણુ તેને ચેતનના સંબંધથી ગતિ એટલે પરિણામ છે, તેથી પ્રકૃતિ અનેકવિધ કાર્યરૂપે બને છે અને તેથી તેનો ઉપભોકતા જીવ થઇ શકે છે. અમુક કાર્યનો અમુક વખતે અમુકજ જીવાત્મા ઉપભોગ કરેછે. ॥ ૫૯ ॥

હવે ઇશ્વરનું જગત ઉપર અધિષ્ઠાન બતાવે છે.

**अनधिष्ठितस्य पूतिभावप्रसङ्गान्न तत्सिद्धिः ॥ ६० ॥**

અન્વિતપદાર્થ:—(**अनधिष्ठितस्य**) ચેતનથી જો અધિષ્ઠિત ન હોય તો (**पूतिभावप्रसङ्गात्**) પૂતિભાવ થઇ જવાથી (**तत्सिद्धिः**) તેની સિદ્ધિ (**न**) થઇ શકે નહિ.

અર્થ:—જો પ્રકૃતિ ચેતનથી અધિષ્ઠિત ન હોય તો તેનાં કાર્યરૂપ જગતની સિદ્ધિ થઇ શકે નહિ જેમ મૃતશરીરમાં જીવાત્મારૂપ ચેતનનું અધિષ્ઠાન ન હોવાથી તે સડી જઇ નાશ પામે છે તેમ જગતમાં પણ જો ચેતનનું અધિષ્ઠાન ન હોય તો જગતનો પણ નાશ થઇ જાય, માટે જગતમાં ચેતનનું અધિષ્ઠાન છે. ॥ ૬૦ ॥

આત્મા કર્મદ્વારાજ કાર્યનું નિમિત્ત કારણ છે તે આ સૂત્રમાં બતાવે છે.

**अदृष्टद्वारा चेदसंबद्धस्य तदसंभवाज्जलादिवदङ्कुरे ॥ ६१ ॥**

અન્વિતપદાર્થ:—(**चेत्**) જો (**अदृष्टद्वारा**) કર્મદ્વારા (**असंबद्धस्य**) સંબંધ ન થાય તો તેનું (**तदसंभवात्**) કારણત્વ ન હોવાથી (**अङ्कुरे**) અંકુરમાં (**जलादिवत्**) જળ આદિ માફક કારણ છે.

અર્થ:-જો ચેતન સ્વરૂપ આત્મા પ્રકૃતિ સાથે કર્મ સહિત સંબંધ ન પામે તો શરીરાદિ કાર્યનું તે નિમિત્ત કારણ થઇ શકે નહીં. જેમ પાણી બીજની સાથે સંબંધ પામીનેજ અંકુરનું નિમિત કારણ બને છે તેમ આત્મા પણ કર્મની અપેક્ષા રાખીનેજ કાર્ય પ્રત્યે નિમિત્ત બને છે. ॥ ૬૧ ॥

**निर्गुणत्वात् तदसंभवादहङ्कारधर्मा ह्येते ॥ ६२ ॥**

અન્વિતપદાર્થ:—(**निर्गुणत्वात्**) આત્મા નિર્ગુણ હોવાથી (**तदसंभवात्**) તેનો સંભવ ન હોવાથી (**एते**) એ (**अहङ्कारधर्माः**) અહંકારના (**हि**) જ ધર્મો છે.

અર્થ—આત્મામાં પ્રાકૃતિક ગુણો ન હોવાથી તે નિર્ગુણ કહેવાય છે અને નિર્ગુણ આત્મામાં અદૃષ્ટ આદિ ધર્મો ન હોવાથી તે ધર્મો અહંકારના છે. ॥ ૬૨ ॥

**विशिष्टस्य जीवत्वमन्वयव्यतिरेकात् ॥ ६३ ॥**

અન્વિતપદાર્થ:--(**विशिष्टस्य**) અહંકાર વિશિષ્ટ જે આત્મા છે તેને (**जीवत्वम्**) જીવત્વ છે (**अन्वयव्यतिरेकात्**) અન્વય વ્યતિરેકથી.

અર્થ:—જે આત્મા અહંભાવવિશિષ્ટ છે તેજ પ્રાણધારણરૂપ જીવત્વને ધારણ કરે છે અને જે અહંકારયુક્ત નથી તે પ્રાણધારણ કરતો નથી માટે અહંકારના અન્વય અને વ્યતિરેકથી અહંકારવિશિષ્ટ આત્મા જ જીવ છે. જેમાં અહંકાર નથી તેનું નામ કેવળ આત્મા જ' છે. "**जीव**' શબ્દ "**जीव बलप्राणधारणयोः**" એ ધાતુ ઉપરથી બનતો હોવાથી જે બળ અને પ્રાણને ધારણ કરે છે તે જ જીવ છે માટે આ સૂત્રમાં જીવત્વનો અર્થ પ્રાણધારણ કર્યો છે. ॥ ૬૩ ॥

સર્વ કાર્યની સિદ્ધિ ઇશ્વરાધીન છે કે અહંકારાધીન ? એ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

**अहङ्कारकर्त्रधीना कार्यसिद्धिर्नेश्वराधीना प्रमाणाभावात् ॥६४॥**

અન્વિતપદાર્થ:—(**अहङ्कारकर्त्रधीना**) અહંકારવિશિષ્ટ જે કર્તા છે તેને આધીન (**कार्यसिद्धि**) કાર્યની સિદ્ધિ છે (**ईश्वराधीना**) કેવળ સ્વરૂપભૂત ઇશ્વરને આધીન (**न**) નથી.

અર્થ:--**स ऐक्षत बहुस्यां प्रजायेय**" છાંદોગ્ય ૬-૨-૩ ઇત્યાદિ અહંકાર બોધક ઉપનિષદ્‌નાં વાકયોથી જણાય છે કે જ્યારે ઇશ્વર "હું સૃષ્ટિ બનાવું" એવા ભાવથી યુકત થાય છે ત્યારે અહંકાર વિશિષ્ટ જે પ્રકૃતિરૂપ કર્તા છે તેમાંથી સર્વ સૃષ્ટિ બનાવે છે જો પ્રકૃતિ રૂપ ઉપાદાન કારણ ન હોય તો કેવળ ઇશ્વરથી સૃષ્ટિ બની શકે નહીં, કારણ કે, ઉપાદાન કારણ સિવાય કોઇ પણ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી ॥ ૬૪ ॥

## अदृष्टोद्भूतिवत् समानत्वम् ॥ ६५॥

અન્વિતપદાર્થ:—( अदृष्टोद्भूतिवत् ) અદૃષ્ટ કારણ પેઠે (समानत्वम्) સરખાપણું છે.

અર્થ:—સામ્યાવસ્થા રૂપ પ્રકૃતિમાં જે ક્રિયા ઉત્પન્ન થાય છે તે ક્રિયાનું નિમિત્ત કારણ જેમ અદૃષ્ટ માનવામાં આવે છે તેમ આત્માનો સંબંધ પણ પ્રકૃતિ સાથે અવશ્ય માનવો જોઇએ કારણ કે પ્રકૃતિ કોઇપણ કાર્ય ચેતનના સંબંધ સિવાય કરી શકતી જ નથી ॥ ૬૫ ॥

## महतोऽन्यत् ॥ ६६ ॥

અન્વિતપદાર્થ:—( महतः ) મહત્ તત્વથી ( अन्यत् ) ભિન્ન છે,

અર્થ:—જે પ્રકૃતિ તત્વ છે તે મહત્ તત્ત્વથી ભિન્ન છે જો મહત તત્વને જ પ્રકૃતિ માનીએ તો તે કાર્ય ન હોવું જોઇએ કિન્તુ કેવળ કારણરૂપ જ હોવું જોઇએ માટે પ્રકૃતિતત્ત્વ મહત્તત્ત્વથી અન્ય છે. કઠોપનિષદ્‌માં પણ લખ્યું છે કે:-

सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुच्यते ॥"
अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वं च गच्छति ॥ ८ ॥

અહંકારથી ભિન્ન મહત્ તત્ત્વ છે, મહત્‌થી ભિન્ન અવ્યક્ત પ્રકૃતિ છે, પ્રકૃતિથી ભિન્ન પુરૂષ છે, એ પુરૂષ અકાર્ય છે તેને જાણી મનુષ્ય મોક્ષ મેળવે છે. " એથી સિદ્ધિ થાય છે કે આ સૂત્રમાં अन्यत् પદથી પ્રકૃતિ તત્ત્વ જ અભિપ્રેત છે. ॥ ૬૬ ॥

હવે બંધ વિષે અન્ય આચાર્યોનો મત બતાવે છે.

## कर्मनिमित्तः प्रकृतेः स्वस्वामिभावोऽप्यनादिर्बीजाङ्कुरवत् ॥ ६७ ॥

અન્વિતપદાર્થ:—( प्रकृतेः ) પ્રકૃતિનો ( स्वस्वामिभावः ) સ્વસ્વામિભાવ સંબંધ ( कर्मनिमित्तः ) કર્મને લીધે છે ( अपि ) પણ ( बीजाङ्कुरवत् ) બીજ અને અંકુર પેઠે ( अनादिः ) અનાદિ છે.

અર્થ:—જે આચાર્યો માને છે કે, 'પ્રકૃતિ સ્વ છે અને પુરૂષ સ્વામી છે એવો જે સ્વસ્વામિભાવ રૂપ સંબંધ છે તે બીજાંકુર પેઠે અનાદિ

હોવા છતાં કર્મનિમિત્તક છે. જેમ બીજથી વૃક્ષ અને વૃક્ષથી બીજ એવો પ્રવાહ અનાદિકાળથી ચાલ્યા કરે છે તેમ સ્વસ્વામિભાવથી કર્મ અને કર્મથી સ્વસ્વામિભાવ એવો પ્રવાહ અનાદિકાળથી ચાલ્યો આવે છે ॥૬૭॥

હવે પંચશિખ આચાર્યનો મત બતાવે છે.

**अविवेकनिमित्तो वा पञ्चशिखः ॥ ६८ ॥**

અન્વિતપદાર્થ:--(**वा**) અથવા (**पञ्चशिख**) પંચશિખ આચાર્યના મતમાં (**अविवेकनिमित्तः**) અવિવેક રૂપ કારણને લીધે છે.

અર્થ:--પંચશિખ આચાર્યના મતમાં સ્વસ્વામિભાવ ઉપર બતાવેલી યુકિતથી અનાદિ છે. ॥ ૬૮ ॥

**लिङ्गशरीरनिमित्तक इति सनन्दाचार्यः॥ ६९ ॥**

અન્વિતપદાર્થ:--(**सनन्दाचार्य**) સનંદાચાર્ય (**लिङ्गशरीरनिमित्तक;**) સ્વસ્વામિભાવનું કારણ લિંગ શરીર છે. (**इति**) એમ માને છે.

અર્થ:--સનંદાચાર્ય સ્વસ્વામિભાવનું કારણ લિંગ શરીર માને છે. તેના મતમાં પણ સ્વસ્વામિભાવ અનાદિ જ છે. ॥ ૬૯ ॥

હવે ઉપસંહાર કરે છે.

**यद्वा तद्वा तदुच्छित्तिः पुरुषार्थस्तदुच्छित्तिःपुरुषार्थः ॥ ७० ॥**

અન્વિતપદાર્થ:—(**यद्वा**) (**तद्वा**) સ્વસ્વામિભાવનું ગમે તે કારણ (**तदुच्छित्तिः पुरुषार्थः**) ર તેનો નાશ કરવો એજ પરમ પુરૂષાર્થ છે.

અર્થ:--અનાદિ સ્વસ્વામિભાવનું ગમે તે કરણ માનો પણ જયાંસુધી તેનો નાશ ન થાય ત્યાં સુધી મુકિત મળી શકે નહિ, માટે તેનો ઉચ્છેદ કરવો એજ પરમપુરુષાર્થ છે. આ સૂત્રમાં **तदुच्छित्तिः पुरुषार्थः** નો બે વાર પ્રયોગ કર્યો છે તે અધ્યાયની સમાપ્તિ સૂચવે છે.

**इति गुर्जरभाषाटीकायुते कापिलसांख्यशास्त्रे षष्ठोऽध्यायः॥**

**समाप्तश्चायं ग्रन्थः**